અંદર બેઠેલા પારસીઓ ગાડીમાંથી ડોકીયું બાહાર કરી ગુલીસ્તાંનને ટીકીટીકી જોતા હતા.

ગાડી ઘોડે બેઠેલાઓની આવી નફટાઇથી ગુલીસ્તાંનની મરીઆદા લજવાવા લાગી. આવતી જતી ગાડીઓમાં બેઠેલાં ગુલીસ્તાંનને એમ નીરખી જોતાં હતાં ખરાં, પણ તેમની આવી ચાલથી ગુલીસ્તાંનના નીરદોશ જીગરમાં ગભરાટ, અને લાજ બંને એકદમ ભડકી ઉઠયાં.

"મરેરે આએ શું બલા!" ગુલીસ્તાંન મનમા ફફડી ચટકી બોલી. "મુવા માટીડાઓનેતો કંઇ લાજ શરમ છે કે નહી? મારાં મોહડાંપર કાંઇ હીરાબીરા જડીઆછ, કે એમ ટીકી ટીકી જોયા કરેછ? કોઇ જબરા નફ્ટ અને નકટા! બાપદાદાના જનમમા કોઇ બઇરીને જોઇતી કે નહી? પણ એ ભુલ મારીજ થઇ. મારે બપોરના નવરે વખતે નીકલવું હતું. માટી ડાઓનો આફીસમા જવાનો વખત, અને ગાડીમાંથી ટીંગાઇ ટીંગાઇ મને જોયા કરેછ, તે મારે બરડે તો પાણી ઉતરેછ."

આ ધકારાની ધુનમા ગુલીસ્તાંન ગોવાલીઆ તલાવના રસ્તાને નાકે આવી પુગી. પેડર રોડ ઉપર જવા માટે હવે કેઇ તરફનો રસ્તો લેવો તેના વિચારમા તે એમ તેમ નજર કરી જોતી હતી, તેવામા એક ઉંચા કદના અને સોહાંમણા ચેહરાવાલા પારસી જવાંન ઉપર ગુલીસ્તાંનની નજર પડી. ગુલીસ્તાંન તેને જોતાંજ લજવાઇ ગઇ, અને પેલો જવાંન પારસી ગુલીસ્તાંનના ખુબસુરત ચેહરા તરફ ટીકી ટીકી જોવા લાગ્યો.

એક પળમા તે સમજી ગયો, કે આ નવજવાંન ઓરત રસ્તે ભુલી પડી ગઇ છે. તેણે તુરતજ આગલ વધી ગુલીસ્તાંનને પુછયું:—"તમે ભુલાં પડેલાં લાગોછ?"

"હા—નહી—હા જી."

ગુલીસ્તાંન આ જવાંનને પોતાની સામે અચબુચ આવી બોલતો જોઇ પેહલાં તો ડરકી ગઇ, પણ તુરતજ તે જેમ તેમ હીમત કરી જરા શરમાતી, જરા ગભરાતી, જરા અચકાતી બોલી:—"નહીજી, હું ભુલી નથી પડી."

"ઓ આઇ સી ! તાહારે તમો કોઇને સોધોછ ?"

"નહી જી. હું કોઇને શોધતીબી નથી. હું તો—

"નહી ? તાહારે હું તો તેમજ સમજીયો. કેમકે તમને તમારી આજુ-બાજુ નજર કરતાં જોઇ, મે એમ ધારીયું, કે તમે—

પેલા જવાંન પારસીએ ગુલીસ્તાંન સાથની મુલાકાત દરમ્યાન વાત લંબાવવાની તજવીજ કરવા માંડી. આવા એક જાહેર રસ્તા ઉપર ગુલીસ્તાંન એક બેગાના જવાંન સાથ વગર ઓલખાણે વાતચીત કરતી ઉભી રહે, એ તેણીને પસંદ પડયું નહી, અને તેથી તે તુરતજ તેને બેરવી કાહાડવાની, અને પોતે ત્યાંથી ચાલી જવાની ઉતાવલમા પડી.

"બાઇ, મેહરબાની કરી, કેહશો કે પેડર રોડ—

"આએ રસ્તો ગીબ્સ રોડ ઉપર જવાનો છે. હિંયાથી 'હેંગીંગ ગારડન' તરફ—

"પેડર રોડ તરફ—" "ગુલીસ્તાંને સવાલ કીધો, અને પેલા જવાંને આગલ બોલવી માંડયું.

"આએ રસ્તે નેપીયન સી—

"જી, મને તો પેડર રોડ તરફ—"ફરીથી ગુલીસ્તાંને ચીરડાઇને કહ્યું.

"હા જી. આએ રસ્તે વોરડન રોડ—

"બાઇ, મને એ બધા રસ્તા દેખાડવાની જરૂર નથી. મને તો પેડર રોડ ઉપર જવું છે ?" ગુલીસ્તાંને હવે જરા અધીરી પડી કહ્યું.

"પેડર રોડ ?" પેલા પારસી જવાંને આ સાદી સુતરી રૂપસુંદરીને વાતમાં ઘેરવાની મતલબથી પુછ્યુ. "પેડર રોડ ? ઓ માઇ ? અરે તે તાહારનું બોલીએ કેની ? પેડર રોડ જવાનો આ સીધો રસ્તો. તમે મને જે રસ્તેથી આવતો જોયો તેજ—

"નહીજી, મે તમુને એ રસ્તેથી આવતાં બીલકુલ જોયા નહી." ગુલીસ્તાંને સાફ ના પાડી. "કીઓ રસ્તો બાઇ ?"

"જુઓં આએ સીધો રસ્તો તે પેડર રોડ." પેલા જવાંન પારસીએ લાંબે હાથે બતાવી કહ્યું.

"આએ સીધો રસ્તો?" ગુલીસ્તાંન જરા ફફડીને બોલી. "તમારી મેહરબાની થઇ."

"તમે સમજ્યાં કેની—

"હા જી હું સમજી. તમારી મેહર—

"તમે કેહતાં હોવો, તો તમુને તમારે ઠેકાંણે પુગાડવા—

"નહીજી. હું જવસ."

"હમણા ગાડીઘોડાનો વખત છે. તમે એખલાં છઓ, વાસ્તે ચાલો હું તમુને—

"નહી બાઇ, તમુને તજદી આપવા હું માંગતી નથી. માફ કરજો. હું એ રસ્તો જાણું છ."

પેલા એસકી જવાંનની મરજી આ સોહામણી છોકરીની રાહબરી કરવાને બહાંને તેની ઓળખાણ કરવાની હતી., આ તો દેખઇતું હતું, કે આ સાદી સુતરી અને સોહામણી ગરીબ છોકરીની ખુબસુરતી જોતાંજ, તે જવાંન તેની ઉપર મોહી પડયો હતો, અને કોઇબી રીતે વાત લંબાવી તેણીના, નાંમ અને ઠાંમથી વાકેફ થવાના તે ફાંફાં મારતો હતો. પણ ગુલીસ્તાંનના મકમ ઠેડાવ આગલ તે જવાંનનું કાંઇ.ચાલી શકયું નહી. અંતે તે તેને પડતો મુકી ચાલી જવા નીકલી. પણ એમ એકાએક ચાલી જઇ પેલા જવાંનને અપમાન કરવા જેટલી જાહેલી કરતાં, તે ખુબસુરત છોકરીની સાદી સમજે ના પાડી. ગુલીસ્તાંને એટલાવારમાં તે જવાંનની સજધાજ અને અદા તથા તેના ચેહરાની પેશાંની ઉપરથી અટકલ કરી લીધી હતી, કે તે કોઇ કેલવાએલો તેમજ સારાં ખાનદાનનો જવાંન છે.

"જી માફ કરજો તમુને ખોટી થવું પડયુંછ."

ગુલીસ્તાંન એટલાજ "સખુનો કહી, એટલી તો ઝડપથી પેલા જવાંનને પડતો મુકી ચાલી ગઇ, કે પેલા જવાંનને તેનો વલતો જવાબ આપવાનીબી

તક મલી નહી. તે તો ડઘાઇજ ગીગો, અને ડાચું વકાસી ડોલા ફાડી જોતોજ ઉભો.

"પેડર રોડ !" પેલો જવાંન અંતે મનમા બોલ્યો. "એ પેડર રોડ ઉપર કોણને તાંહાં જતી હોસે? સહવારને પોહોર ! આવી ગીરદીને વખતે ! એ કોણ હોસે ! લાગેછે તો ગરીબ પણ શું એની ખુબસુરતી ! શું એની આંખોનું તેજ ! શું એના બોલવાની ધપ ! શું એના મોહોડાંનો મલકાટ ! શું એના ચહેરાનો ઘાટ ! બાપરે ! બાપરે ! પારસી કોમમા કેવી કેવી ખુબસુરતીઓ પડીછે તેનો પારસીઓને કાંઇબી ખ્યાલ હોય, એમ હું માનતો નથી. કેહછે કે પારસી ઓરતો ખુબસુરત નથી, વાસતે સંસાર અને ઓલાદને સુધારવા પારસીઓએ વેલાતથી મડમો પરણી લાવવી જોઇએ. રોટ ! એવા વીચારવાલાંઓના ભેજાંમા કેટલો ભુસો છે, તે આ એકજ ખુબસુરતીના નમુનાપરથી સાબેત થાયછે. ભેજાંના ધસેલા પેલા ફરાકરી બીસકોટવાલાઓ કેહછે, કે ખરો સુધારો મડમો પરણવામા છે. રાજા બોલીયા અને દાહાડી ઢીલી ! એવા ડોલઘાલુ સુધારાવાલાઓની સુંજે જો પારસી કોમ ચાલે, તો આખી કોમ સાતરે સાત થઇ જાય ! એ લોકની કેવી જોખમભરી હિંમત ! (હિંમત નહી પણ હેવાકત ! કેહવત કંઇ ખોટી છે. "Fools rush in where angels fear to tread" અરરર ! પણ હું કેવો મુરખ ! કનફાઉન્ડ ઇટ ! પેલીનું નામ પુછતાં હું બીલકુલ ભુલી ગીયો ! જરા નાંમ પુછ્યું હોતે ? અરે જરા ઠેકાણું પુછ્યું હોતે ! કેવી ગફલાતી ! ખેર ! એ આએ તરફથી આવતી દેખાઇ હતી ! અને પેડર રોડ તરફ ગેઇછે. એ પાછી તો ફરસેજ. તાહાંરે ફરીથી એનો મેલાપ થાય એવો કંઇ દાવપેચ રમવો જોઇએ."



## પ્રકરણ ૫ મું.

## મીસીસ દીલાવરખાંન

વાંચનારને દીલાવરખાંનના ચંપા બાગની રચણાથી વાકેફ કરવા, તથા દીલાવરખાંનના કુટુંબની ઓળખ કરાવવા માટે લંબાન કરવાની કાંઇ જરૂર નથી, કેમકે આ વારતાના બનાવો જેમ જેમ ખીલતા જશે, તેમ તેમ એ કુટુંબીઓ વારાફરતી વાંચનારની સાંમે રજુ થતાં જશે.

દીલાવરખાંનનો કુસાદે બગીચો પેડર રોડ ઉપર આવેલો હતો, અને તે રોણકદાર મકાંન ચંપા બાગને નામે જાણીતું થએલું હતું. ગુલીસ્તાંનને ચંપા બાગ જેવું એક જાણીતું મકાંન, પેડર રોડ ઉપર શોધી કાહાડતાં વાર લાગી નહી. ચંપા બાગના રોણકદાર 'ગેટ' ઉપર તેનું નાંમ વાંચતાંજ તે બેધડક અંદર દાખલ થઇ. આ મોહટે ઘરના મોહટાં મકાંનમાં અગાઉ તે કોઇબી વાર આવેલી નહી હોવાથી, હૉલમાં એકાએક દાખલ થવાની તેણીએ હીંમત કરી નહી, પણ કોઇબી ત્યાં આવી લાગે તેની ઇંનતેજારીથી રાહા જોતી, બંગલાના વરંન્ડા ઉપર તે ઉભી.

ગુલીસ્તાંન ત્યાં આવતાં જતાંની રાહા જોતી ઉભી, પણ કોઇબી તેની નજરે પડયું નહી. તેની અધીરાઇનો પાર રહ્યો નહી. તે ઇંનતેજારીથી ખાલી દીવાંનખાના અંદર નજર કરી એમ તેમ જોતી હતી, તેવાંમા તેણીની નજર દીવાલ ઉપર ગોઠવેલાં એક નકસીદાર ઘંટ ઉપર પડી. ગુલીસ્તાંન આ ઘંટની પાસે ગઇ, તો તેણીની નજરે, 'Push' એવો હરફ ઘંટના બટંન ઉપર કોતરેલો પડયો.

આ હરફો વાંચતાંજ ગુલીસ્તાંને તે બટંન દાબ્યું, અને તે પાછલ હટે, તેટલાં એક ગોવાનીસ આયા, ગુલીસ્તાંનની સાંમે લટકો મટકો કરતી આવી ઉભી.

"એ કોણ સે? તું કોણ સે બાઇ? આરે તું કોણને પુચેસ?"

પેલી મોહટે ઘરની એસકી આયા, ગુલીસ્તાંનને પુછતી તેની સામે આવી ઉભી.

"દીલાવરખાંનના બાંનુબાઇનો પોલકો લેઇને હું આવીછ. આયા, તું તેવણને જઇને કેહ કે———

"બૉસ બૉકુ," પેલી આયા ગુલીસ્તાંનનું બોલવું જાંણે બધું સમજી ગઇ હોય, તેમ તકારો કરી બોલી. "મોટા ફોલકા લેઇ આયોસ તે મીજાસ કેટલા બધા કરેસ! ઉભો રહે! હું બાઇને કેહસ!"

આ મીજાસની કુતરીનો કડાકો જોઇ ગુલીસ્તાંન તો ડઘાઇજ ગઇ.

"ખુદા ખેર કરે. જે મકાંનના નોકરો પોતાના નાંખ ઉપર માંખ બેસવા દેતાં નથી, તો તેના શેઠ શેઠાણી કેવાં હોસે?" ગુલીસ્તાંન મનમાં બબડવા લાગી.

અર્ધો કલાક થઇ ગયો. પેલી આયા ગઇ, અને હજી કોઇ આવ્યું નહી. ગુલીસ્તાંનની અધીરાઇનો પાર રેહ્યો નહી. લગભગ બાર, સાડા બાર થયા, પણ કોઇનું નામ કે નીશાન મલે નહી. હવે શું કરે! ફરી એકવાર ગુલીસ્તાંને પેલા ઘંટનું બંટન દાબવાનો વીચાર કીધો, પણ તેવામાં એક પારસી નોકરે આવી ગુલીસ્તાંન તરફ જોઇ પુછ્યું:—

"છે—તે—કરીને—બાઇ સાહેબનો પોલકો કોણ લઇ આયુંછ?"

"જી હું." ગુલીસ્તાંને માથાં ઉપરની સોડ તાંણી જવાબ દીધો, અને પેલો નોકર ગુલીસ્તાંનના સોહામણા ચેહરા તરફ જોઇ રેહ્યો.

"હું લાવીછ." ગુલીસ્તાંન તે નોકરને કેહવા લાગી. "દીલાવરખાંનન બાઇ સાહેબનો"———

"પોલકો, પોલકો," પેલો નોકર વચમા બોલી ઉઠીયો. "તેવણનો પોલકો તમે લાયાંછની? ઠીક થયું. તેવણ એ પોલકાનીજ વાટ જોતાંતાં. એક અર્ધો કલાક જો મોડું થતે, તો મને ખેજવાડી દોડવું પડતે. લે ચાલો મારી સાથ, બાઇની પાસે."

ગુલીસ્તાંન આ પારસી નોકરની પુઠે ચાલી. દીવાંનખાંનામાંથી આગલ ચાલી, તેઓ માલ ઉપર જવા માટે એક સંગેમરમરના દાદર ઉપર ચહડયાં, અને ઉપર ચહડતાંજ એક રોણકદાર દીવાંનખાંનાની સાંમે તેઓ બંને જન આવી ઉભાં. પેલો પારસી નોકર ગુલીસ્તાંનને આ દીવાંનખાંનામા બેસાડી નીકલી ગયો, અને ગુલીસ્તાંન આ રંગીલાં દીવાંનખાંનામા એકલી પડી. ચોતરફ નંજર કરી આ દીવાંનખાંનુ તે જોતી ઉભી. કાંઇ કીસમ કીસમના પુતલાં, અને કીસમ કીસમના ચીતારોથી આ દીવાંનખાંનુ સંગારેલુ જોઇ, ગુલીસ્તાંન મનમા તરેહવાર અટકલ કરતી હતી, તેવામા તે દીવાંનખાંનામા એક સુંદર દેખાવની રૂપાલી મડમ આવી ગુલીસ્તાંનને પોતાની પાછલ આવવા કહી, તેણીને પોતાની સાથે તેડી ગઇ.

* * * *

દીલાવરખાંનના બાંનુબાઇ સુમારે પાતરીસ વરસની "ઉંમરે" પુગેલાં, દેખાવે ખુબસુરત, અને સીકલે સોહાંમણા હતાં. પાતરીસ વરસની ઉંમરની બાઇજી ઓરતોની સાંથે સરખાવતાં, તેવણે પોતાની જવાંની એવી તો સરસ રીતે જાલવી રાખી હતી, કે વીસથી પચીસ વરસની કુમારી છોકરીઓ જ્યારે પોતાની જવાંનીનો ગુલાબ કરમાવી નાખી, પરણીને પાર પડી ગએલી ઓરતોના જેવી દેખાતી હતી, ત્યારે પાતરીસ વરસના આ દીલાવરના બાનું-બાઇની જવાંનીનો બહાર, તેમણા ચેહરાની ચાંમડીનો ચલકાટ, તેમણા કાલાં ભંમર જેવાં બાલના જુલફાં, અને તેવણના ઠસ્સા સાથના ચટકા ભરીયા લટકા આગલ, જવાંન કુમારી છોકરીઓ ઝંખવાઇ જતી હતી. અગરજો દીલાવરની બાંનુ આજે કુમારી હોતે, તો બેશક મેત્રીમોનીયલ મારકેટમા તે એક અજબ કીસમનો ધરતીકંપ મચાવતે. પણ તેમ હતું નહી. તેવણ પરણીની પાર પડી ગયાં હતાં. દીલાવરખાંનના ખાનબહાદુર બેહરામશાહ સાથ 'તેવણ પરણી' ચુકેલાં હતાં. ખાનબાહદુર બેહરામશાહ, પોતાની પેહલી ધણીઆણીના મરણ પછી, મોહટી ઉંમરે પરણવા નીકલ્યા હતા. આજે ઘણીક દીકરીના માબાપો પઇસા ખાતર

જેમ ધરડા ખાવીંદને પોતાની દીકરીઓ ખુશીથી વેચે છે, તેમ બાંનુબાઇના લગન ખાનબાહદુર બેહરામશાહ સાથે તેવંણુની મોહટી ઉંમર છતાં, પઇસા અને માંનના લોભને ખાતર થયાં હતાં.

પણ મીસીસ દીલાવરખાંનને એમ "એકદમ" ઉપર ટપકેથી તપાસી વાંચનારે વીસારી દેવી નહી. આ ખુબસુરતીની પુતલી જેટલી ખુબસુરત હતી, તેણીની ફેશન અને શીશીઆરીનો પારજ નહી હતો. નવી ફેશનો શોધી કાહાડવા માટે મીસીસ દીલાવરખાંન મલબાર હીલ ઉપર વસનારાંઓમાં જાણીતી થઇ હતી. લેડી કરઝને દીલ્લી દરબારમાં 'ઓરીએનટલ ફેશન' બાલનો સેંહટો પાડયો, તેની પેહલી નકલ મુંબઇમા મીસીસ દીલાવરે કીધી, અને તે ઉપરથી એ ફેશન માતબરોમા ફેલાઇ. પણ સેવટે તે એટલી હદ સુધી ગરીબોમા ફરી વલી, કે ગલી ગુંચીઓમાં વસતી, અને સીવી સાંધીને પેટ ભરતી, તથા ધરમના મકાંનોમા રેહતી ગરીબ અને મુફલેસ પારસણો પણ 'ઓરીએનટલ બ્યુટી' તરીકે ગલી ગલીએ નજર પડતી હતી. એવી એવી કાંઇ અનેક ફેશનો મુંબઇમાં દીલાવરખાંનની બાંનુને આભારી હતી. સ્વભાવે બાંનુ જેટલી તેજ હતી, તેટલીજ દીલે તે દુલ્લી અને માયાલુ હતી.

એવી દીલાવરખાનની બાંનુ હતી. એવી તેની ખુબસુરતી હતી, અને એવો તેનો ખવાસ હતો. તેવી એક મોહટે ઘરની મોહટીબાઇ સામે સાદી પણ નમાની ગુલીસ્તાંન જઇ ઉભી.

---

## પ્રકરણ ૬ ઠું.

## પોલકો પાસ થયો.

એક સુંદર દીવાંનખાંનામાં ગુલીસ્તાંન દીલાવરખાંનના બાંનુબાઇની સામે જઇ ઉભી. બાંનુબાઇનો હસ્સો, તેવણુનો દમામ, તેવણુનો તોર અને તુમાખ, અને તેની સાથે તેવણુની ખુબસુરતીનો રૂબાબ જોઇ ગુલીસ્તાંન ડગાઇજ ગઇ. ખરી વાત હતી કે ગુલીસ્તાંન કોઇબી વખત, એવાં

ઉઘરાંણીના કાંમ સારૂં કોઇને ઘર ગઇ નહી હતી, પણ જ્યારે તેણીને એવું કાંમ પેહલીજ વખતે કરવું પડયું, અને આવે મોહટે ખાંચરે તેણીને ચહડવું પડયું, ત્યારે તેણીની સાદી પણ નશાની મગરૂરી લજવાઇ જવા લાગી. પોતાની ગરીબી હતાં તે મનમા શરમાઇ બોલી:—"કેવું હલકું કાંમ મારી ગરીબીને લીધે મને કરવું પડેછ. બીજા ઉઘરાવવાનું કાંમ મારૂં નથી? તે તો તેના માણુસોનુ કાંમ છે? પણ લાચાર.!"

"એ કોણ?" પેલાં મોહટે ઘેરના દીલાવરબાઇએ ગુલીસ્તાંનને જોતાંજ ફાંસી ફુંસી પુછયું.

"જી, એ તો હું છેઉ. પારસી ફીમેલ વર્ક-કલાસમાથી તમારો પોલકો–

"પોલકો? અં હાં લાવો કાહાડો. જોઇએ? કેટલું મોડું થયું. જો હું કોઇ મડમને સીવવા આપતે, તો એટલું મને ખોટી થવું પડતેજ નહી. લાવો જલદી કરો. મને 'ત્રાઇ' કરવો પડશે."

"જી, હા, સુખેથી "ત્રાઇ" કરો." ગુલીસ્તાંને પોતાના હાથ માહેલો દાબડો ઉઘાડી તેમાથી પેલો સુંદર ફેશનનો પોલકો બાહાર કાહાડી મીસીસ દીલાવરખાંનની પાસે જઇ તેવણુના હાથમા આપ્યો.

"મીસ બાલફૂર, જુવોની મને એ કેવો શોભેછ?"

મીસ બાલફૂર, જે મીસીસ દીલાવરની નોકરીમા તેની 'કંપેનીયંન' તરીકે રહેલી હતી, તેણીએ તે પોલકો ખુશીથી બાંનુને પહેરાવવાનું માથે લીધું. આ મોહટે ઘેરના મોહટાંબાઇના નાજ અને નખરાં જોઇ, ગુલીસ્તાંનના જીવમા જીવ રેહ્યોજ નહી. મીસીસ દીલાવરનો ઠરસો, અને તેનો તોર તથા દોર જોઇ, તે ઠસકીજ ગઇ હતી, પણ તેવામાં બાનુંબાઇની મડમ કંમપેનીયંને જ્યારે પોલકો પેહરાવવાનું કાંમ માથે લીધેલું તેણીએ જોયું, ત્યારે તેણીએ નકકી ધારયું કે પોલકો જરૂર 'નાપાસ' થવાનો, અને મીસીસ દીલાવરનો મીજાજ જતો રેહવાનો.

પણ અંતે પોલકાની 'ત્રાયલ' પુરી થઇ, અને ગુલીસ્તાંનના જીવમા જીવ આવવા લાગ્યો. પોલકો દરેક રીતે મીસીસ દીલાવરને પસંદ પડયો,

અને મીસીસ દીલાવરે પોતાના આંગમાથી તે કાહાડી મીસીસ બાલફરને આપી, ગુલીસ્તાંન તરફ જોઇ કેહ્યું:—"ઠીક છે. આલીબુઇને કેહજો, કે પોલકો પુગોછ."

"જી વારૂ." ગુલીસ્તાંને લાએકીથી જવાબ દીધો. "જી, આએ પોલકાનુ બીલ આલીબઇએ મોકલીયુંછ."

મીસ બાલફરે પરબીડાંમાં બીડેલી એક ચીઠી ગુલીસ્તાંનના હાથમાંથી લેઇ મીસીસ દીલાવરના હાથમાં આપી, અને મીસીસ દીલાવરે તે ઉપર નજર કીધી.

બાઇ સાહેબ બાંનુબાઇ બેહરામશાહ દીલાવરખાંન. Dr.

| | | રૂ. આ. |
|---|---|---|
| ૪, | ગજ રેસમી કપડું, પોલકા સારૂં. દર વારના રૂ. ૧૦, લેખે. ૪૦) | ૪૦ |
| ૩, | ગજ રેસમી કપડું, બાંય સારૂં. દર વારના રૂ. ૧૦, લેખે ૩૦) | ૩૦ |
| ૦।, | ગજ ઉંચીમાની મખમલ, કાલર સારૂં. દર ગજના રૂ. ૨૦, લેખે. ૫) | ૫ |
| | આખા પોલકામાં લેસ અને રીબનના રૂ. ૧૫. | ૧૫ |
| | પોલકાને પાંસરામાં અને પીઠે ચાપીઆ મુકીથા તેના. | ૧૦ |
| | અસતર જેપાનીસ સીલ્કનું પોલકાને રૂ. ૧૦ | ૧૦ |
| | સીવવા માટે રેસમ રૂ. ૨ | ૨ |
| | સીલાઇ રૂ. ૨૫. | ૨૫ |
| | | જુમલે રૂપીઆ ૧૩૭ |

રૂપીઆ લેનારની સહી.

બાંનુ આ બીલ ચીપી ચીપી વાંચી જોયા પછી બોલ્યાં:—"આએ બીલ લેવા કોણ આવ્યુંછ ?"

"જી, એ બીલ લેવા હું પોતેજ આવીછ."

"તમે પોતે? એટલે ?"

"જી, આલીબઇએ મને એ બીલના રૂપીઆ લાવવા કહેલું છે, અને કહેલું છે કે——

"તમને હું કંઇ ઓલખતી નથી. વલી સરેસતા પરમાણે આલીબઇની પોતાની સહી આ બીલ ઉપર નથી, તેથી એ બીલના પઇસા તમુને મલશે નહી. વોટ ડુ યું થીંક મીસ બાલફ્રર ?"

"સરતનલી." મીસ બાલફ્રરે કંમરમાથી લચકઇ જઇ પોતાની સ્ટાઇલમા બાંનુજઇના મતને મલતો જવાબ આપ્યો. "આ બીલની રકમ મોહડી છે, અને તેટલાં સારૂ—

"આંએ બીલ તમે આપો પાછું." બાંનુએ પેલું બીલ મડમના હાથમા આપ્યું અને મડમે લટકો કરીને ગુલીસ્તાંનને તે પાછું આપ્યું.

આવો મામલો જોઇ ગુલીસ્તાંન ફ્રગલાઇ ગઇ. તેણીએ તે બીલ પોતાના હાથમા લીધું, પણ શું જવાબ દેવો તેનો તે કાંઇબી વીચાર્ કરે, તે આગમજ તેણીની નજર અડછતી બીલમા લખેલી એક રકમ ઉપર પડી.

તે બીલમા શું લખેલું હતું, અને કેટલા રૂપીઆનું તે બીલ હતું, તેની તેણીને ખબર પણ નહી હતી. પણ મીસીસ દીલાવરની કંમપેનીયંન મીસ બાલફ્રરે જેવું તે બીલ ગુલીસ્તાંનના હાથમા આપ્યું, તેવીજ તેણીની નજર ચોલકાની 'સીલાઇ'વાલી રકમ ઉપર પડી. અફ્સોસ! ગરીબ બીચારી ગુલીસ્તાંન! જે ચોલકો સીવીને તઇયાર કરવા સારૂ આ પારસી દરજણને આખી આખી રાત બેસી કાંમ પુરૂં કરવું પડીયું હતું, અને જેની સીલાઇ તેણીને ફ્રકત રૂ. ૩–૮ થી રૂ. ૪ મલવાની હતી, તેજ સીલાઇનો આલી-આગબોટે મીસીસ દીલાવરને રૂ. ૨૫)નો આંકડો કીધો હતો.

ગુલીસ્તાંનની આ નારીપારી મોહટી હતી. પણ તે કાંઇબી વીચાર કરે, તે આગમજ પેલી મોહટે ઘરની બાંનુએ સવાલ કીધો:-

"પણ તમે ચાલી ચલાથી બીલ ઉઘડાવવા આયાં તાહારે તે ઉપર સહી કરાવવી હતી કે ની?"

"બેઅદબી માફ છે, મારૂં કાંમ કાંઇ બીલ ઉઘડાવવાનું નથી."

"એમ કે? તાહારે તો તમુને બીલ આપવુંબી સલામતી ભરીયું નથી. જાવો તમે આલીબઇને કેહવો, કે તમારૂં બીલ હું મોકલી આપસ. સહી વગરના બીલ હમો કોઇને પગાર કરતાંજ નથી. એ પારકી બલામાં કોણ પડે! પઇસા પુગા, નહી પુગા, તો તેની ખટપટ કોણ કરે!"

"બેઅદબી માફ છે, તમારે ગમે તો બીલ આપો, અને ગમે તો ના આપો, પણ મારી દયાનત ઉપર તમે શક ના લેઇ જાવો." ગુલીસ્તાંન દીલાવર બાંનુના છેલ્લા સખુનો સાંભલી છછણી પડી, પોતાના ગુસ્સાને દાબી બોલી. "આલીબઇનો મારી ઉપર વીસવાસ હોવાને લીધેજ તેવને એમ બીલ લાવવા મને આપીયુંછ. જો તેઓનનો વીસવાસ મારી ઉપર હોય નહી, તો આવો સોધો પોલકો તેઓન મને કેમ આપી મોકલે?"

"ઠીક, ઠીક. હોસે! એ બીલના રૂપીઆ હું મારાં માણસ સાથેજ મોકલવા માગુછ." બાંનુએ ઠંડે પેટે જવાબ દીધો.

"જેમ તમારો વીચાર." ગુલીસ્તાંન બજીદ થવા લાગી. "પણ મને તો આલીબઇનો હોકંમ છે, કે રૂપીઆ લીધા વગર—

"બસ, બસ, લાંબી ટુંકી વાત ના કરો." દીલાવરની બાંનુ એકદમ ગુસ્સે થઇ ગુલીસ્તાંન તરફ ટીકી ટીકી ડોલા ઘુરકી તુંછાઇથી બોલી. "મે ના કેહુંની કે હું તમુને ઓરખતી નથી. જાવો, મને તમારી ઉપર વીસવાસ નથી."

"બેઅદબી માફ છે, મને તમારા વીસવાસની જરાબી જરૂર નથી." ગુલીસ્તાંન જરા ઉસકેરાઇને બોલી. "તમારો વીસવાસ મારી ઉપર નથી, પણ આલીબઇ ઉપર છે. અને આલીબઇનો વીસવાસ મારી ઉપર છે,

એટલે રૂપીઆ આપી મને જવા દેઓ. રૂપીઆ વગર જો હું પાછી જાસ, તો આલીબાઇ મારી ઉપર ઝારના ઝાર તોડી પાડશે."

"મીસ બાલફુર, આએ છોકરીનું નામ લખી લેઇ, આલીબાઇને જણાવો, કે ફરીથી એવાં અનઘડ આદમીઓને મારે બંગલે બીલ આપી મોકલે નહી." બાંનુએ પોતાની કમપેનીયંનને હુકમ કીધો. "આલીબાઇ ગીયાં ઝાંનમમેં અને તમનેબી કંઇ કહેતીતી. તમે જાણોછ કે તમે કોણુની સાથે એવા તુંદઇથી વાત કરોછ?"

"હાજી. હું જાણુછ, કે મને ખા૦ બા૦ દીલાવરખાંનના બાંનુબાઇ પાસથી બીલના નાંનાં વશુલ કરવા આવી રીતે બોલવું પડેછ. મોહટાંઓ ગરીબો ઉપર પોતાનો ગુસ્સો ખાલી નહી કરે તો કોણુ ઉપર કરે? પણ તેથી એમ નથી ઠરતું, કે સઘલાંજ ગરીબો અપ્રમાણીક હોય છે, અને સઘલાંજ મોહટાંઓ પ્રમાણીક હોયછે. કોઇ ગરીબ દયાનત અને ઇજતે એવાં માંતબર હોયછે, કે માતબરોની લાખોની દોલતની તેઓ પોતાની ઇજત ખાતર પરવા કરતા નથી. મારા જેવી ગરીબની દયાનત ઉપર શક લેઇ જવાનું મે તમુને કદીબી કારણ આપીયું નથી."

"બોલો, તમારૂં નાંમ શું?" મીસ બાલફુર ઓરડાંની એક બાજુએ ગોઠવેલી 'ડેવનપોર્ટ' ઉપર બેસી હાથમા પૅન લેઇ ગુલીસ્તાંન તરફ જોઇ પુછવા લાગી.

"મારૂ નામ ગુલીસ્તાંન કેકાસજી સીકનદર."

એકાએક એ શું થયું?

દીલાવરખાંનની બાંનુ જે ગુસ્સાથી લાલ અને પીલી થઇ ગેઇ હતી, તે ગુલીસ્તાંનનુ 'આખુ' નામ સાંભલી એકાએક ફીક્કી પડી ગેઇ. તેણીના ચહેરા ઉપરનો ગુસ્સો એકદંમ ઉડી ગયો. તેણીની આંખોમા ચલકતું તેજ ઝાંખુ પડી ગયું. તેણીનાં મોહડાંનો મલકાટ ઉતરી ગયો, અને તેણીની છાતીની અંદર, લોહડીની એરણુ ઉપર પડતા હથોડાના જરબ મીસાલ ધપ ધપ ધડાકા થવા લાગ્યા.

એકાએક એ શું થયું? શું ગુલીસ્તાંને બાંનુને કાંઇ નવું અપમાન કીધું? કાંઇબી નહી. ગુલીસ્તાંન બીચારી કાંપતી અને ધ્રુજતી મીસ બાલફ્રરને પોતાનું નાંમ લખાવતી હતી. બાંનુની તબીયતમાં આવી રીતે એકાએક જે ફેરફાર થઇ ગયો, તેનું તો ગુલીસ્તાંનને તેમજ મીસ બાલ્ફ્રરને કાંઇ ધ્યાનબી નહી હતું:

હા. તે એક વીજલીનો ઝટકો હતો. જેટલી ઝડપથી વીજલીનો ઝટકો આદમીને લાગી પાછો ગુંમ થઇ જાએ છે, તેમજ દીલાવરની બાંનુને લાગેલા આ અચાનક ઝટકાની અસર, વીજલીના ઝટકા જેટલીજ ઝડપથી પાછી ઉતરી ગેઇ.

આ બધી તકલીફી અસર એક પલકમાં પાછી ઉતરતાંજ, બાંનુ પાછી જેવીને તેવી થઇ, ગુલીસ્તાંનનો સોહામણો ચેહરો, તેના બદનનો બાંધો, તેનું સુરત જેવું રીધું કદ, તેની સુંદર પેશાંની, અને ચમકતી ચસમોમાં દીપી રહેલી તેની ખુબસુરતી, તે ટીકી ટીકી જોવા લાગી.

"મેડમ બાલફ્રર," બાંનુએ પોતાની કંમપેનીયંનને કહ્યું. "જાવો, શેઠની પાસે તમે જલદી જઇ રૂપીઆ પાંનસો મારે નામે માગી લાવી તેમાંથી આએ બીલ એકદમ ચુકવી આપો. આએ બીલ એકદમ આપી દેઓ. જલદી જાવો."

બાંનુમાં એકાએક આવો ફેરફાર થઇ ગએલો જોઇ, ગુલીસ્તાંન વીચારમાં પડી. મીસ બાલફ્રર, પોતાની શેઠાણીના ફરમાન પ્રમાણે મોહટા શેઠ પાસ ગઇ અને બાંનુએ ધીમે અવાજે ગુલીસ્તાંનને સવાલ કીધો.

"તમે, આલીબઇને તાંહાં ચાકરી છેઓ કે?"

"જી, નહી. હું ચાકરી નથી. તમારો આએ પોલકો મેં સીવેલો છે. એ પોલકો હું આલીબઇને આજે સતારના આપવા ગેઇ, અને તેવને એ પોલકો તમુને પોહોચાડવાની મને ફરમાસ કીધી."

"તાહારે તમે ઘેર બેસી કાંમ કરતાં હોસો." બાંનુ જરા દયાલુ દીસે ફગલીને બોલ્યાં. "તમે તમારાં. મા બાપ સાથે રેહતાં હસો?"

" જી, નહી. મારાં માયબી નથી અને બાપબી નથી." ગુલીસ્તાંનની છાતી આ સખુનો બોલતાંજ ભરાઇ આવી, અને તેણીનો ભરાઇ રહેલો ડીલ તાંમોસ નહી થયાથી તેણીની આંખમાંથી આંસુની ધાર તપકવા લાગી. " માયબાપ જો જીવતાં હોતે, તો આવાં દુખ——

" નેસીબ તમારા——" બાંનુ દલગીર થઇ દીલાસો દેવા લાગી. " ગરીબના નસીબ ગરીબ. કેટલું થયું તમારાં માબાપ ગુજરીયાંને ? "

" જી. મારા બાવાને હું જોવા પામીજ નથી." ગુલીસતાંને જવાબ દીધો. " પણ મારાં માય——ખુદા તેવનને હજારો હજાર બહેસ્ત બખસે. તેવનની મારી ઉપર એટલી તો માયા અને મેહરબાની હતી, કે શું કેહું. તેવનને ગુજરી ગીયાંને આજે તણ વરસ થયાં."

" તણ વરસ ? "

" જી, હા. તણ વરસ." ગુલીસ્તાંને પોતાની આંખો લુછી જવાબ દીધો. " મોત, તે કેવું મોત ! એક આફત જેવું મોત ! નહી મનમા, નહી ચીતમા, ને એકાએક ! રાતના હસી બોલી સુતાં, અને ખુદા માલમ શું થયું, કે એકાએક સહવારના ઘોલીઆ ઉપર મુવેલાં માલમ પરીયાં."

દીલાવરની બાંનુથી ગુલીસ્તાંનના દુખની કકલાતભરી હકીકત સાંભલી શકાઇ નહી. તેણીનુ દીલ ફાટફાટ થવા લાગ્યું. તે કાંઇ વધુ બોલવા જતી હતી, પણ તેટલાંમાં મીસ બાલફરને આવતી જોઇ તે બોલી—" ઓ, કંમ ઑન——કંમ ઑન મીસ બાલફર ! "

મીસ બાલફરે ગુલીસ્તાંનનું બીલ ચુકવી આપ્યું. ગુલીસ્તાંને તે બીલ ઉપર સહી કરી ઉપકાર સાથ બીલના રૂપીઆ લીધા, અને બાંનુબઇને નમીને તેવનની રજા માંગી.

" હું રજા લેઉછ જી."

" આવજો." બાંનુબઇએ ટુંકો જવાબ દીધો.

## પ્રકરણ ૭ મું.

### ' LOVE AT FIRST SIGHT !'.

ચંપાબાગમાંથી ગુલીસ્તાંન બાહર નીકલી જે રસ્તે તે આવી હતી, તેજ રસ્તે તે હવે પાછી ચાલી. બપોરનો સુરજ એવો તો જોરમા તપતો હતો, કે ગુલીસ્તાંનથી તે તડકાંનો તાપ ખમાયો નહી. બેજાર થઇ તે જેમ તેજ રસ્તાને નાકે આવી ઉભી, તેટલાંમાં તેની નજર ફરીથી પેલા ફાંકડા સોહામણા પારસી જવાંન ઉપર દુરથી પડી.

ખરી વાત તો એ હતી, કે તે જવાંન ગુલીસ્તાંનને જોતાંજ તેની ઉપર મોહી પડયો હતો. તે જાણતો હતો, કે તે નવજવાંન નાર કાંઇ કાંમ સારૂ પેડર રોડ ઉપર કોઇને બંગલે ગઇ છે, અને તેણીનો પાછો જવાનો રસ્તો પણ એજ હોવાથી, તે ગોવાલીઆ તલાવનું નાકું ઘેરીને ઊભો હતો.

પણ એન્તો જુલમ થયો ? આ ચલકતો પારસી રસ્તેથી પસાર થતી એક સોહામણી બાંનુ ઉપર એમ મોહી પડે, તો ભલે, પણ તેનો રસ્તો ઘેરી ધોલે દીવસે તેણીને પજવવાની હીમત કરે, એ તો પાક બેહાઇ થઇ.

એવા પરવાસ્તાઓ, એક કલાકમા એક દજન જુદી જુદી છોકરીઓ જોઇ, દજન વખત તેઓ ઉપર મોહી પડી પરણવા તૈયાર થાય, પણ એવા સાખુ સુકાલીઆઓની જામીનગીરી શું ?

અને તોપણ આ જવાંનને જેમ ગુલીસ્તાંન ઓલખતી નથી, તેમ તે પોતે પણ ગુલીસ્તાનને જાણતો, કે પીછાંણતો નથી. તેના બાપદાદાના જનમમા તેણીને પહેલ્લી વહેલ્લી તેણે આજેજ જોઇ છે, અને પહેલ્લી વખતેજ જોતાંને વાર તેની ઉપર તે એવો તો મોહી પડયો છે, કે તે પોતાનું કાંમ કાજ ખોઇ, સખત તડકાંના તાપમા સેકાતો અને ભુંજાતો તેણીનો રસ્તો ઘેરી ઉભો છે.

એ તો પ્યાર કરીને પરણનારાં જોડાંઓની ભાશામા 'Love at first sight' કહેવાય ! સુધારો કરવા નીકલેલાઓની રીત પ્રમાણેનો સુધારાવાલાઓનો સુધરેલો પ્યાર એ હતો !

એ પ્યાર કંઇ જેવો તેવો નહી, પણ ઓવાઇ નવાઇનો અને ઉંચે ઉપારેનો લેખાતો હતો ! એ પ્યાર તો કેલવાએલો,'લગનની ડામીજી !' ભરાવનારો, આગલી રાતે પરણી, પાછલી રાતે છંડાઇ પડવા જેવો હતો !

પણ અપવાદો તો દરેક દાખલામા ગણવાજ જોઇએ. થોડાક દાખલામા એવા પ્યારને બદનામીનો કલંક લાગ્યો હોય, તો તેથી કાંઇ બધાંજ પ્યાર કરી પરણનારાં નીશફલ નીવડતા નથી !

એક વખત એવો હતો, કે સુધારો કરી પરવારી ગએલા સાહેબો આવી કીસમના જોડાંને મુબારકબાદી પોતે આપતા, તેમજ બીજાઓ પાસે તેમને મુબારકબાદી અપાવવાની ભલામણ કરતા હતા. પણ એવા પોકલ પ્યારથી દુખદાયક પરીણામોની મોહોકાણો જયારે તેઓ કાંને કાંન સાંભલવા લાગ્યા, ત્યારે તેઓ 'હમે નહી ધારતા હતા કે આવું સેવટ આવશે,' એવો લુલો લંગડો બચાવ કરવા લાગ્યા છે. તોપણ વાંચનારાં—મહેરબાંનો એવાઓને એટલો બધો ગેરઇનસાફ નહી કરશે. Love at first sight ફતેહમંદથી નીવડે; પણ સવાલ એ છે, કે પારસી સંસારનુ હાલનુ ધોરણ તેટલા સુધારાની ટોંચ ઉપર ચહડયું છે કે નહી ?

ગુલીસ્તાંન આ જવાંનને દુરથી જોતાંજ સમજી ગઇ, કે તે જવાંન તેનો રસ્તો ઘેરી હજી ઉભો છે. પણ ઇલાજ શું ? તેજ રસ્તો ગુલીસ્તાંન માટે હતો, કે જે રસ્તે તે આવી હતી.

તે વીચારમા પડી. આ જવાંન સાથ કેવી રીતે કાંમ લેવું, તેનો તે ખ્યાલ કરતી હતી, તેટલાંમાં તો તે તેની પાસે આવી ઉભો, અને ઘણીજ સભ્યતાથી બોલ્યો:—

"માફ કરજો, મારી મતલબ તમુને જરાબી અપમાંન કરવાની નથી. હું તમને જરાબી ગુસ્સે કે દલગીર કરવાનો નથી. હું તમારી સાથ કાંઇ વાત કરવા માગુંછ."

"મારી સાથ કાંઇ વાંત કરવા માંગોછ?" ગુલીસ્તાને ચાલતાં ચાલતાં પુછયું. "હું તમુને જરાબી ઓલખતી નથી. મારી સાથ તમને શું વાત કરવાની હોય, જે આવા ઘોરી રસ્તા ઉપર તમે મને—

તમે-ત-મે, પણ તમે ગભરાવોછ શું કરવા? મારે તમુને—પણ તમે કેઇ તરફ જાવોછ? ચાલો, હું તમને નાકા સુધી મુકવા—

ગુલીસ્તાંન આ જવાંનને પોતાની આગલથી દુર કરી શકી નહી. ગુલીસ્તાંન સાથે ચાલવા તે જવાંન માનભરી રીતે બજીદ થવા લાગ્યો, અને ગુલીસ્તાંન તે જવાંનની લાએકી, સભ્યતા, તથા ચબરાકી છત્તાં તેને ખેરવવાની તજવીજ કરવા લાગી. કાંઇબી જીવ વગરની વાતચીતનો પટપટારો કરતાં તેઓ બંને જન ગોવાલીઆ તલાવનુ ઢલાંણુ પુરૂં કરી, નાકા ઉપર આવી લાગ્યાં.

પેલા જવાંનના ચહેરા ઉપર તરેહવાર જુસ્સાઓની ચહડ ઉતર થઇ રહી હતી. તેની મુખ્ય આરઝુજી અને મીનત એ હતી, કે ગુલીસ્તાંન તેનું બોલવું ધીરજથી સાંભલે.

પણ તેમની વાતમાં એકાએક ખલલ પડી. ગુલીસ્તાંન પોતાના ધ્યાનમાંજ ચાલતી હતી, અને પેલો જવાંન કાંઇ લાંબો હાથ કરી બોલવા જતો હતો, તેટલાંમાં પછવાડેથી કોઇએ બુમ પાડી:—

"હલ્લો! દાદીબા! અરે મારા અધીપતી, એ ધોરે દીવસે, ધોરી રસ્તા ઉપર એ શું ગડબડ માડીછ! દાદી-દાદી આઇ સે—

"હલ્લો! મી૦ રૂસ્તમ જાબુલી?" દાદી તુરતજ આ બોલનારને પીછાણી તેની તરફ ધ્યાન અને સભ્યતાથી બોલ્યો. "રૂસ્તમ બા? હું છે—તે આએ જવાંન બાંનુને—હું તરાંમના નાકા સુધી————

"અરે યાર, બસ કર! દાદી—દાદી એ શું? હું ખરેખર દલગીર છેઉં!" રૂસ્તમ જાબુલી મોહોડું કુમલાવી બોલ્યો.

"અરે! તમે મારૂ માનતા નથી?" દાદી ફજેતું પડી ગયાથી, તકરાર કરવા લાગ્યો. "પુછો એ બાંનુને કે હું એોન સાથ શું વાત કરતો તો"

"અરે પણ યાર ઑરીસ મુકી, એમ જવાંન બાંનુઓને તરાંમના નાકાં ઉપર પોહોચાડવાના ધકેલા તમારા જેવાં અધીપતીઓએ નહી ખાવા જોઇએ, બાવા!"

આ સખુનોથી દાદીનું તો નાખાજ કપાઇ ગીયુ ! પેલી જવાંન જોબનવંતીની આગલથી, રૂસ્તમ જાંગુલીના ઉપલા ટીકા સાંભલ્યા પછી, દાદી ફજેત પડી નીચી મુંડીએ ગોકદમ ચાલી ગઈ, અને ગુલીસ્તાંન આ બનાવ જોઇ પથરની કાંની જડ થઇ, જ્યાંની ત્યાં ડાંઘાઇ જઇ કાંપતી અને લેંજવાતી ઉભી.

“ગભરાવાનુ કાંઇ કાંમ નથી દીકરા.” રૂસ્તમ જાંગુલી ગુલીસ્તાંનની હાલત જોઇ બોલ્યો. “બીહીશો ના. મને તમારા બાપ સમાન સમજને. તમુને કાંહાં જવુંછ ?”

“જી, ખેતવાડી, પારસી શીમેલ વર્ક-કલાસમાં.” ગુલીસ્તાંને જવાબ દીધો. “હું એખલી જવસજી. મને રસ્તો ખબર છેજી.”

“ફીકર નહી. આએ બાઇ તમારી સાથે હતા, તેવનને તમે ઓલખોછ કે ?” રૂસ્તમે સવાલ કીધો, અને બંને જને હવે આગલ ચાલવા માંડ્યું.

“નહી જી.”

“એ કોણ છે, તે તમે જાણોછ કે ?”

“નહી જી. હું એવનને બીલકુલ જાણુતી નથી.”

“તાહારે ધારો, કે હું જો વચમાં નહી પડયો હોતે, તો આવા એક ખુબસુરત ફાંકડા જવાન સાથ તમારી દોસ્તીનો ગાંઠ જરૂર બંધાયો હોતે ખરો !”

“જરાબી નહી. આજકાલના એવા ચીબાવલા છોકરાઓના ટાપટીપના ભપકા ઉપર, ખુબ બારીકીથી જોવાની દરેક સમજુ ઓરતની ફરજ છે.”

“શાબાસ દીકરા. શાબાસ !” રૂસ્તમ જાંગુલીએ ગુલીસ્તાંનને શાબાસી આપી. “તારૂં નાંમ શુ બાય ?”

“જી મારૂ નાંમ ગુલીસ્તાંન કેકાસજી સીકનદર.”

“ખુદા તારૂ તાલે સીકનદર જેવું બુલંદ કરે.” રૂસ્તમે ગુલીસ્તાંનની તારીફ કીધી. “દીકરી ગુલીસ્તાંન સુણી રેહજે. તે દાદાર તુને સુખી, અને ખુશી રાખે, ગુલીસ્તાંન, યાદ રાખજે. કે ‘આ દુનીયામા

એક ઓરતને તારનાંર, અને બચાવનાર તેનો સદગુણ છે આજના જવાંનોની લોભી લાલચો જોઇ, તું ભોલવાતી ના. આએ પોરીઆઓ તરીમતરાક થઇ ફરે, તે ઉપર ભુલવું નહી હો? જે ઘણા વાંકાટીકા થાય, જે ઘણી પટપટ કરી બઇરાંઓને ઘણા હસાવે; અને મનાવી. લીએ, તેવાઓથી તું દુર રહેજે. પારસી સંસારનું, કબુબીઆ સુધારાવાલાઓએ નખોદ વાલ્યું છે. જેને તું સુધારો સમજેછ, તે ખરો સુધારો નથી, પણ ખરો કુધારો છે. તે બધું તુને સમજાવવાનો આએ વખત અને આએ જગા નથી. તું સમજુ અને ચાલાક છે. તુને વધારે કેહવાની જરૂર નથી. લે. આએ રસ્તો તારા વર્ક કલાસ ઉપર જવાનો આવી લાગો. સુખી રેહજે. ખુદા તારો નીગેહબાન થજો. સાહેબજી ગુલીસ્તાંન."

* * * *

ગુલીસ્તાંન રૂસ્તમ જાબુલીથી છુટી પડી પાધરી આલી બાગબોટના વર્ક કલાસમાજ ગઇ. તે ત્યાં પુગવા એટલી તો અધીરી થઇ પડી હતી, કે રૂસ્તમ જાબુલીથી છુટી પડતાંજ બેવડી ઝડપે તેણીએ ચાલવા માંડયું, અને રસ્તામા ચાલતા આજુબાજુ કાંઇબી નજર કીધા વગર મનમા ફદફદવા-લાગી:—

"આએ શું જુલમ! એક પોલકો સાડા ત્રણ રૂપીઆમા સીવાડી, તેનું પચીસ રૂપીઆ બીલ કરવું! હું જો એમ જાણતે, તો કદીઆ એ પોલકો એટલાંમા સીવતેજ નહી! મે તો આજેજ જાણીયું કે, વર્ક કલાસ-વાલાંઓ ગરીબો પાસે સોજનુ કાંમ સસતામાં કરાવી, આવો મોહટો નફો તે કાંમ ઉપર કરેછ!"

* * * *

આ ધકારાની ધુનમાં ગુલીસ્તાંન બોલ બોલતાં આલીના વર્ક કલાસમાં જઇ પુગી. આલી અને મીસ બેનેટ તેણીની રાહ જોતાંજ બેઠાં હતાં..

ગુલીસ્તાંને બીલના નાંનાં તુરતજ આલીને સવાધીન કીધાં, અને પોતાનો આખા માસનો હીસાબ કરાવી, તેના પઇસા માગી લેઇને.

તે બોલી:—"બહેન આલીબઇ, ફરીથી એવા પોલકા, હું એટલાંમાં શીવસ નહી. તમે વીચાર કરો બેહન, કે જે પોલકાની સીલાઇ પચીસ રૂપીઆ તમે ધરાક પાસથી લેવોછ, તેના તમે મને ચારજ રૂપીઆ આપોછ.?"

"એ હાય?" આલી છછણી પડી. "ગુલીસ્તાંન તમે એમ નજર ફેરવીને કેમ બોલોછ? તમુને કંઇ વીચાર છે? પચીસ રૂપીઆ એ પોલકાના કંઇ ઘણા થયા કે? અને આ બધાંનાં હોજરાં કોણ તમારો સગો વહાલો ભરે? મહીનો થતાં વાર લાગે નહી, ને ભાડાં તોડાં, માનસના પગાર, મડમનો પગાર, માલ મસાલાનો ખરચ, એ બધું કીઆ ચુલામાંથી લાઉ? જાવો, જાવો, જરા વીચાર કરી બોલો?"

"તે ગમે તે હોય, પણ ચાર ટીકડીમાં આખી આખી રાત બેસીને આવી મેહનત મારેથી થાય નહી."

આ ખટપટનુ સેવટ જો ગુલીસ્તાંન માલ પરથી નીચે ઉતરી પડને નહી, તો કદી આવતે નહી. આલી આગબોટ, કદીબી તેણીને એ પોલકાની વધારે સીલાઇ આપનાર હતીજ નહી, એવું જ્યારે ગુલીસ્તાંને જોયું, ત્યારેજ તે નીચે ઉતરી પડી, પણ તેવાંમા દાદર ઉપર મીસ બેનેટ સાંમે મલી.

"કેમ, ગુલીસ્તાંન તમે જાઓછ કે?"

"હા મેડમ. હું જાઉછ, અને હું ફરીથી તમુને મલનાર નથી. આલીબઇને, સારૂં કાંમ સસતી કીમતમા જોઇએછ, અને મારાથી સારૂં કાંમ સસતી કીમતમા થતું નથી."

"એ વલી કાંઇ તમારી નવી વાત છે." મીસ બેનેટ બોલી.

"હા. મીસીસ દીલાવરના પોલકાની સીલાઇ, એવને પચીસ રૂપીઆ લીધી, અને મને ફકત તેના ચાર રૂપીઆ આપી એવને પતાવી દીધું."

"ગુલીસ્તાંન, તમે હમણાં તો જવો. બેશક તમારૂ કાંમ તો વખાણવા જોગ છે. હું આલીબઇ સાથ એ વીશે વાત કરસ. તમે કાલે સાંજના મને

મારે ઘરે મલશો? આપણ સાથે ચાહ પીઇસું? કેમ? બે વાત કરશું? હું તમુને થોડી નવી લેસના નમુનાઓ બતાવસ."

" તમારી મેહરબાંની મેડમ." ગુલીસ્તાંને ઉપકાર માન્યો. "પણ તમારૂં ઘેર મને ખબર નથી?"

"કલૅર રોડ. નંબર. ૩૨ ફૅાકલૅન્ડ ટેરેસ. ભાયખલા."



## પ્રકરણ ૮ મું.

### ફ્રૉકલૅન્ડ-ટેરેસમાં ટી-પારટી.

મીસ બેનેટ ખરેખર એક ખુબસુરત ઓરત હતી. તેનું સરવ સમાન સીધું કદ, ખરેખર શોભાયમાન હતું. તેની કાલી ભંમર જેવી આંખો, અને કરચલીઆ લાંબા બાલ, તેની ખુબસુરતીને દીપાવનાર બે અગતના મદદગાર હતા. તેની ચાલવાની ધપછપ, બોલવાની લઢણુ, અને હાથ તથા ગરદનની મરોર, કોઇનુંબી દીલ ખુશ કરી હરી લેતાં હતાં. તે કાંઇ ઘણી 'આંબાંખ્વાં' નહી હતી. તેમજ વલી તે કાંઇ સુકકા ખુમલા જેવી સોહારાએલી સુકાએલી, કે કંમરમાંથી તુરીયાં મીસાલ લચકાઇ ગએલીગી નહી હતી. સાંમની રીતે લેતાં મીસ બેનેટ એક ખુબસુરત, ચબરાક અને ખુશ મીજાજવાલી ઓરત હતી.

મીસ બેનેટ પંજાબની એક રેજીમેન્ટના કરનલની એક બુરી દીકરી હતી. કરનલ બેનેટના અચાનક મરણ પછી, તે છોકરી પોતાની બરજવાંનીમાં એખલી મુંબઇ આવી વસી હતી. પંજાબમાં પોતાના લાંબા વસવાટને લીધે, મીસ બેનેટ ઉરદુ જબાંન ઘણી સરસ રીતે બોલી તેમજ સમજી શકતી હોવાથી, મુંબઇમાં તેણીનાં વસવાટ દરમ્યાંન દેશીઓ સાથ મલી બેઠી કાંમ લેતાં, તેણીને ઘણી મુશકેલી પડી નહી.

મીસ બેનેટ કાંઇ વગર કેલવાએલી નહી હતી. પોતાની કેલવણી ઇંગલંન્ડમાં લીધા પછી, તે પોતાના બાપ સાથ પંજાબ જઇ વસી હતી. કેલવાએલી અને ભણેલી હોવા છતાં, મુંબઇ જેવાં શેહરમાં મીસ બેનટને પોતાના ગુજરાનનું સાધન એકાએક મેલવવું બહુ મુશકીલ થઇ પડયું હતું. એક ગવરનેસ તરીકે, યા એક કંમપેનીયંન તરીકે કોઇ મોહટે ઘરના પારસી કુટુંબમાં રહેવાની તેણીની ઘણીબી મરજી છતાં, તેવી નોકરી તે મેલવી શકી નહી. અંતે તે લાચાર થઇ. લાઇલાજ થઇ. એમ સમજો, કે તે ગરીબ અને મુફલેસ બની, બીલકુલ નાસીપાસ બની ગઇ.

ઓ, તું કંગાલ મુફલેસી! ઓ તું દલીદર ગરીબી!! આદમીની સરજતના દોજખી દુશમન, તું તારા ભોગને કયાં ઘસડી જાએ છે, તેનો ખરો વીચાર અને ખરો ખ્યાલ, બીનઅનુભવીઓને જરાબી હોય એમ લાગતું નથી.

વાંચનાર, મીસ બેનેટની ખરી હાલતનો ચીતાર ચીતારવાની હું આ જગો જોતો નથી, કેમકે મારી વારતાના વાંચકોની નજરે તે આપો આપ નજર પડશે.

એવા સંજોગ, અને એવી કીસમની જીંદગી ની સંકડામણ વચ્ચે સીકડાઇ ગએલી મીસ બેનેટને અંતે 'પારસી ફીમેલ વર્ક કલાસમા' રૂ. ૪૦) ના મારીક પગારે 'સુપ્રીનટેનડન્ટ' ની નોકરીએ રહી જવાની ફરજ પડી. પણ એક લશકરી બાપની અને ખાંનદાંની કુલની દીકરી, રૂ. ૪૦)ના માસીક પગારમા સઘળે પ્રકારનું સુખ કેમ મેલવી શકે? તોપણ લાચારીએ તેણીને રૂ. ૪૦) ઉપર શુકર ગુજારી કરવાની ફરજ પડી હતી.

મીસ બેનેટ ફરજની અને ગરજની મારી ફીમેલ વર્ક કલાસમાં રૂ. ૪૦) માં રોકઇ ગઇ, પણ તેણીની નજર તેણીના છુપાઇ બેઠેલાં, યા ટોપલાં હેઠલ સંતાઇ રહેલાં સુખની પાછલજ હતી. તેણીને ઉમેદો તો ઘણી હતી. તે ઇચ્છતી હતી, કે ઉંચી કીસમના છેલ્લાંમા છેલ્લાં 'મ્યુઝીક' તે ગાએ! તે ચાહતી હતી, કે તેણીના હૉલમાં પીઆંનો અને મેનડોલીન તે વગાડે! તેની ઉમેદ હતી, કે ઉંચી કીસમના ચીતારોથી પોતાનું દીવાનખાનું તે સંગારે! તે ઇનતેજાર હતી, કે તે ઑપેરા અને નાટકોમા જાએ, અને ઉંચી બનાવટની ફેશનવાલા પોશાકો પહેરે! તેની મરજી ઘણી હતી કે તે 'ટી-પારટી'ના મેલાવડા અવારનવાર કરે અને સાંજના ઘોડાની ગાડીમાં લતાર મારી આવે. પણ———

પણ શું? પણ ગરીબી અને મુફલેસી તેના આ સુખોની વચ્ચે આડી આડી પડી હતી. તે ખુબસુરત તો એવી હતી, કે તેણીને જોતાંજ જોનારાંઓ અંજાઇ જતાં, પણ તે લાચાર પોતાની ગરીબીને લીધે હતી.

પણ તેથી શું થયું? એક ખરી ખુબસુરત ઓરત જો પોતે—પોતે—પોતે એમ ચાહે, કે પોતાને સુખી કરવું, તો શું, તે પોતાની ગરીબીને પોતાના ઘરના ઉંબર ઉપરથી હાંકી કાહાડી નહી શકે?

પણ એ સીધાંત અને એક તકરારની ફીલસુફીને હીયાંજ પડતી મુકી મીસ બેનેટ સાથ, જરા આપણ આગલ ચાલીએ.

*  *  *  *

ઠેડવેલે વખતે, ગુલીસ્તાંન મીસ બેનેટની મુલાકાતે ફ્રૅાકલંડ ટેરેસમા આવી ઉભી.

ફ્રૅાકલંડ ટેરેસ કાંઇ મોહટી ઇમારત નહી હતી. તે એક માલનુ નાંહનુ પણ સાદું અને સમકલું મકાંન હતું. તેની ચારો બાજુએ ફરતો નાંહનો જેવો કુંમપાંઉન્ડ હતો. આ કુંમપાંઉન્ડને ફુલોના ઝાડ અને કયારાથી સંગારી, લોખંડની રેલીંગોથી ઘેરી લીધો હતો. ગેટ ઉપર

મીસ બેનેટ

એવું એક નાંહનુ પાટિયું મારયું હતું.

આ પાટિયાંની સરતે કેકાસજીની ગુલીસ્તાંને મીસ બેનેટનુ ફ્રૅાકલંન્ડ ટેરેસવાલું મકાંન શોધી કાહાડયુ હતું.

"કોણ? મીસ ગુલીસ્તાંન! ઓહ! હું તમારીજ વાર જોતી હતી. હું સમજી કે મારૂ ઘેર શોધતાં તમુને મુશકેલી——

"નહી મેડમ. નાકા ઉપરથી હું દાખલ થઇ, તેવીજ મારી નજર તમારા નાંમના પાટિયાં ઉપર પડી."

"બી-એટ-હોમ, માઇ ડીયર. સીટ-એટ-ઇઝ!" મડમ હસીને પોતાની રીત પ્રમાણે બોલી." કેમ ગુલીસ્તાંન આ મારૂં મકાંન તમુને ગંમેછ કે? આએ મારો પીઆંનો, આએ મારાં મ્યુઝીક, આએ મારો હોલ——

"એખલા એક જીવને જોઇએ તે કરતાં મને તો આએ બધું ઘણુંજ વધારે લાગે છે." ગુલીસ્તાંન હોલની ચારો તરફ નજર કરી બોલી. " તમારો એખલો જીવ અને આટલી બધી ખટપટ? આએ આખો બંગલો તમારા એખલા જીવને બેશક ઘણો છે! એનું ભાડું શું છે મીસ બેનેટ?"

"સો રૂપીઆ." મીસ બેનેટે તુરતજ જવાબ આપ્યો, અને ગુલીસ્તાંન તે સાંભલી વીચારમા પડી.

"બાપરે! રૂ. ૪૦નો પગાર, અને સો રૂપીઆ ભાડું! એ ઇંગ્રેજ લોકના એવાજ ખરચ તો! આવો ખરચ કોણ રાખે. વેહવારીઆ કે દીવા-રીઆ! હોસે, પાસે બાપનો કાંઇ છાંડો હોયા વગર કાંઇ એમ હોય?"

"તમે શું વિચારમા છેઓ ગુલીસ્તાંન?" મીસ બેનેટે સવાલ કીધો. "તમારા જેવી જવાંન અને ખુબસુરત બાંનુને એક વર્ક કલાસમા સખત મહેનત કરતાં જોઇ મારો તો જીવ બરી જાએછ."

"હું એજ કારણ સર તમારી પાસે આજે આવીછ." ગુલીસ્તાંને જવાબ દીધો. "સખત મેહનત તે કેવી! પેલો દીલાવરની બાંનુનો ગેઇ કાલવાલો પોલકો પુરો કરતાં મને એટલી સખત મેહનત કરવી પડીછ મીસ બેનેટ, કે હું તમુને શું કેહું. ફકત તમે તો તે વેતરી કાતરીને મને આપીયો, અને મે તે એવો તો સરસ સીવીયો, કે દીલાવરની બાંનુ, તેમજ તેની કંમપેનીયંન પેલી મીસ બાલફૂર, એકબી ખામી તે પોલકામા દેખાડી શકી નહી. એકબી કરચલી નહી. એકબી ડાઘ કે ડુઘ નહી. કંમર બેવડ બની ગઇ! બરડાનો કાંઠો વલી ગીયો! આખી રાત જાગીને તે પોલકો મે પુરો કીધો, અને તેના ફકત ચાર રૂપીઆ! પણ તમે તો જાણોછ, કે આલીબાઇએ તેજ પોલકાની શીલાઇ પચીસ રૂપીઆ બાંનુબાઇ પાસે લીધીછ! હું હવે એવંનનુ કાંમ એવે સસતે ભાવે

કદીબી કરનાર નથી. હવે મારી આંખ ઉંઘડીછ. મીસ બેનેટ. એ વર્ક-કલાસવાલાંએ ગરીબો પાસ સસતું અને સોજું કામ કરાવી, ઘરાકો પાસ મોહદું દાંમ મેલવેછ. મીસ બેનેટ, હું તમારી પાસે બીજાંજ કાંમ સર આવીછ."

"હું તમારે વાસ્તે કાંઇબી કરવા ખુશી છેઉ ગુલીસ્તાંન. તમારી હાલત ઉપર મને દયાં આવેછ. અરે રે! તમારા જેવી ખુબસુરત ઉપર આવો જુલમ!"

"મને કોઇનું સીવવાનું કાંમ પરબારૂં મલે, એવી તમો ગોઠવણ કરી આપો." ગુલીસ્તાંને અરજ કીધી. "હું વર્ક-કલાસ જેટલો મોંઘો ભાવ લેવસ નહી. પેલા ગઇ કાલના પોલકા જેવો પોલકો હું દસ રૂપીઆમાં કોઇનેબી સીવી આપસ."

"ગુલીસ્તાંન, તમારે સારૂં હું મારાથી બનશે, તેટલુ કરવાની તમુને કબુલાત આપુંછ." મીસ બેનેટે ગુલીસ્તાંનને સધીઆરો આપતા કહ્યું. "હું જાણુછ બેહન, કે તમારો સંસાર ઘણો ગરીબ છે. પણ ગરીબી અને મુશ્કલસીને મારી હટાવવાની તમારી કોશેસો બીલકુલ નબલી અને નીરબળ છે. એવી રીતની જીંદગીને તમો કયારે સુખી કરશો? એવી રીતે સીવી સાંધી શું તમે તમારો ગરીબ સંસાર સુખવાસી કરવા ધારોછ ગુલીસ્તાંન?"

"મીસ બેનેટ, મારી હાલત ઘણીજ ગરીબ છે." ગુલીસ્તાંને જવાબ દીધો. "આલીબઇનુ કાંમ કરવા મે ના પાડીછ, અને આજે મારી પાસે સીવવાનુ કાંઇ નથી. જો મને સીવવાનું નહી મલશે, તો કેવી રીતે હું નીભી શકસ, તેની હું ફીકરમાં પડીછ."

"જરા હિંમત રાખો." મીસ બેનેટે ગુલીસ્તાંનની પીઠ ઉપર હાથ મુકી કહ્યું. "તમારા જેવી હાલતનો મને પુરેપુરો અનુભવ મલી ચુકેલો હોવાથી, તમારા દુખ અને ચીંતાનો મને પુરેપુરો ખ્યાલ આવી શકેછ. પંજાબથી જાહારે હું એખલી મુંબઇમાં આવી વસી, અને જે થોડું ઘણું મારી પાસે હતું, તે સઘલું હું ખરચી પરવારી ગઇ, તાહારે

મારી હાલત તમારા જેવી, બલકે તમારા કરતાંબી ખરાબ થઇ પડી હતી. એક રાત મારી એવી ખરાબ આવી હતી, કે મને સુકાં પાંદડાના ટુકડા ઉપર ગુજારો કરવો પડયો હતો. મે જોયું, કે એથી વધારે બુરો વખત મારે સારૂ બીજો શું સંતાઇ રહેલો હશે?"

"મીસ બેનેટ તમારી જીંદગીની કાંહાંણી આવી છે, એમ આજ સુધી હું જાણતી નહી હતી." ગુલીસ્તાંન મીસ બેનેટની કાંહાંણી સાંભલી અજબ થઇ બોલી. "માયરે—તમેબી કેથાં મારા જેવાંજ નસીબના લીલાં દેખું! પણ મીસ બેનેટ, આજે હું તમુને આવી સુખવારી હાલતમાં જોઇ ઘણીજ ખુશી છેઉ."

"થેંક યુ ગુલીસ્તાંન" મીસ બેનેટે જવાબ દીધો. "એ સઘલા પરતાપ મારા એક મીત્રના છે. બેશક હું તેનેજ આ મારી સુખી જીંદગીને માટે આભારી છેઉ. હું જો કે સુપ્રીનટેનડંન્ટ તરીકે વર્ક-કલાસમા નોકરી કરૂંછ, પણ તે ફકત મારો વખત પસાર કરવા સારૂ. મારી મુફલેસી, મારી ગરીબી, મારી દલીદ્દરતા દુર કરવા માટે ખરૂં કેહું, તો હું ખાસ તે મીત્રની મેહરબાંનીને આભારી છેઉ ગુલીસ્તાંન."

મીસ બેનેટના આ સખુનોની કાંઇબી મતલબ નીરદોશ ગુલીસ્તાંન સમજી શકી નહી.. તોપણ તેણીના સખુનો સાંભલી ગુલીસ્તાંન કાંઇ ઝાંખી શંકામાં પડી. તે શંકામા પડતાંજ કાંઇ ઉંડા વિચારમાં તે અટવાવા લાગી. મીસ બેનેટનુ તમામ બોલવું, ગુલીસ્તાંનના કાનમાં, એક ઘુંઘરીઆ સાંપની પુછડીમાથી નીકલતાં ચમકાવનારા દહેશતનાક અવાજ મીસાલ ગણગણવા લાગ્યું. ગુલીસ્તાંનની આ વિચીત્ર હાલત મીસ બેનેટે એક પલકમાં જાણી લીધી, અને તેજ વખતે તેણીની ગાફેલીમાથી તેને જાગરૂત કરવાં, મીસ બેનેટ તેણીનો હાથ પકડી લીધો. જેવો મીસ બેનેટનો હાથ ગુલીસ્તાંનને લાગ્યો, તેવીજ તે પોતાની ગાફેલીમાંથી ચમકી, મીસ બેનેટ તરફ જોવા લાગી.

"ગુલીસ્તાંન હવે આપણુ એ વાત પડતી મુકીએ. તારે સારૂં કાંઇ સીવવાનું હું તુંને મેલવી આપસ. તું ગભરાના. ચાહે તૈયાર છે, તે પીઇ, હું મારી મીત્ર મેડમ ડારકી ઉપર તુને એક ચીઠી આપું છ. મેડમ ડારકીનુ સીવવાનું ખાતું કોટમાં રામપાર્ટ રો ઉપર છે. મોહટે ઘરના પારસી બંઇરાંઓનું તે ખાસ કામ કરનારૂં ફેશનવાલુ ખાતું છે. મેડમ ડારકી તુને જરૂર કાંઇ કાંમ આપશે, એવી મને ખાતરી છે, કેમકે તે મારો સખુન પાછો ફેરવે એમ મને લાગતું નથી."

"મીસ બેનેટ તમારો ઉપકાર હું કદી ભુલસ નહી" ગુલીસ્તાંને ખુશી થઇ જવાબ દીધો, અને બંને જન ચાહ પીવા માટે હૉલમાંથી ઉઠી ટેબલ ઉપર ગયાં.

* * * *



## પ્રકરણ ૯ મું.

### ચંપાબાગમાં એક ઉડતી નજર. સુધરેલા સંસારમાં એક ડોકયું!

દુનીઆં! મતલબની દુનીઆં!

ચંપાબાગમાં આજે સાંજ પડતાંજ ધાંમધુમ મચી રહી હતી.

ધાંમધુમ, તે કાંઇ જેવી તેવી ધાંમધુમ! મોહોટી ધાંમધુમ!

આખો ચંપા બાગનો કંમપાઉન્ડ રોશનીથી ઝકઝકી રહ્યો હતો. બાગના ગેટ ઉપર રોશનીના આરકો લટકાવ્યાં હતાં, અને 'વેલ-કંમ' એવા મોહોટા રંગીન હરફોના લેખનો એક સુંદર તખ્તો ઉભો કીધો હતો. ગેટની આગળજ એક શોભુકદાર માચરા ઉપર એક સુંદર બૅન્ડ, મધુર સરોદ વગાડતું હતું. બાગની અંદર ફુલોના કુંડાંમા, તેમજ ઝાડને પાતરે પાતરે રંગ બેરંગીન બતીઓની રોશની ચલકી રહી હતી. આખ્ખા બાગમા જાપાનીસ રંગબેરંગી કાંચના ફાંનસો, હવામાં લટકી રોશનીથી દીપી રહ્યાં હતાં.

ચંપાબાગનો કંમપાઉન્ડ એક પરસતાંનના બાગ જેવો દીપી રહ્યો હતો; પણ ખુદ અંદરના મકાનનો શીંગાર કાંઇ તેથી ઓછો નહી હતો. જેવી સુંદર રોશની અને દીલ મોહક રચણાથી બાગને સંગારેલો હતો, તેવીજ રીતે, બલકે તેથીબી વધારે સરસ રીતે અંદરના મકાંનને સંગારેલું હતું.

પણ એ બધી ધામધુમની મતલબ?

મતલબ વગર, દુનીઆંમા કોઇબી ચીજ થતીજ નથી. મતલબની દુનીઆં છે, એ વાત કાંઇ નવી નથી. ચંપાબાગના માલેક ખાંનબાહાદુર બેહરામશાહના સુંદર મકાંનમા આજે થતી ધાંમધુમે, આખ્ખી મલબાર હીલ ઉપર અનેક અટકલોને ચરચા આંપી હતી.

આજે ખાનબાહાદુર સાહેબ પોતાના મહેલમા પોતાના મીત્રમંડળને એક પારટી આપતા હતા.

કારણે, યા વગર કારણે, જ્યારેબી આવી પારટીઓ અપાય છે, ત્યારે તે પારટી આપવાની મતલબ ઉપર અનેક ચરચા અને અનેક ટીકા થાય છે.

કોઇ સક્કર ડુલ્લાઓ ખાં૦ બા૦ સાહેબની આ પારટીને માટે એવા ટીકા કરવા લાગ્યા, કે બેહરામશાહ, ખાનબાહાદુરના ખેતાબથી નહી ધરાતાં સી. એસ. આઇ. થવા માગે છે, તો કોઇ કહેતું કે 'સર' થવાના ફાંફાં મારે છે!

કોઇ દોહોડ ચતુરો, જેઓ ફકત ચાંદરાત ચાંદરાતેજ હસવા માટે જનમ્યા હતા, તેઓ એવું કહેવા લાગ્યા, કે 'અરે યાર એ પારટીમા મોહટી મતલબ દાંખરાનીએ છે, કે "માથાં ઉપરવાલી આગલી બાઇરીને પેટની બે ઉખરા જેવી પોરીઓને કોઇ સધ્ધર બિલ્લુંને ગરે ઓરવી દેવી."

કોઇ કહેતું કે "બુદ્દાનુ નરીયું ફસકેલું લાગેછ, કેમકે ગાંમમા તો એવી બુમ છે, કે આખો ચંપા બાગ અને બુદ્દાની તમામ બીજી મીલકતો મારગેજ પડીછ, અને આવી પારટી કોઇનુ ગલું ફાંસવાજ કીધીછ."

ગમે તે હોય પણ આજે રાતના ચંપા બાગમાં મોહટી ધામધુમ વચ્ચે ખાનબહાદુર બેહરામશાહ એક પારટી આપતા હતા, એ વાતતો ખરી હતી.

ઠેડવેલે વખતે નોતરેલા પરોણાઓની હાર કટાર ચાલુ થઇ. દીલાવર ખાંનના બેહરામશાહ પોતાની ખુબસુરત બાંનુ, બાંનુબાઇની સાથે હૉલના દરવાજા ઉપર પરોણાઓને 'રીસીવ' કરવા ઉભા હતા.

સાડા નવનો અમલ થયો નહી, તેટલાં તો લગભગ ખાંનબહાદુર, તેમજ મીસીસના પાંનસોથી વધારે દોસ્ત આશનાઓથી ચંપા બાગની બુલંદ ઇમારતનો ગંજાવર હૉલ ગાજી વાજી રહ્યો.

આ પરોણાઓમા, આજના બેહકેલાં હંમ્બગો જોવા જેવી તક, કદીબી કોઇ બીજે ઠેકાણે મલે, તેમ નહી હતી. જ્યારે આવો ધપધપ મેલાવડો જોઇ મીસતર અને મીસીસ બેહરામશાહ મગરૂરી લેઇ લચકાઇ મચકાઇ બોલતાં, કે મારૂ આંજનુ 'ગૅધરીંગ' 'ક્રિમ ઑફ પારસી સોસાયટી' છે, ત્યારે છાપાનો એક પ્રતિનિધી, જે ચેંગોમેંગો થઇ એક બાજુએ આ પારટીનો રીપોરટ લેવા ઉભો હતો, તેણે પોતાનું અવલોકન ચલાવ્યું.

"ચાલો જોઇએ તો ખરા, આ પારટીમાં કોણ કોણ છે—તે——

બાંનુ પરોણાઓમા, સમજુ, અને મધ્યમપણું જાલવાનારાંઓ જ્યારે ઘણાંજ થોડાં હતાં, ત્યારે ઇત્તર અને તચાક વર્ગનો મોહટો ભાગ તેની નજરે પડતો હતો. કેટલીક બાંનુઓ ૩૫ થી ૪૦ વરશની ઉંમરની હોવા છત્તાં, તેઓ ૨૫ થી ૨૮ વરશ જેટલી જવાંન ખપવા, એટલી તો ખંતી હતી, કે તેમની તે નજવીજે તુરત માલમ પડી જતી હતી! તેઓ ઘણીજ નાજુક, ઘણીજ હસમુખી અને ઘણીજ ખુબસુરત દેખાવાના ફાંફાં મારતી હતી! કેટલીક જવાંન ઉધરતી ઉંમરની બાંનુઓ, જવાંનીના બહારમા પોતાની ખુબસુરતી ઉપર મલકાતાં, કોઇની દરકાર કરતી નહીં હતી, ત્યારે કેટલીક ઉછાછલીઓ, આસપાસ ભમતા કોઇ શીકાસદારોને પકડવા 'નખરાંની જાલ, લેઇ આવેલી દેખાતી હતી! કેટલીકો ખરેખર નિરદોશ હતી, કેટલીકો આ 'હંગ્મગ' ને ધિક્કારથી જોતી હતી, અને કેટલીકો ફકત આ મેલાવડાની મોજ અને લ્હાવો લેવા આવી હતી.

જેવો મામલો બાંનુ મંડલનો, તેવોજ મામલો ગ્રહસ્થ મંડલનો દેખાતો હતો. કેટલાકો બેશક ઇજ્જતદાર અને માનને લાએક હતા, જેઓ ખા૦ બા૦ દીલાવરખાંનને માન આપવા આવ્યા હતા. કેટલાક ખરા ખાંનદાંની, પણ તુમાખી હતા! કેટલાક કેલવાએલા, પણ ટચાક હતા! કેટલાક પોતાના પઇસા ઉપર કુદનારા હતા! કેટલાક ગજવે ભારી, પણ મગજે ખાલી હતા! કેટલાક સોભણુ સાભણુના ભઇઆ! કેટલાક આપતાં ઉપર કોઇતું મારનારા! કેટલાક સાસુ સસરા યા બહેરીને માંથે પડેલા! અને કેટલાક 'દેખનેમે ઘણુ, ઓર ચલનેમે સીરવઇ' જેવા ઇચમજી હતા!

પણુ પરોણાઓની વીગતને લંબાન કરવાનું મોકુફ કરી હવે જરા આગલ નજર કરીએ.

મીસીસ બેહરામશાહની ઓલખાંન વધુ આપવાની જરૂર નથી. તેવન દેખાવમાં કેટલાં ખુબસુરત છે, તે વાંચનારે જોઇ લીધું છે. પોતાંના ખાવિંદની સાથે, પેલાજ સુંદર પોલકામાં સજજે થઇ, ઉંચી કિસમની સાડી પેહરી, તેવન હસી હસી પોતાના મીત્રોને આવકાર દેતાં હતાં.

પણ, મી૦ બેહરામશાહ? તેવનને ઓલખવાની ખાસ જરૂર છે.

દીલાવરખાંનના આ તાલેવંત ચેરાગની ઉંમર હાલ ૬૩, વરશની છે. આવી મોહટી ઉંમર છતાં તેવન બાવલની ગાંઠ જેવા તત્તાર અને તત્તરબંધ નજરે પડે છે. તેવનના મોહોરદાર બાંનુબાઇથી તેવન કાંઇ ઉંમરમાં ઘણા મોહોટા નથી ! આ માટી બઇઅર વચ્ચે ફકત ૨૩, વરશનોજ ફરક છે ! તેવનના બાલ જો કે બીલકુલ સફેદ થઇ ગયા છે, પણ અવારનવાર તેવન એવી સફાઇથી તેને 'કલપ' ચહડાવે છે, કે જાણે ૩૫ વરસના જવાંન પઠ્ઠા તમે તેવનને જોઇજ લેવો ! બાંનુબાઇ તેવનના બીજી વારના ધણીઆણી છે. પોતાની પેહલી ધણીઆણીના મરણ પછી, ત્રણ વરશની મુદત બાદ, ખા૦ બા૦ બેહરામશાહ, અમદાવાદના એક જાણીતા, પણ જમાનાની ગીરદેશમાં આવી ગએલા પારસી મેહરનોશજી મામલતદારની રૂપાલી દીકરી, બાંનુ સાથ, શાદીના ગાંઠથી જોડાયા હતા. આ બીજી વખતના લગણથી બેહરામશાહ શેઠને ત્યાં કાંઇબી વધુ ફરજંદની વરધી થઇ નહી, અને તેથી, બાંનુ પોતાના સાવકાં દીકરા દીકરીઓને વધુ પ્યાર અને હેતથી ચાહાતી હતી.

બેહરામશાહની આગલી બઇરીને પેટના ત્રણ ફરજંદમાં, એક દીકરો, અને બે દીકરીઓ હતાં. એ દીકરાને વાંચનાર સારી રંવેસ ઓલખે છે. તે જવાંન કાંઇજ નહી, પણ આપણી વારતાના પહેલાં પ્રકરણમાં, અધિપતિની ખુરસી ઉપર બેઠેલો દાદીબા છે, જે પાછલથી કેકાસજીની ગુલીસ્તાંનને પેડર રોડના લત્તા ઉપર મલ્યો હતો, અને રૂસ્તમ જામુલાને જોતાંજ તે તેણીને છોડી ગયો હતો.

જવાંન દાદીબા બુરી સંગતના પરીણામનો ભોગ થઇ પડયો હતો. તેના તમામ સદગુણો, દુરગુણોમાં બદલાઇ જવાનુ મુળ કારણ તેના સોબતીઓની સંગત હતી.

બેહરામશાહની વડી દીકરીનું નામ, આજના ચલકેલા સુધારા પ્રમાણે, 'એમીલી' હતું, જેથી દોસ્ત આશનાવઓમાં, આ એમીલીબાઇ, 'એમી' ના નામથી જણાયલી હતી. પણ જેટલું ચલકેલું એ નાંમ હતું, તેટલીજ

ચસકેલી અને બેહેકેલી આ વેલાતી નામવાલી 'ઍમી' હતી! તે ૨૫ વરશની ભરજવાંનીના બહારમાં ખીલેલી ઍક ખુબસુરત છોકરી હતી: લાડમાં ઉધરેલી, તથા માતપીતાની નજર અને અંકુશની ગેરહાજરીને લીધે, ઍમીને કોઇબી પુછનાર કે પરછનાર નહી હતું. તેણીએ જોઇતી કેલવણી તો લીધી હતી, પણ ઍમીના જેવાં 'એજ્યુકેટેડ સ્લુટસ' તો ઘણાંબી નજરે પડે છે!

ઍમીની નાંહની બેહન જર તેથી જુદાજ ખવાસ અને ખાસીયતની છોકરી હતી. એકજ માબાપની આ બે દીકરીઓના ખવાસ અને ખાસીયતમાં ઘણો મોહતો ફરક હતો. ખુબસુરતીમાં જર પોતાની મોહટી બેહનથી સેહજબી ઉતરતી તો નહીંજ હતી, પણ તેથી ઉલટી સદગુણોમા દરેક રીતે તે ચહડીઆતી હતી.

મતરાઇને નાંમના રોદરા નથી કોણ ગાતું? પણ બેહરામશાહના કુટુંબમા જુદોજ મામલો હતો. આ મોહટે ખાંચરેની મતરાઇની હાલત ગાંમની મતરાઇ કરતાં જુદીજ કિસમની હતી. દીલાવરખાંનની બાંનુની ખુબસુરતીની ઉપર, તેણીની પાતરીસ વરસની જરા સેહજ વધુ ઉંમર છતાં, ભલા ભલા જવાંનો ભંમરાની કાંની ભંમરી ખાતા હતા. કેલવાએલ ઍમીલીબાઇ, આ કૌતક જોઇ શકતી નહી હતી. પોતાની મતરાઇની ખુબસુરતી, તેણીને મનથી તેના સુખમા 'કવાબમા હાડકાં' મીસાલ હતી, કેમકે જે જે સોહામણા જવાંનોને ઍમીલી પોતાના નખરાંથી મોહાવી નાખતી, તેઓ એક યા બીજાં કારણને લીધે, બાંનુ ઉપર અછોઅછો થઇ જતા હતા. એજ કારણને લીધે 'ઍમી' પોતાની મતરાઇ તરફ કપટ અને વેરની નજરથી જોતી હતી., બાંનુને તે પોતાની હરીફ સમજી તેની તરફ સદા નાફરમાન, અને બેદરકાર રહેતી હતી.

"ખાંનબાહાદુરનુ ખાંનુ આબાદ રેહ! લેઓ સાહેઓ, આપણા ખાનબાહાદુરનું ખાંનુ આબાદ રેહ!"

આવી રીતે અરસપરસની મુબારકબાદીઓ દીવાંનખાંનામા સંભલાતી હતી. આ મુબારકબાદીઓ વચ્ચે જવાંન દાદીબા દીવાંનખાંનામા પોતાના પુર દમામ અને ઠાઠમા દાખલ થયો.

દાદીબાને દીવાનખાનામાં દાખલ થતો જોઇ, બાનુઓનાં મંડલમાં કચ કચ જાગી. કેટલીક જવાન બાનુઓ તેની ઓલખ કરવાનાં ફાંફાંમાં પડી! કોઇ તેને પરણી જવાની ઉમેદમાં, કોઈ તેને મલવાની ઉમેદમાં, તો કોઇ તેની પીછાંણ કરવાની ઉમેદમાં ફાંફાં મારવા લાગ્યાં!

સબબ? સબબ તે એક ઉગતો સુરજ હતો. તે દીલાવરખાંનના ખાંનદાંનનો રૌશન ચેરાગ હતો! ખાં૦ બા૦ બેહરામશાહની બેસુમાર દોલતનો તે એખલો વારસ હતો! આવા સધ્ધર તાજા અને તડપડતા બીલ્લુને જે કોઇ ભાગ્યશાલી પરણુશે, તે કોઇ દાહાડો '**લેડી દાદીબા**' બનશે, એવી ઉમેદમાં સઘલાં ઉફનાતાં ઝટકાતાં હતાં!

આ કચકચાટ બાનુ મંડલમાં ચાલી રેહ્યો હતો, અને સરવે કોઇ દાદીને જોઇ રેહ્યું હતું, તેવામાં એક સરવ સમાન સીધ્ધી, સત્તર વરશની સોહામણી અને ગુલાબને શરમાવે એવી એક ખુબસુરત બાનુ, તે બાનુઓનાં મંડલમાંથી બાહાર નીકલી પડી, દાદીબા પાસે ઉતાવલે કદમે હસતી હસતી જઇ ઉભી, અને તેનો હાથ પોતાના હાથમાં પકડી બોલી:—

"દાદી, હાઉ—લેટ—યુ—આર? એટલો મોડો તું કાંહાંથી આયો?"

"કેમ જર? તુંને કાંઇ મારી ફીકર કરવી પડી?" દાદી હસતાં બોલ્યો. "પણ તું કોણને શોધેછ? અરે તારૂં ધ્યાંન કાંહાં છે? અરે તું વાત તો મારી સાથ કરેછ, ને દરવાજા ગમ કોણને જોએછ?"

"દાદી, તેં મારા જીંગુને જોયોછ?" આ સોહામણી પુતલી કોઇજ નહી પણ દાદીની નાંહાની બેહન જર હતી. "જોની હજી તે આયો નથી? બધાં આયાં ને તેજ નહી?"

"પણ નહી આયો, તો શું થયું? ચાલ ખાવાને એક પ્લેત આઇસ ક્રીમનો ખરચ ઓછો થશે." દાદીએ જરની મશકરી કીધી. "અરે પણ લેવ પેલું સીમેથી કોણ આવેછ? મી૦ રૂસ્તમ જાંબુલી અને તારો જેહાંગીર!"

"હલ્લો! દાદીબા!" રૂસ્તમ જાંબુલી તથા જેહાંગીર દાદીબા ઉપર નજર પડતાંજ બોલ્યા.

"હલ્લો, ડીયર." જેહાંગીર જરનો હાથ પકડી બોલ્યો.

"હું તમારી ક્યારની વાર જોતીતી જહાંગીર." જરે જેહાંગીરને કહ્યું.

"જરબાંનુ તમારાં માએજી કાંહાં છે? દરવાજા ઉપર કોઇ મલે નહી! નહી મલે ખાનબાહાદુર, કે નહી મલે બાંનુબઇ?"

"જી, માએ, હમણુંજ પેલાં મીસીસ બેનકોટક સાથે વાત કરતાં ઉભાંતાં, તેટલાંમાં સીપલાજીના શીરીનબાઇ તેવનને લેઇ, રાફ્રેશમેંન્ટ રૂમ તરફ ગીયાં."

"કંઇ નહી, હું તેવનને સોધી કાહારસ?" રૂસ્તમ જામુલીએ જવાબ દીધો." અરે! પણ આએ કોણ? મી૦ તેમુલજી ટગુમગુ? ઓ! વેરી ગ્લેડ તુ સી યું." રૂસ્તમ જામુલીની નજર પોતાના ગુજરેગ દોસ્ત તેમુલજી ટગુમગુ ઉપર પડતાંજ પુછ્યું. "તેમુલજીભઇ! માફ કરજો હું, મે બીલકુલ તમુને ઓલખીયા નહી."

"ઘને વરસે મલે, તે એમજ તો." મી૦ ટગુમગુએ જવાબ દીધો. "પણ રૂસ્તમબા, તમારા સીંગાપોરના કેવા સમાચાર?"

"સમાચારમા સમાચાર એ, કે સારો જેવો છાંડો અને ઘની જેવી તનદરોસતીના એવન ગાસડા બાંધી સીંગાપોરથી મુંબઇ આયાંછ." દાદીબાએ મી૦ ટગુમગુને જવાબ દીધો.

"હા, હા, એમજ લાગેછ તો." ટગુમગુએ ડોકું ધુનાવ્યું. "લે ચાલ રૂસ્તમબા, હવે મારૂં માને, તો કોઇ સાથ ચાર ચોખા પાડી નાખ દોસ્ત."

"કેમ, મી૦ ટગમગુ, હવે રેહી રેહીને ઘરડે ઘડપણ કાજ કરવાનો ધંધો માંડયોછ કે શું?" રૂસ્તમે મજાક કીધી. "પણ આએ તમારી સાથે કોણ? તમારી દીકરી કે?"

"અરે અરે એ શું બકેછ? રૂસ્તમબા બેહકીગયો કે?" મી૦ ટગુમગુ ફગલાંઇ જઇ શરમાઇને બોલ્યો." અરે એ તો મારી 'વાઇફ' છે."

"વાઇફ!" રૂસ્તમ ડાચું વકાસી અજબ થઇ બોલ્યો. "હું તો તમારી દીકરી સમજીયો. ઓ આઇ બેગ યૉર પારડન!"

"રૂસ્તમબા, તમે જાણુતા નથી? એવન ગીએજ વરસે પરણીયા."

"મને બીલકુલ ખબર નહી." રૂસ્તમે ખુલાસો કીધો, અને ઘરડે ઘડપણ ૭૦) વરશની ઉંમરે ૨૫) વરશની જવાંન છોકરી પરણી લાવેલો પારસી, રૂસ્તમ જામુલ્લીના ટીકાથી પાંણી પાંણી થઇ ગયો.

આ વાતચીત મી૦ ટગુમગુ સાથ ચાલતી હતી, તેટલાંમાં જરબાંનુ, જે મીસીસ ટગુમગુની સાથ એક બાજુ દુર ઉભી રેહી વાતચીત કરતી હતી, તેનું ધ્યાન એકાએક ચાલીસ હજારની મેહરી ઉપર પડતાંજ તે બોલી:—

"મેહરબઇ! ઓહો! કેમ કયારે આયાં? મે તો તમુને હમનાંજ જોયાં? દાદીબા, દાદીબા, આપરાં મેહર—

"કોણુ? મેહરબઇ? કેમ છેઓ! ખુશ તો ખરાં? બાંનુબઇને મલીયાં કે?" દાદીએ પુછયું.

"નહીરે બા! તાહારની સોનું છ પન દેખાતાંજ નથી." ચાલીસ હજારની મેહરીએ હાંફતાં હાંફતાં જવાબ દીધો. "હું તો ઠાકી ગેઇ. મારા ગુસીને કેહું, કે બાંનુબઇને સોંધી કાહારો, તે તેવન તો કેહજે મને સરમ લાગેછ!"

"એવા સરમાળુ ઝાડ તમારા ગુસી છે, તો તેવનની એ આદત તમારે છોરવવી જોઇએ." રૂસ્તમ જામુલ્લી, મેહરીને ઓલખ્યા વગર હસતાં હસતાં બોલ્યો. "તેવનને પાસાંમા બેસારી બેસારી શીખામણ દેવો, ને નહી સમજે, તો પછી અમરાવીને ચમરો ભરો."

"જી હા." મેહરીએ જવાબ દીધો, અને દાદી મુછમા હસવા લાગ્યો.

"નાદાંન છોકરાઓની સરમ મુકાવવીજ જોઇએ. તમે સમજીયાં કે મોટાંમાય?" રૂસ્તમે ગંભીરતાથી કેહું. "શરમાવાની આદત એક વખત પરી ગેઇ, તો મોહટપણુમા તે જતી નથી."

"હારેબ્બા હા." મેહરબઇએ જવાબ દીધો. "તે સારૂં તો હું જાંહાં પારટી ફારટીમાં જાઉંછ, તાંહાં મારી સાથેજ લેતી જાઉંછ. લેવો તેવનજ જીભરાયા આવેછ."

ગુસતાદ, ઉરફે, ગુસી, જે બાંનુબઇની શોધમાં ફરતો હતો, તેને પોતા તરફ, આ હાલી મવાલી આગલ આવતો જોઇ, રૂસ્તમઆએ પુછ્યું:—

" કેમ બાવા, બાંનુબઇ પકડાયાં કે? બીલ્લુ છુટું કે?"

" એટલે?" ગુસી રૂસ્તમને ઓલખતો નહી હોવાથી બોલ્યો.

' અરે મારા ભઇ સરમાવોછ શાના?" રૂસ્તમે પુછ્યું. " એમ આવો, એમ આવો! બોલો જોઉ તમે કેઇ ઇસકોલમાં જાવોછ? તમે કીયા સ્ટૅનડર્ડમા છેઓ?"

ગુસી રૂસ્તમઆના આ સવાલથી ફગલાઇ ગીયો, અને શરમનો મારીયો બોલી શકયો નહી. તોપણ હીમત કરી તેણે પુછ્યું:—

" મારા સાહેબ, એ શું બોલોછ?"

" આએ જોયું કેની?" રૂસ્તમે પોતાની આજુબાજુ ઉભેલાં તરફ નજર કરી કેહું. " અરે પણ માસતર તમે ગભરાવો ના! આજના જવાંનો જરા શરમાઉ તો હોય. પણ માસતર ગુસી, તમે મને જવાબ નહી દીધો? તમે ઘનાજ ગોઝા લાગોછો આપરા ઘરમનુ ફરમાન તમે બીલકુલ સમજતા નથી. તમે સહવારના પોહોરમા તરો કસતી કરોછ કે? મોહટાંમાય, તમારે એ છોકરા ઉપર દેખરેખ રાખવી જોઇએ—

ગુસીનો કાંદો, હવે ખીલી ગીયો. તે સમજી ગીયો, કે રૂસ્તમ તેની મજાક કરતો નહી હતો, પણ એક ઘણીજ કમનસીબ ભુલ કરતો હતો. તે ગુસ્સે થઇ બોલ્યો:—

" અરે એઇ કાકા—

" સાયલંન્સ!" રૂસ્તમે જરા નરમ અવાજે કેહું. " તમે તમારાં માએ બાપનુ જો કેહણુ નહી કરશો, તો—

" અરે માસતર, તમે એ શું——

" ચુપરાવ!" પાછો રૂસ્તમે તેને બોલતો અટકાવી કેહું " તમે તમારાં માયજીનીબી દરકાર નહી કરતા?"

આએ સખુનો સાભલતાંજ ચાલીસ હજારની બેહરી તેજ વખતે બાંનુબઇની શોધમા આએ હાલી મવાલી આગલથી ચાલી ગેઇ, અને દાદી અને જર, પેટ પકડી હસવા લાગ્યાં, અને ગુસતાદે ડોલા ચહલવી પુછ્યું:—

" મારા સાહેબ એ તમે શું ફાદું ફાદું બોલોછ? કંઇ બોલોછ તેનો વીચારબી છે કે?"

" ચુપરાવ! યુ નૉટ્ટી બોય!" રૂસ્તમે કહ્યું. " જુવો, તમારી આવી ચાલથી પેલી બચારી તમારી ઘરડી માય કેવી—

" અરે એ કાકા, માય સાની? એ કંઇ મારાં માય નથી!" ગુસીએ જણાવી દીધું.

" અરે નહી નહી!" દાદી હવે અંતે વચમાં પડયો. " રૂસ્તમબા, એ તો મી૦ ગુસીના 'વાઇફ' થાયછ. એ તમે તારનો શું ચોટાલો———

" વાઇફ?" રૂસ્તમ અજબ થઇ બોલ્યો. " અરે! પણ હું તો, એ બેઉને કેવારનો માય દીકરાં સમજીને બોલુંછો એ! હવે માલમ પડી!"

" અરે તમે સમજ્યા નહી રૂસ્તમબા———

" અરે યાર બસ બસ! હું બધું સમજીયો." રૂસ્તમે મોહોડું કુમલાવી જવાબ દીધો. " માફ કરજો મીસતર ગુસતાદજી. પણ મારા ભઇ, જરા પેહલ્લેથીજ—એ લેઓ? પેલ્લાં રેણાં બાંનુ?"

રૂસ્તમ જામુલી એટલું બોલતાંજ બાંનુની તરફ ચાલ્યો, અને જેહાંગીર, જરને લઇ રીફ્રેશમેંત રૂમ તરફ ગયો. ઍમીલી એખલી પડી ગેઇ હતી, પણ તેટલાંમાં મી૦ ઉકરજી આડામુંડી નાંમના ૬૦ વરશના ખરખર પાંચમ શેઠ, જેવનને છેલ્લી દરબીમાં ત્રણ લાખનો તડાકો પડયો હતો, અને જેવન જબાંની ખુદરતી ખામીને લીધે સ, ને બદલે ફ, અને ર ને બદલે વ, બોલતા હતા, તેવન ત્યાં બચબુચ આવી લાગ્યા, અને મીસ ઍમીલીને જોતાંજ તેવન કટકા બુકલા થઇ બોલ્યાઃ—

" કેમ છેઓ મીફ. ઍમીલી! ફાવી કાની તો છેઓ! મીજાજ ખુફ! પેલી મ્રૂડંમ 'પૅનો' ઘણો ફવફ વગાવેછ હો?"

" જી—હા. તમુનેબી કાંઇ મ્યુઝીકનો શોક ખરો કે?" ઍમી કંટાલી આ બુઢાની ઠેકરી કરવા બોલી.

' અલબત! અવે 'તમે ફું જાનોછ? તમાવા ફૂંમ! જ્યાવે હું નાંહલ્લો ઉતો, તાવે હું તુવા ને કલગીના ગાયન દફ પવ આખી આખા વાત ગાતો—તો—કેમ બાંનુ ચાલફો કે!"

# પ્રકરણ ૧૦ મું.

## રંગમાં, ભંગ!

"ઓહો! રૂસ્તમ તમે ક્યારે આયા? મે તો ધારીયું કે તમે જાણી જોઇ આજે આવવાના અખાડા કરી ગીયા! હું છેક દસ વાગ્યે વેર તમારી વાર જોતાં જોતાં થાકી ગઇ, અને હમણાંજ હિયાં આવી."

"બાંનુબાઇ, સેવકને સારૂ એટલી બધી તમારી કાલજી માટે હું તમારો બેશક આભારી છેઉં." રૂસ્તમ જાબુલીએ હસીને ખુશ મીજાજે કહ્યું. "હું તો આજે આવવાના ખરેખર અખાડાજ કરતો તો હો? પણ ભલાં મનીખ, પેલો જેહાંગીર જંગબારી———

"કોણ જેહાંગીર? મારી જરનો જાંગલો! તેને તમે બેઉ સાથેજ આયા કે? લે એબી ચાલો ઠીકજ થયું. કેવારની જર ધુવર જેવી બની, વંસનાએલી દાર જેવું મોહોનુ લેઇ ફરીયાજ કરતી'તી. રૂસ્તમ, મારી જરને એ જેહાંગીર વગર જરા ચાલતું નથી."

"એમજ છે." રૂસ્તમે જવાબ દીધો. "જેહાંગીરનીબી હાલત તેવીજ છે. મને લાગેછ, કે તમારી જરને ઠેકાંણે પાડવાનો આંએજ વખત છે. એવો છાંડાવાલો જમાંઇ તમારા ખાનબાહાદુરને બીજો મેલવો મુશકીલ છે હો? અને વલી ખાંનદાંનેબી કાંઇ જેવો તેવો નથી હો? એવો જમાઇ જો હાથ લાગે, તો તમારા ખાનબાહાદુરની મુશકેલીમા કેવો તે કાંમનો———

"રૂસ્તમ—રૂસ્તમ," રખે કોઇ રૂસતમના ટીકા સાંભલે, વાસતે બાંનુ આસપાસ જોઇ બોલી. "ખુદા ખાતર એ વાત હીયાં ના કરો. કોઇ સાંભલસે તો—

"હા, હું ભુલીયો." રૂસ્તમ ધીમે અવાજે બોલ્યો. "તમારા ધણીની મોહોકાંણના રોદરા રડવાની આએ જંગા નથી. ગમે તો ચાલોં, આપણુ જરા બાગમાં જઇ વાત કરીએ."

"હા. બાગમા કૉનઝરવેટરી આજે ખાસ સંગારેલી છે." બાંનુ બોલી. "તાંહાં રીફ્રેશમેન્ટબી ગોઠવીયુંછ."

તેઓ બંનેજન દીવાનખાંનામાંથી બાહાર નીકલી બાગમા ઉતરયાં, અને બાગમા સંગારેલી કૉનઝરવેટરીમા તેઓ દાખલ થયાં. ખાંનબહાદુર બેહરામશાહે પોતાના મેજબાનોની સગવડને ખાતર આ કૉનઝરવેટરીને આજે ખુબ ઠાટમાઠથી સંગારી, તેમાં રીફ્રેશમેન્ટની ટેબલો ગોઠવાવી હતી.

"મેં ખોટું શું કેહ્યું બાંનુ? હું ખરૂં કેહુંછ, કે હવે તારા ખાંનબાંહાદુરનુ ગાડું વધારે વાર આગલ ચાલે એમ મને લાગતું નથી." રૂસ્તમ કૉનઝરવેટરીમા દાખલે થતાંજ આજુબાજુ નજર કરી બોલ્યો. "તારે લીધે ખાનબહાદુર બેહરામશાહની ઇજ્જત જતી, મે બચાવીછ. બાંનુ, બાંનુ, એવો ખ્યાલ તું સ્વપનામાબી ના કરતી, કે તારા એ ધણીની દોસતીને લીધે મે તેની ઇજ્જત બચાવીછ? નહી. જે કાંઇ મે કીધુંછ, તે તારે લીધે, તારી દયા ખાઇને–

"બસ! બસ કર! રૂસી કોઇ સાભલસે, બસ કર!" બાંનુ રૂસ્તમ તરફ જોઇ, તેનો હાથ પકડી, કરગરી બોલી. "અરે હું કેવી કમનસીબ!"

"કમનસીબ!" રૂસ્તમ બાંનુની આંખોની અંદર જોઇને બોલ્યો. "કમનસીબ કોણ? તું કે હું? જો તું ખરેખર કમનસીબજ હોય, તો તેમાં મારો વાંક શું? તુંને બધી વાત યાદ તો રેહી હશેજ ડીયર? મને આપેલો તારો વચન——

"નહી, નહી. હું તે વચન હજી ભુલી ગેઇ નથી.' બાંનુ રૂસ્તમ જમશુલીનો હાથ પકડી લેઇ બોલી. "તુને પરણવા અને ચાહાવાના મે લીધેલા કસમ, મને હજી યાદ છે. પણ હું લાઇલાજ થઇ ગેઇ. તાહાર પછી હું પરણીને પરવારી ગેઇછ, પણ પરણીને સુખી તો નથીજ થઇ. એક ઓરત તરીકેની મારી ઇજ્જત, એક પરણેતર તરીકેની મારા ધણી તરફની મારી તમામ ફરજ, અને મારી દયાનત, મે આજ સુધી મોહટી મુશકેલીએ જાલવી રાખીછ. પણ રૂસી, ડીયર રૂસી, શું હવે તેનો નાશ થશે? શું મારી ઇજ્જત અને હુરમતનો તું નાશ થવા દેશે?"

"કદીબી નહી. બાંનુ, તારી ઇજ્જતને ખાતર તો મે મોહટો ભોગ આપીયોછ." રૂસ્તમે બાંનુના ખંભા ઉપર હાથ નાખી તેને સમજાવવા માંડયું

“એક પરણેતર તરીકેની તારી ખરી ફરજ તું બજાવતી રેહ. તારી ઇજ્જત અને કીરતીને હું કદીબી કલંક લાગવા દેનાર નથી. મે જેને એક વખત ચાહી, મારા જીવથી વધારે વાહલી ગણી, તેને પાછલથી ખરાબ થતી હું કદીબી જોઇ શકુંજ નહી. બાંનુ, ડીયર બાંનુ, એક વખત તું મારી હતી, આજે તું બીજાની થઇ ! મારો તારી ઉપર હવે કાંઇબી હક રેહેલો નથી. પણ યાદ રાખ, કે તારી ઇજ્જત, તે મારી ઇજ્જત. તારૂં સુખ, તેજ મારૂં સુખ. તુને સુખી જોઇ હું સુખી થવસ. તુંને દુખી જોઇ હું દુખી થવસ. તુને કોઇબી રીતનો ડાઘ કે કલંક લાગે, તું દુખી કે ખુવાર થાય, તે કરતાં તો મારી તમામ દોલત ખુવાર થાય, તો તેની મને જરાબી પરવા નથી. તું બેકસુર છે. તું તો સુખી થવાની ઉમેદમાં પરણી. પણ તુને યાદ છે, કે મે તુને શું વચન આપીયો હતો, અને મેં કેવા કસંમ લીધા હતા ? તે મારા આપેલા વચન પ્રમાણે હું તારા સીવાય બીજી કોઇને હજી સુધી પરણીયો નથી. મારા લીધેલા કસંમ મેં આજ સુધી કુમારો રેહીને પાલીયાછ. તે વચનથી હું બેવચન થયો નથી. મારા લીધેલા કસંમથી હું પાછો ફરીઓ નથી. પણ તારા વચંન અને સોગંદનું શું થયું ? ઓ ! રખે કોઇ ઓરતના સોગંદને ભરૂસે રેહતું ! હૂં તો મારો બોલ પાલસ. તારા પ્યારની યાદને ખાતર, મારી દોલતનો મોહટો ભાગ તારા ધણીને તેના મીલકત ઉપર મેં ધીરીઓછ, તે તો તું જાણેછ. તેમ જો હું નહી કરતે, તો આએ ચંપા બાગમાંથી ગાંસડા બાંધી, તમો બધાંને કયારનુ બાહાર જવું પડતે. પણ તુને તેવી હાલતમાં જોઇ, હું કદીબી રાજી નહી થાઉં. ચાલ બસ. ગઇ ગુજરીનો આટલો ખુલાસો હું તારી પાસ કરવાજ આજે હીંયાં આયોતો. હવેથી એ વાત ફરી આપણુ કરશુંજ નહી.”

“અરે શું કાંમ તેં એ વાત છેરી !” બાંનુ રડતી આંખે રૂસ્તંમ તરફ જોઇ બોલી, અને બોલતાં બોલતાં તેના ખભાં ઉપર પોતાનું માથું નાખી ડચકાં ખાવા લાગી.

“ના રડ ! ઓ ! જુદા પડેલા જાંન ! તું ના રડ !” રૂસ્તંમ બાંનુને સમજાવા લાગ્યો. “બાંનુ, કોઇ આવી જશે ! બાંનુ, મુંગી રેહ.”

"અરેરે ખુદાં! આવા ભલા, આવા નેક, અને આવા ઉદાર દીલના એક શખ્સની ફીદાગીરીને હું કેમ ભુલી ગઇ?" બાંનુ રડતી આંખે બબડી. "મારાં સગાં વાહાલાંઓનું શું ભલું થશે? મારા બાપને અને મારાં માયને હું શું કેહું? તે લોકની હુજ્જત અને ગોંહોસ આગલ મારૂં કંઇ ચાલીયું નહી. રૂસી, કાંએ નંહી તું મને પરણી ગીયો!"

"પરણી ગીયો?" રૂસ્તમ ઉસકેરાઇ બોલ્યો. "કેમ પરણુતે? તે વખતે તો હું ગરીબ અને મુફલીસ હતો? તારા બાપને તો ઉંચે, ઉપારેનો, અને મોહટાં ખાંનદાંનનો જમાઇ જોઇતો'તો? તારા બાપને તો પઇસા જોઇતા'તા?"

"ના માર! અરેં એવા તાણા મને ના માર રૂસી!" બાંનુ પોતાના બંને હાથ રૂસ્તમના ગલાંમા નાખી બોલી.

"તાણા? હવે તુને તાણા મારવામા મને શું લાભ થનાર છે બાંનુ?" રૂસ્તમે બાંનુને સધીઆરો આપવા પોતાને ગલે લગાડી કેહું. "કીસમતના લેખ! સુખી રેહજે. દુખી તો હું થયોછ! બેવડો દુખી! દુખી તુને ખોઇને, અને દુખી તુને જોઇને! તારા ખાવીંદે તુને સુખી કીધી નથી. તેનો આ ભપકો પોકલ છે. તેની તમામ મીલકતો મારગેજ પડેલી છે, અને મોહેટાં બ્યાજમા તે ડુબતી જાએછ."

"અરેરે આએ નામોસી, અને આએ ખરાબી!" બાંનુ હાંય મારી રડી પડી બોલી. "રૂસ્તમ, તારી તરફ હું બેવફા થઇ, તેની આએ સજો મને થાયછ, કે શું? હું મુઇ પરણુતી! પરણીને એક દીવસભી હું સુખી થઇ ફરી નથી, કેમકે તુને આપેલો વચન મારી છાતીમાં હમેશ ખટકતો હતો. આજ વરસો થયાં હું પરણી, પણ પરણીને એક પરણેતર તરીકેની મારી ફરજ મેં વફાદારીથી બજાવીછ. મેં મારા ધણીનો સંસાર સુખી કરવાની દરેક તક આજ સુધી જતી મુકી નથી. હું દયાનતે સાફ રહીછ, પણ હવે—હવે—હું શું કરૂં, રૂસ્તમ—

"બાંનુ એમ ચેરાં ના કાહડ." રૂસ્તમ બાંનુની હાલતમાં કાંઇ અજબ જેવો ફેરફાર થએલો જોઇ, તેને સમજાવી લેવા બોલ્યો. "જરા વીચાર કર, દીયર! કાંમ આવી જશે તો—"

"નહી, હવે હું હીંયાં રેહવા માંગતી નથી." બાનુ દીવાની જેવી બની બકવા લાગી. "હું વીચાર કરી ચુકી! મને તારી સાથ લઇજા! બસ-હું તારી સાથ—.

"નહી. કદીબી નહી. ખબરદાર, બાનુબાઇ! તમે ભુલી જાવોછો કે તમો કોણ છેઓ." રૂસ્તમ ધાડે અવાજે દુર ઉભો રહી બોલ્યો. "બાનુ, યાદ કરો, કે તમે પરણેલાં છેઓ. મારા જેવા આદમીથી તમે એવી વકી કદીબી રાખતાં ના."

"તું ના પાડેછ? રૂસ્તમ, તું મને તારી સાથે લેઇ જવા ના કેહછ?" બાનુ એકદમ ચમકી ઉઠી ઉભી થઇ, અને રૂસ્તમની સામે ટીકી ટીકી જોઇ બોલી. "શું?" રૂસી, તું ના કહેછ?"

"હજાર વખત ના." રૂસ્તમે ડોલા કાહાડી જવાબ દીધો. "જે પ્યારથી મે તુને એક વખત ચાહી, તે પ્યાર પાપી નહી, પણ પાખ હતો. તું પરણીને જો મારા પરણેતર થતે, તોજ તારા પ્યાર ઉપર મારો હક રેહતે. પણ તું બીજાને પરણી, એટલે તારી મોહોબત અને પ્યાર ઉપર મુને કસ્સો હક હવે છેજ નહી. હવે તારો પ્યાર મારે કાંમનો નથી. હવે તો ફકત તારી ઇજ્જત અને હુરમતની દેખરેખ રાખવાનુ કાંમ મારૂં છે. મે તુને એક વખત ચાહી, દુનીઆમાં વસ્તી તમામ ઓરતોથી વધારે ખુબસુરત ગણી, અને હવે તુને કલંક લાગેલો જોવા, અને તારી નીંદા થતી સાંભલવા, હું કદીબી રાજી નાસ નહી. તુંને આડે મારગે હું કદીબી જવા દેનાર નથી. યાદ રાખ કે———

"ઓ! હું આંએ આગમાં હું બલી મરૂછ." બાનુ એકદમ રૂસ્તમને વલગી પડી બોલી. "રૂસી! તું મને આ દોજખમાથી કાહાડી લઇ જા! હું તારી સાથે આવવા———

"દુર થા મારી આગલથી. આવા તારા વીચારો!" રૂસ્તમે બાનુથી છુટો થઇ તેને પોતાની પાસેથી દુર કરી ઠપકો આપ્યો. "તુને આવે આડે રસ્તે હું દોરવું? કદીબી નહી! તારી આવી ખુબસુરતી, અને તારી આવી જવાંની સાથ, તારી આવી નાદાંની અને આવી નબલાઇનો આંજના કાલાં મેંઢાં કાય નહી લાભ લીએ?"

"તાહારે તું મને આએ દોજખમાંથી લેઇ જવા ના' પાડેછ ?" બાંનુ રડી પડી બોલી. "ત્યાહારે તો લે મારો જીવ ! લે ! મારો જીવ લે ! નહી તો, હું મારો જીવ આપસ !"

દીલાવરની બાંનુના મગજની હાલતમાં કંઇ અજાએબ ફેરફાર થઇ જતો હતો. પાસે પડેલી ટેબલ ઉપરથી ફ્રૂટ કાપવા માટે ગોઠવેલી છરીઓમાંથી તેણીએ તુરતજ એક છરી ઉચકી લીધી ! પણ તેજ વખત તેની આંખે અંધારાં આવી ગયાં ! તેનુ મગજ ચક્કર ખાવા લાગ્યું ! રૂસ્તમે તેની તેવી હાલત જોઇ લીધી, અને તેજ વખત પોતાની બગલમાં તેણીને પકડી લેઇ, તે પ્યારભરી રીતે ધીરજના સખુનો તેણીને સંભલાવવા લાગો.

એક પળ ! એક ઘડી ! અને બસ !

* * * *

"અરે ખુદા !" રૂસ્તમ જાણુલીએ એકાએક ચીસ પાડી.

એકાએક એ શું થયું ?

એક ભયંકાર ચીસ ચંપાબાગના ખુશી ખુરમીથી ભરયાં દીવાંનખાંનામાં મધરાતને સમે રંગરાગમાં પડેલાં મહેમાંનોના કાંન ઉપર જઇ પડી ! સરવે કોઇના ચેહરા એ ચીસ સાંભલતાંજ ફીકા પડી ગયા ! ખુશી ખુશાલી નાબુદ થઇ ગઇ ! રંગરાગ બંધ પડી ગયાં ! સઘલાં ઉચાટ જઇ એક બીજાંના મોહોડાં જોવા લાગ્યાં ! થોડાક મહેમાનો અગાસી તરફ ધસી ગયાં, કેટલાકો નીચે ઉતરી પડયાં, થોડાકો બાગમાં અને કેટલાકો કૉનઝરવેટરી તરફ દોડી ગયાં !

પણ નખોદ !

કૉનઝરવેટરીમાં તેઓએ શું જોયું ?

દીલાવરખાંનની બાંનુને કૉનઝરવેટરીમાં પોતાના કીમતી પોશાક સાથ, લોહીમાં તરબોર થેઇ તરફડતી, જમીન ઉપર પડેલી, અને રૂસ્તમ જાણુલીના હાથમાં ફ્રૂટ કાપવાની છરી લોહીથી ઝઝરતી તેઓએ જોઇ.

"ખુંન ! બાંનુનું ખુંન !"

"પકડો એ સા—ને." એક જને બુમ પાડી. "અરે એ કોણ ? રૂસ્તમ જાણુલી ! પુલીસ, સીપાઇ, કાનૂસટેબલ—દોડો—દોડો—"

## પ્રકરણ ૧૧ મું.

### બે કલાકમાં બદલાએલો મામલો ! બીજી આફત !

"પણ શેઠ કાંહાં છે ? દોડો–દોડો ? અરે કોઇ બેહરામશાહ શેઠને તેડી લાવો ?"

પણ બેહરામશાહ શેઠનું કાંહાં ઠેકાણું હોય, જે તેવનને તેડવા દોડે. દોડાદોડ તો આદમીઓએ ઘણીગી કીધી, પણ તેવનનો પત્તો માણસોને મલ્યો નહી.

પણ કૉનઝરવેટરીમા આ હોનારત બની, તે આગમજ ખાંનબહાદુર બેહરામશાહ શું કરતા હતા, તે તરફ નજર કરવાની ખાસ જરૂર છે.

રૂસ્તમ જાબુલી અને દીલાવરની બાંનુ દીવાનખાનું છોડી બાગમાં ગયાં, ત્યારે બેહરામશાહ શેઠ મી૦ ઉકરજી આદામુડી સાથ વાતે ઉભા હતા.

"પપા, ઓલખોછ કે ?" સીપલી ઍમીલીએ મી૦ આદામુડીને પોતાના બાપ સાથ 'ઇનટ્રોડયુસ' કરાવી આદામુડીને બનાવવા માંડયો. "મી૦ ઉકરજી આદામુડી, જેવનને દરબીની સોરતી લાગી—

"જી હા ! તમારો ફેવક પોતે !" આદામુડીએ નમીને સલામ કીધી.

"પણ આમલીબઇ———

"વૉટ નૉનસૅન્સ," ઍમીલી પોતાના સુંન્નાધુર જેવાં નાંમનો આવો છબરડો અને કચડઘાંન નીકલેલો જોઇ છીડી પડી. "આમલીબઇ શું બરીયુંછ ! જરા—

"અવે જે નોંમ હોય તે તમુને મુબાવક !" આડામુડીએ ચટકો મારી ઠંડુ પાણી રેડવા માંડયુ. "પણ જુત્રોની, તમે એમ ચીબાં થઇ તમારા પપાજીની સાથે મને ઓલખાંન સાંની કવાવોછ ? અમે તો અવાર નવાર ઘણ્પા બાગમા મલીએછ ! કેમ બોલીવા નહી બેરામફા ફેઠ ?"

"ઓહો ! મી૦ ઉકરજી ! કેમ છો ? તમુને જોઇને હું ખુશી છેઉ."

"અને ફાએબને કેઉ, કે હુબી ઘણોંજ ખુશી છેઉ." ઉકરજીએ જવાબ દીધો. "બેવામફા ફેઠ, તમાવી આએ મહેનતને ખુદા જપ આપે, અને ખુદા તમાવી બોલબાલા કવે ? કેમ બોલીઆં નહી બાંનુ આમલીબઇ !"

"આમલી નહી પણ ઍમીલી." બેહરામશાહે જરા હસીને ઉકર આદામુડીની ભુલ સુધારી.

"અવે ફ્રાએબ ભુલીએ. ઍમીલી." ઉકરે પોતાની ભુલ સુધારી. "બેઅદબી માફ છે બેવામફા, પણ પાવશી લોક હવે હવે મડમો અને જંગલાઓના નામો વાખતાં કાએ હોશે? પું આપવાં ઇવાંની નામો કાંઇ કમતી છે? અવે ઇવાંની નામો એવાં ફોબઇતાં છે, કે બોલ્લીએ તો મોહનું બવાઇ જાએ! દાખલા તવીકે વોદાબે—

"વોદાબે? ઍટલે? વોદાબે શું બરીયુંછ?" ખાનબહાદુરે પુછયું.

"વોદાબે એટલે રોદાબે?" ઍમીએ ખુલાસો કીધો.

"ફ્રબાફ! વોદાબે? આપવા ઇવાંની પેહેલવાન ઉફતમની માએ? દાખલા તવીકે બીજુ નામ લેવો? બાંનુ ગોફઆફ. પવીચેહ. ગોવદાવીદ, ફોદાબે, ફ્વંગીફ, મેહવેવીવીન!" ઉકર આદામુડીનુ કીયાંની લોહી, તેના બદનમા જોર કરી રેલ્યાથી તે ઇરાંની નામોનુ દફ્તર ખોલવા લાગ્યો. "એવાં એવાં હજાવો નામો ફ્રાનામામાથી મલફે, તે મુકીને તમે પું આંમલી! આબોવી! એવાં એવાં ફૉકીયંત નામો વાંખીયાં."

"જાવો જાવો મી૦ આદામુડી, તમેબી કેથા પહેલ્લે નંબરના ધાનસાખ છેઓ!" ઍમીલીનુ ગરી ગીયાથી તે બોલી. "એવાં એવાં નામો તમુને નહી ગમતાં તેમાં હમારો શું વાંક? તમુને કેવાં નામ ગમે? સોબઇ, કોબઇ, કુશીઆઇ, રૂપીઆઇ. એવાં રીજાડાં પીજાડાં નામો તે શું આજે સોભે કે? અરે આજે તો જેવી કેલવણી તેવાં નાંમ! જેવું ખાંનદાંન તેવાં નાંમ!"

આ કીટંકિટ ચાલતી હતી, તેટલાં બેહરામશાહ શેઠના નોકરે આવી, તેવનના હાથમાં એક ચીઠ્ઠી મુકી, અને તે ચીઠ્ઠી ઉખેડી વાંચતાંજ બેહરામશાહ, ઉકર આદામુડીને પોતાની દીકરી સાથ પડતો નાખી, ઉતાવલે પગલે ત્યાંથી ચાલી ગીયા.

"ક્યાંહા છે આ ચીઠ્ઠી મોકલનાર?"

"લાઇબ્રેરીમા સાહેબ."

"તમારૂં નામ મી૦ બ્રાંઉન?" બેહરામશાહે દબાતે અવાજે લાઇબ્રેરીમાં દાખલ થતાંજ સવાલ કીધો.

"હા સાહેબ." મી૦ બ્રાંઉને જવાબ દીધો. "હું પોને. હાઇ કોરટનો બેલીફ બ્રાંઉન. હું દલગીર છેઉ સાહેબ, કે આવી અરધી રાતે તમારી મોજ મજાહમાં મને ખલાલ કરવી પડી. પણ મારો તેમાં જરાએ વાંક નથી મી૦ બેહરામશાહ. સોલીસીટર મી૦ સોલીભાઇનો હુકમ એવોજ થયો, કે આજે રાતનાજ કોરટનું હુકમનામું મારે બજાવવું, એટલે હું લાચાર થયો. તમારા ઉપર ચીઠ્ઠી લખીને મેં એટલાંજ વાસતે મોકલી, કે તમારી વધુ ફજેતી થતી અટકે."

"તમારી મેહરબાની થઇ." બેહરામશાહ ફગલાઇ જઇ, બધી વાત સમજી જઇને બોલ્યા. "હું સમજી ગીયો. તમો હાઇ કોરટના બેલીફ છેઓ, અને પેલાં બે માનસો તમારી સાથે આવેલાં છે. પણ શું સોલીભાઇએ તમુને—

"મને હીંયાંથી ખીસવાને પણ તેવને ના કેહુંછે." મી૦ બ્રાંઉને જવાબ દીધો. "જો તમે આખી રકમ ભરી દેઓ, યા તો કોઇ સધ્ધર જામીનગીરી આપો, તોજ આએ મકાંન ઉપર નાખેલી જપતી હું ઉંચકી શકું."

"આવી મોડી રાતે સોલીભાઇને મલવુ મુશકીલ છે." બેહરામશાહ બોલ્યા. "તમારાં માનસો જો હીંયાં રેહશે, તો મારા નોકર નફરો કાંનાસુંની કરશે."

"એક વખત મકાંન ઉપર જંપતી નાખીયા પછી હું કાંઇ કરી શકતો નથી." બેલીફે ખુલાસો કીધો. "એક લાખ એકાવન હજાર રૂપીઆનુ હુકમનામું છે. આએ રેહ્યું તે. એ રકંમ ભરી દેઓ, તો પછી મને હીંયાં ઉભા રેહવાનું કંઇ કાંમ નથી."

"આ વાત, જો જાહેર થઇ, તો મારી ઇજ્જત અને આંતની ખરાબી થશે." બેહરામશાહ બેલીફને સમજાવવા લાગ્યા. "અને તેમ થયું, તો પછી

સમજુતી થવાનું જરાબી 'ચાન્સ' રેહશે નહી. મારા બીજા માંગનારાઓ જો ઉઠી ઉભા થયા, તો——

"તમે જાહારે બીજા કરજદારોને સારૂ બોલોછ, તાહારે મને જણાવવું પડેછ, કે, આવતી કાલે બીજાં બે કે ત્રણ હુકમનામાં એક્કી વખતે તમારી સામે નીકલનારાં છે, તે વીશે તમુને હું ચેતાંઉછ. મી૦ સોલીભાઇને તેની આગમજથી ખબર પડી, અને તેથીજ તેવને રાતોરાત ખાસ ગોઠવણ કરી, આએ હુંકમનામું બજાવવા મને મોકલીઓછ."

"લાચાર! મી૦ બ્રાંઉન તમે જાહારે મારે સારૂં કબજ કરી શકતા નથી, તાહારે આએ વાતથી મારે મીસીસ બેહરામશાહને જાણીતાં કરવાં જોઇએ. ખુદા ખાતર મારી ફજેતી થાય, તેવું કાંઇ ના કરતા. મારાં મહેમાનો જો જાણસે, તો મારી રૂસવાઇ થશે. સહવારૂં પડતાંજ છાપામાં એ ખબર છપાસે, અંને આખું ગાંમ એ વાત જાણસે. તમે હીંયાંજ રેહો, હું પાછો આઉછ."

બેહરામશાહ લાઇલાજ થઇ ડગમગતે પગલે બાંનુને મલવા લાઇબ્રેરીમાંથી બાહાર નીકલી પડયા, અને બ્રાંઉન ટેબલપર પડેલી એક ચોપડી લઇ તેના પાનાં ફેરવવા લાગ્યો.

પા કલાક થઇ ગયો.

બ્રાંઉન પોતાના ધ્યાનમાંજ હતો, તેટલાં બેહરામશાહ પાછા લાઇબ્રેરીમાં દાખલ થયા, અને ઓરડાના બારણાં જોરથી બંધ કરી, પાસે પડેલી આર્મચેર ઉપર ફસડાઇ પડી, બેસી ગયા. બારણાંનો ખડખડાટ સાંભલી બ્રાંઉને પાછું ફરી જોયું, તો બેહરાંમશાહનું ચીત ઠેકાણે નથી, એમ તેણે જોઇ લીધું.

"એ મારૂં મગજ ફરેછ! મારો જીવ બગરી આયોછ." બેહરામશાહ બકરવકર કરતાં બોલ્યા.

"મને કાંઇ ખાસ હોકમ છે સાહેબ?" મીક બ્રાંઉને ધીમે અવાજે બેહરામશાહને પુછયું.

"મીસીસ બેહેરામશાહને મે દીવાનખાનામાં બધ્ધે સોધ્યા, પણ મને તે મલી નહીં." બેહરામશાહે જવાબ દીધો. "તે કોણ જાણે કાંહાં—

પણ તેટલાં બેહરામશાહના મહેમાનોમાંના કેટલાક લાઇબ્રેરીમાં તેવનનેજ શોધતા ધસી આવ્યા.

"બેહરામશાહ? બેહરામશાહ શેઠ? ખાનબાહાદુર બેહરામશાહ?"

"શું છે? કોણ છે? કાંય કાંય? એ શું ગડબડ?" બેહરામશાહે આ ગડબડ સાંભલી ચમકીને પુછ્યું.

"અરે ખુંન થયું! બાંનુબઇનું ખુંન ——

"હેં ખુંન—મારી બાંનુનુ ખુંન! કોણે કીધું?"

બેહરામશાહથી વધુ બોલાયું નહી. તેવન ચક્કર ખાઇ પટકાઇ પડયા. મી૦ ફ્રાંકલિન અને તેના આદમીઓ આ આફતભરી ખબર સાંભલી હરણફાર થઇ ગયાં, અને સઘલું ચુપચાપ થઇ ગયું.

પણ બેહરામશાહે હીંમત ખોઇ નહી. તેવન તુરતજ હીંમત પકડી, પોતાની મેલે હુશીઆર થયા, અને પોતાની પાસે ઉભેલાંઓ તરફ જોઇ કાંઇ બોલવા જતા હતા, તેટલાં બીજાં બે મહેમાનો દોડતા લાઇબ્રેરીમાં દાખલ થયા, અને દાખલ થતાંજ બોલ્યા:—"અરે ગભરાવો ના! છે! છે!"

"હેં! છે! કોણ છે? શું છે?"

"અરે જીવેછ! જીવેછ! બાંનુબાઇ જીવેછ! જખમ ઉંડો થયોછ ખરો, પણ તેવન મરી નથી ગીયાં. ફક્ત બેહોશ થયાંછ!"

"ખુદા જેમ તારો હુકંમ!" બેહરામશાહ આસમાન તરફ નજર કરી બોલ્યા. "પણ તેવન હુશીઆર તો છેની! કાંઇ બોલીઆં કે? કાંઇ કેહ્યું કે? ડાકટર છે કે?"

"હા, હા. તેવન હુશીઆરીમા છે, પણ લોહી જવાથી નબલાં પડી ગીયાંછ."

"ચાલો સાહેબો, હવે મેહરબાની કરી મારા પપાને જરા આસાએસ લેવા દેઓ!" દાદીબા દાખલ થતાંજ બોલ્યો. "પપા, કાંઇ ફીકર ના કરો. બાનુબઇનો જખમ જીવ જેવો નથી. જરા સેહજ ઉંડો છે. ડાકટરે તેની તપાસ કીધી, અને કેહ્યું કે ઓજો જોખમ નથી. તેવનના ઓરડામા હું હમણાજ તેવનને મુકી આયોછ. ડાકટરે કેહ્યુંછ, કે તેવનને સુવા દેજો, અને કોઇને આગલ જવા દેતાં ના. ફકત મીસ બાલફર સીવાય કોઇ તેવનની આગલ નથી. મીસ બાલફરે એવનની સારવાર કરવાનું માથે લીધુંછ. તમે જરાબી ફીકર ના કરો, પપા."

"છોકરીઓ કાંહાં છે દાદી?"

"જર આ ખબર સાંભલતાંજ સીક પડી ગેઇછ." "દાદીએ જવાબ દીધો." "અમીલીને પાછું હીસતીરીયાનુ જોર થઇ આયાથી, તે પોતાના રૂમમા છે. જેહાંગીર પોતાના ડાકટરને તેડવા પોતાની ગાડીમાં કેવારનો ગીયોછ."

ખાનબહાદુરના કુટુંબનો મામલો આવી રીતે બોલ બોલતાં બે કલાકમાં કેવો બદલાઇ ગયો! દાદીએ કરેલા ખુલાસા પછી બેહરામશાહની ઇનતેજારી જરા નરમ પડી, પણ પેલાં સરકારી હુકમનામાની તેને જેવી પાછી યાદ પડી, તેવોજ તે પાછો બેચેનીમાં પડયો.

પણ રૂસ્તમ જાબુલી? તેનું શું થયું?

તેની ઉપર ખુંનનુ બોહોતાંન મુકાઇ ચુકયું હતું. તે ખુની તરીકે પકડાઇ ગયો હતો. બેહરામશાહના મહેમાનોએ, રૂસ્તમના હાથમા પકડેલી છરી જોતાંજ, તેને ખુની તરીકે જયારે પકડયો, ત્યારે તે લોકના હાથમાંથી છટકી કે છુટી જવાની જરાબી તજવીજ તેણે કીધી નહી. તે નીરદોશ યા બેગુનાહ છે, એમ જણાવવાની તેણે જરાબી કોશેસ કીધી નહી, પણ તે ખુશીથી તેમને તાબે થઇ ગુપચુપ ઉભો રહ્યો.

ખુનની ખબર મોડી રાત છતે આગ મીસાલ ચોતરફ ફેલાઇ ગઇ, અને પુલીસ કોન્સટેબલો રાતેરાત ચંપા બાગમાં આવી ઉભો; અને રૂસ્તમ જાળુલીને પુલીસે પોતાના કબજામાં લીધો.

જરને માટે જેહાંગીર જે પોતાના ખાસ ડાકટરને બોલાવવા ગયો હતો, તે આવી પુગ્યો. ડાકટરે જરને એક 'સ્ટીમ્યુલંટ ડોઝ' આપ્યાથી તે હુશીઆર થઇ ગઇ. દાદીની સમજાવટથી જંગબારવાલા જેહાંગીરે બેહરામ્જીશાહના માંગનારનું એક લાખ એકાવન હજારનું હુકમનામુ પગાર કરવાનુ પોતે માથે લીધું, અને બેલીફ મી૦ ઓકીન જેહાંગીરશાહની સીકયુરીટી લેઇ પોતાના આદમીઓ સાથ ચંપાબાગ ઉપરનો પોતાનો કબ્જો છોડી ગયો.



## પ્રકરણ ૧૨ મું.

### એક ચાંહાબાઇઓ!

વાજી ગાજી રહેલું ચંપાબાગનુ મકાંન, જે ખુશી ખુશાલીનું મથક હતું, તે એક બે કલાકમા તો ગંમ અને આફતનુ ઘર થેઇ પડયું. કંમબખ્તી પોતાના ડોલાં ધુરકતી તે રલીઆંમણા મકાંનના દરવાજા ઉપર બેમાલુમ આવી ઉભી. પરોણાંઓ ગમગીન ચેહરે એક પછી એક વીખરાઇ ગયાં, અને એક કલાકમા બહેસ્તની ખુશાલી, દોજખની દલગીરીમા ફેરવાઇ ગઇ.

પેલો હાઇ કોરટનો બેલીફ મી૦ બ્રાઉન ગુપચુપ પોતાના માણસો લેઇ ચાલી ગયો. જંગબારવાલો જેહાંગીરશાહ, જે બેહરામશાહની દીકરી જરના હાથનો ઉમેદવાર હતો, તે રાતોરાત બેહરામશાહની નોક જાલવવા પોતાના બવિશના ધારેલા સસરાના કરજનો જોખમદાર થયો, અને એવી રીતે ચંપાબાગના રંગનો ભંગ થયા પછી, સુમારે એક વાગે, આ વાજી ગાજી રહેલું આ મકાંન, મસાંન જેવું એકાંત થઇ પડયું.

"દીકરા દાદી, દીલાવરખાંનના ખાંનદાંનની ઉપર આજે ખુદાઇ કેહર ઉતરીયોછ!" બેહરામશાહ ખુરસી ઉપર ફસડાઇ પડી બોલ્યો. "હવે મારીથી કેમ નીભી શકાશે?"

"પપા, તમો કરજદાર હતા, તે તો હું જાણતો હતો, પણ તમારી કરજદારી આટલી બધી હદ સુધી વધી ગએલી છે, એવો તો મને સ્વપનેબી ખ્યાલ નહી હતો." દાદીએ જવાબ દીધો.

"તું એમ હારી ના ખા." બેહરામશાહે હીંમત આપી કહ્યું. "આવે કટોકટ વખતે મારાં દુઃખમા તું મારો મદદગાર થા. સહવાર પરતાં મારા બધા માંગનારાઓ ઉભા થવાના, અને બેલીફોની હાર ને હાર ચંપા બાગમાં ઉતરી પડવાની. અરેરે! એ કેવી આફત!"

"એ શું બોલોછ, પપા ડીયર ?" દાદી હેબતી જઇ બોલ્યો. "શું હજી બીજા માંગનારા —

"હમણા કેટલા વાગા ?"

"એક"

"એક ! દોડ ! એકદમ દોડ ! ! નાકા ઉપરથી ગાડી કરીતું લાગલો સોલીભઇ સોલીસીટરને ઘેર જા. તેને જઇને કેહ, કે બેહરામશાહ રાતોરાત તમુને પોતાને બંગલે બોલાવેછ. જા જલદી કર. મારતી ગાડીએ નીકલી જા. તેનું ઘેર તુને ખબર છે કે ?"

"હા. કોલાબે ?"

"તાહારે ઝડપ કર." બેહરામશાહે કેહ્યું. "કોઇબી રીતે સહવારૂં પડવા આગમજ આપણે આફતનો નીકાલ થઇ જવો જોઇએ."

પોતાના બાપના હુકમ પ્રમાણે, દાદી તેજ વખતે ગુપચુપ ચંપા બાગમાથી બાહાર નીકલી પડયો, અને દાદીની પછવાડે બેહરામશાહ કોડાં પેહડી, કોઇ જોણે નહી તેમ બાહાર જવા નીકલ્યા.

તેવન કાંહાં ગયા ?

ખુદા જાણે ? તે જાણવાની અને જણાવવાની કાંઇ હાલ જરૂર નથી. વાંચનારાંઓબી એવા ચટપટીયા જીવના છે, કે બધું એકદમજ જાણવા માંગેછે !

પણ તેવન ઘણો વખત બાહાર રેહ્યા નહી. પોણા કલાકમાં તો તેવન ગુપચુપ જેવી છુપી રીતે બાહાર ગયા હતા, તેવીજ રીતે તેવન ચંપા બાગમા પાછા દાખલ થયા.

પણ તેવનનો ચહેરો સુફેદ રૂની પુણી જેવો ફીકો દેખાતો હતો, અને તેવનના હાથ એટલા તો ધ્રુજતા હતા, કે પોતાના દગલાના બટનબી તેવન કાહાડી શકતા નહી હતા.

હવે તેવન સોલીભાઇની વાટ જોતા બેઠા. દરેક મીનીટ તેવનને મન એક એક કલાક જેટલી લાંબી લાગવા લાગી. અંતે બે વાગ્યા. ના દાદી પાછે ફરયો, કે ના તો સોલીભાઇ આવી લાગ્યો.

અંતે સવા બે વાગે એક ભાડેની ગાડીમાં તેઓ બંને જન આવી પુગ્યા. બેહરાંમશાહ આ ફીતુરી સોલીસીટરને મલવા તઇયાર થયા. લાઇબ્રેરીના દરવાજા દાદીબાએ ઉઘાડયા અને સોલીસીટર સોલીભાઇ ધીમે કદમે અંદર દાખલ થયા.

"આવો મી૦ સોલીભાઇ." ધીમે અવાજે ખાંનબાહાદુર બેહરામશાહે કહ્યું. "દીકરા દાદી, હવે તું જા. તારૂં હવે કાંમ નથી. હું સહવારના તુને મલસ. સોલીભાઇ સાથે મને કેટલીક ખાંનેગી વાતો કરવી છે."

દાદીનું દીલ જરા દુખાયું તો ખરૂં. તેની મરજી આ વાતચીત દરમીયાન પોતાના બાપની સાથે રેહવાની હતી. પણ તે બજીદ થઇ શકયો નહી. પોતાના બાપના સખુનને માન આપી તે ત્યાંથી ચાલી ગયો.

પણ આ સોલીભાઇ સોલીસીટર કોણ અને કેવા લાહેર છે, તે આપણને ઉપર ટપકેથી જાણવાની ખાસ જરૂર છે. કેમકે એવો વીટીપરનો નગીનો કાંઇ બધાંજ કુલોને હાથ લાગતો નથી! એ તો, જેનો કાળ ચંદર બેઠો હોય, તેજ કુલોને એવો સોલીસીટર હાથ લાગે!

આપણા આ સોલીભાઇ સોલીસીટરની ઉંમર હમણા પચાસ વરશની છે. તેવનનું દીલ ખુદા રાખે જરા તંગ છે, અને પઇસાનો સેહજ લોભ છે. પોતાના કુલોના સીના સેરવવામા, તેમને આડે રસ્તે હેરવવામાં, તેમના ખીસાં કોતરવામાં, અને હસી હસીને પોતાના ધણકોના ગલાં કાપવામા, મીસતર સોલીભાઇ સોલીસીટર, એમ. એ., એલ. એલ. બી. ઇત્યાદી ઇત્યાદી ઇત્યાદી, એવા તો કુશલ અને કાબેલ છે, કે તે વીશે વધુ બોલવામા સાર નથી.

આવી ચબરાકી અને ચાલાકીવાલા વકીલો કાંઇ મુંબઇ જેવાં શહેરમાં ભુખે મરે! લોભીઆઓ જો ગાંમમાં હોય નહી, તો ધુતારાઓ ભુખે મરે! તેમ આ મહાપરાક્રમી સોલીસીટરને લાયકનાં કુલો કાંઇ મુંબઇ શહેરમાં કમતી નહી હતાં! તેવાં તેવાં કુલોના પરતાપે સોલીભાઇ સોલીસીટરે પચાસ

વરસની ઉંમરમાં એક મોહટી દોલત ભેગી કરી હતી. પણ ખુબી તો એ હતી, કે આટલી દોલત ભેગી કીધા છતાં, હજી સોલીભાઇ કુંવારા હતા. તેની આટલી બધી દોલતનો કોઇબી વારેસ કે વકીલ દુનીઆંમાં હજી પેદા પડયુંજ નહી હતું. છતાં આ લોભીઆના લોભની હદ હતીજ નહી. એક મોહટી જેવી દોલતના ડુંગર ઉપર ચહડી બેઠાં છતાં, હજી બીજી વધુ દોલત મલે, તો તે મેલવવા માટે અગરજો સેતાંન સાથેબી તેને કાંઇ સાટું ખત કરવું પડે, તો તે તેમ કરવાબી તૈયાર હતો.

તેની મોહટામા મોહટી ઉમેદ કોઇ ઉંચા ખાંનદાંનની ખુબસુરત દીકરી સાથ લગનનાં ગાંઠથી જોડાવાની હતી. તેને રીતની બાખ જોઇતી નહી હતી, કેમકે તે ખુબ રવેસ જાણુતો હતો, કે "ગાંમમાં પેસવાના સહાંસા, તાંહાં ગરમ પાણી કાંહાંથી મલે?" તેટલાં માટે જેઓ તેને પરણેલો જોવા ચાહતાં હતાં, તેઓને તેણે જણાવી દીધું હતું, કે રીત કે પહેરાં જેવું તેને કાંઇ જોઇતું નહી હતું. તે તો ફક્ત એક કુલવંત ખાંનદાંનની ખુબસુરત દીકરી માંગતો હતો.

એવી રીતે સોલીભાઇ સોલીસીટર, મોહટા ખાંનદાંનની અને મોહટે ખાંચરેની દીકરીના હાથની ઉમેદમા ને ઉમેદમા આજે પચાસની ભરતીમા ભરાઇ ગયા હતા. મોહટે ખાંચરેની દીકરી કાંઇ એમ અમથી મલે છે? તોબી સોલીભાઇને વકીલના ધંધામા આવાં છકકાં પડતાં સાંભલી, ચલેજાવ બલેજાવ માબાપો પોતાની દીકરીના ઉકાવ માટે સોલીશેઠના ઘેરના ઉંબર ખણી ખાવા લાગ્યાં. કેટલાંક ગરીબો પોતાને ઉંચાં ખાંનદાંનમા ખપાવવા નીકલ્યાં! કેટલાંકોએ પોતાની ગરીબ અટકો બદલી નાખી! અને કેટલાંકોએ પોતાની મોહટી ઉંમરની દીકરીઓને નાહલ્લી ઉંમરની દેખાડવા સારૂં, ખોટા ટપકાઓ વટીક બનાવી, સોલીશેઠને ગલે પોતાની દીકરી ઠોકવાની યુકતીઓ રચી! પણ સોલીશેઠ એવા પંચી હતા, કે બધાંઓને છાતીએ હાથ દેવડાવીને, તેઓને દુર ને દુરજ રાખી રમાડતા હતા, કેમકે તેવનનો ડોલો તો કોઇ જુદેજ ઠેકાંણે ખોબાએલો હતો.

આપણુને આપણા આ ચબરાક ચાંદાગોઇઆની જીંદગીની તવારીખની એટલી બધી નોંધ લેવાની ખાસ જરૂર એટલાંજ માટે પડીછે, કેમકે એ વકીલ સાહેબ સાથ આપણુને આગલ ચાલતાં ઘણુંજ કાંમ લેવુંછે.

"મી૦ સોલીભાઇ, આજે તમે શું કીધું ?" બેહરાંમશાહે લાઇબેરીના બારણાં બંધ કરી, સોલીભાઇ સામે ઉભા રહીને પુછયું.

"બેહરાંમશાહ શેઠ સાંભલો." પેલા સીનાફરોસ સોલીસીટરે ઠંડે પેટે જવાબ દીધો. "મારી પાસ બીજા વકીલોના જેવી બટાઇ કરવાની રીત નથી. હું જે હોય, તે મારાં ઘરાકને તડ ને ફડ કેહી દેઉછ. આવતી કાલે બીજા તમારા માંગનારાઓ આએ ચંપા બાગ ઉપર જપતી લાવનાર છે. તમો તે લોકના મોહટા કરજદાર છેઓ, એમ મેં થોડાજ દાહાડા થયા જાણીછે. એવા સંજોગ વચ્ચે ખાંનબહાદુર સાહેબ, તમે એમ તો કહેવા નથી માંગતા, કે એક લાખ એકાવન હજારની મારી જે રકમ તમા[illegible]ર નીકલેછ, તેની દરકાર કીધા વગર હું હાથ જોરી બેસી રેહું, અને તમાર[illegible] કરજદારો આએ પાહાડ જેવો ચંપા બાગ પોતાના કરજના પેટાં[illegible]ત કરે ?"

"તમારી તકરાર લાજવાબ છે." બેહરામશ[illegible] લાજવાબ થઇ બોલ્યા. "તાહારે તમે જાણોછ સોલીભઇ કે મારા બીજા કરજદારો ઉઠી ઉભા થયાછ. મી૦ બાંઉને મને તે ખબર આપી. હવે મા[illegible] કેહવું સાંભલો."

"હું સાંભલવા સારૂજ આવેલો છેઉ." સોલીએ જવાબ દીધો. "બોલો સાહેબ, મને તમે હવે શું ફરમાવોછ ?"

"સોલીભઇ, થોડા મહીનાની વાત ઉપર તમોએ કંઇ ચોકસ સરતે મને નાંનાંની એક મોહટી રકમ, મારૂં કરજ પતાવવા સારૂં ધીરવા માંગી હતી, અને મે તે તમારી સરતને લીધે, તમારી તે માંગની ના પાડી હતી, તે યાદ છે ? એ તમારી સરતો મેં કબુલ નહી કીધી, તેનું તમોએ આજે મારી ઉપર વેર લીધું છે."

"વેર જો હું લેવા માંગતે, તો આ ચંપાબાગનુ અતીઆર આગમજ સેવક લીલાંઉ કરાવી નાખને." સોલીએ જવાબ દીધો. "પણ વેર શું તે હું

જાણુતો નથી. તમે અમે તે વીચારવા મુખત્યાર છેઓ ખાનબાહાદુર સાહેબ."

"ખેર. જે બની તે બની." બેહરાંમશાહ બોલ્યા. "લંબાણું કરવાનો આએ વખત નથી. હું તમુને અરજ કરૂછ, કે મને મારી બધી મીલકતો મલી તે ઉપર દસ લાખ રૂપીઆ બે વરસની મુદત સારૂં ધીરો, યા કોઇ પ્રાસ ધીરાવો."

"દસ લાખ!" સોલીભઇ બેહરાંમશાહ તરફ ટીકી ટીકી જોઇ બોલ્યો. "પણ તેમ બને કેમ? તમારી તમામ મીલકત ઉપર દસ લાખ ધીરતાં, કાંઇ જીવ જેવી મારજીન રેહ એમ લાગતું નથી?"

"જો તેમ નહી થતું હોય, તો, તમો જે સરતો અગાઉ કરવા માંગતા હતા, તે સરતોમા કાંઇ ફેરફાર કરો. થોડો ઘણો તે સરતોમા તમે સુધારો કરો મી૦ સોલીભઇ." બેહરાંમશાહે કાલાવાલા કરી કેહ્યું.

"તે સરત તો એ હતી, કે દસ લાખ રૂપીઆ હું તમુને દસ ટકાની તેરીખે તમારી પોતાની જામીનગીરી ઉપર ધીરૂં. બે વરસમા તમોએ વ્યાજ સીકે તે રકમ મને પાછી આપી દેવી. અને જો તમે નહી આપો, તો લખતમાં લખાએલી સરત પ્રમાણે ચાલવાની તમુને મારે ફરજ પાડવી." સોલીસીટરે ખુલાસો કીધો. "આજે તેજ સરતે જો બે વરસની મુદતે હું તમુને નાંનાં ધીરૂ, તો——બાપરે કાલ કોણે જોઇછ? બે વરસ! આજે મારી ઉંમર પચાસ વરસની છે, બે વરસ પછી તો બાવન——

"પણ પચાસ છત્તે, તમો તીસ વરસના જવાંનને બાજુ બેસાડો એવા છેઓ?" બેહરામશાહે ખુલાસો કીધો.

"વારૂં ચાલો ખાલી તકતક કરવામા મારો ને તમારો દાહાડો વલીગો નહી." વકીલે તડફડ કરી કેહ્યું "મારો વીચાર દસ લાખ તમુને ધીરવાનો છે. તમારો એ રકમ લીધા વગર છુટકો નથી. મારે રૂપીઆ આપવા છે, અને તમારે લેવા છે. કેમ વાત ખરી કે? પણ હવે ટુકમાં મને કેહવો, કે એ રકમ પાછી કેવી રીતે તમો અદા કરી શકશો?"

"જુવો. મારૂ સઘલું કરજ, લગભગ સાત લાખનું છે." બેહરાંમશાહે હીસાબ દેખાડયો. "બધું પતાવી દીધા બાદ, ત્રણ લાખ જે બાકી રેહ, તેમાથી મારી જેટલી મીલકત હાલ ભાગી તુટી હાલતમા છે, તેને ગાલી કાહાડી, તેની ઉપજમા હું વધારો કરવા ધારૂં છું. તે ઉપજમાંથી તમારી રકમ હું ભરી દેવસ."

"બેશક. તમે ભરી દેજો." સોલીએ કેહ્યું. "પણ જો મારી રકમ તમે નહી ભરી દીધી, તો લખતમા જે સરત લખાએ તે પ્રમાણે તમુને ચાલવાની ફરજ પડશે હો કે?"

બેહરાંમશાહ કાંઇબી જવાબ આપે, તે આગમજ સોલીભાઇએ પોતાના ગજવાંમાથી એક ફુલસકેપ કાગજ કાહાડી, પાસે પડેલી ટેબલ આગલ જઇ, નીરાંતે બેસી તે ઉપર લખતનો ખરદો ઘડવા લાગ્યો. બેહરાંમશાહની ચટપટનો પાર રેહ્યો નહી. સોલી વાંકી મુંડીએ લખતોજ ગયો, અને બેહરાંમશાહ ઓરડામા ફફડી ચટકી એમથી તેમ ફરવા લાગ્યા. અંતે લખતનો ખરદો સોલીસીટરે ઘડી તેયાર કીધો.

"લેવો." સોલીએ બેહરાંમશાહ પાસ જઇ કેહ્યું. "જુવો હમણા તણ થવ આયાછ. હવે આએ વાંચો, અને જે તે સેવટ ઉપર આવી જાવો."

બેહરાંમશાહે ધ્રુજતે હાથે તે લખતનો ખરદો લીધો, અને ચસમો ચહડાવી તેવને તે વાચવા માંડયો. વાંચતાં વાંચતાં તેવનના ચેહરા ઉપર કીસમ કીસમના ફેરફાર થતા રેહ્યા. અંતે તેવનથી ચોભાયું નહી, અને બોલી પડયાં:—"નહી, એ વાત તો કદીબી નહી બને."

"ચાલો તાહારે સાહેબજી." સોલીએ લખતનો ખરદો પોતાના ગજવામાં મુકી ઠંડે પેટે સાહેબજી કરી દરવાજા તરફ ચાલવા માંડયું.

"સબર, સબર!" બેહરાંમશાહ લાચાર થઇ બોલ્યા. "જરા સબર મીસતર—

"બોલો, શું ફરમાંસ છે?"

"એ સીવાય, તમે બીજી કોઇ સરત કરો, એમ છે કે નહી?"

"નહી બેહરામશાહ શેઠ." સોલીએ જવાબ દીધો.

"તાહારે એજ સરતે તમો નાંનાં આપશો કે ?"

"એજ સરતે."

"લાચાર ! તમે મારી હાલતનો આવો લાભ લેયોછ ? " બેહરામશાહ રડમસ થઇ બોલ્યા. "હું મારૂંજ નફોદ મારે હાથે વાલતો નથી, પણ મારી સાથે મારી દીકરીઓના સુખનીબી ખરાબી હુંજ કરૂંછ. ધારૂં રૂપીઆ કાહારે તમે આપશો ? "

"લખત પર સહી કરો અને રૂપીઆ લેવો." સોલીએ જવાબ દીધો. "રૂપીઆ તૈયાર છે."

"ઠીક. જાવો લખત તૈયાર કરો." ખાંનબાહાદુર બેહરામશાહે છેલ્લો જવાબ વિચાર કરી દીધો.

"ઠીક છે સાહેબ. લખત તૈયાર કરી, સહવારના નવ વાગામાં રૂપીઆ લઇને હું આવસ. સાથે સાક્ષી તરીકે સહી કરવા મારો હેડ કલાર્ક આવશે. નવ વાગે લખત પર સહી કરજો, અને દસ લાખ તમુને તેજ વખતે હું આપસ."

"રોકડા કે ચૅક ?"

"ઓ ! હાર્ડ-કૅશ."

## પ્રકરણ ૧૩ મું.

### દસ લાખનું લખત. ફસતઅ સેશન કમીટ!

જગને મોહોડે કાંઇ ઢાંકણું છે?

ચંપા બાગમાં અપાએલી પારટી દરમીઆન બનેલી ભયંકાર હોનારતની વાત બીજે દીવસે જંગલી આગની મીસાલ શેહરમાં ફાટી ગેઇ.

દીલાવરખાંનની બાંનુબાઇનુ ખુંન થયું, એમ જંન મોહોડે વાતો થવા લાગી. કોઇ ખાનબાહાદુર બેહરાંમશાહનો વાંક કાહાડી કહેવા લાગ્યાં કે:—"બુઢાએ મરતે દહાડે વરસ વેચીઆં. ઘરડે ઘડપણ જુવાંન બઇરી પરણવાની એજ મોહોકાંણ તો! પોતે છોલેલા બોકન્ડા જેવો, અને આવી ખુબસુરત રાંડને પરણી લાયો, તાહારેજ આવો ફેસતો થયો કે ની!"

કોઇ બાંનુનોજ વાંક કાહાડતાં હતાં;—"નહીરે નહી! બેહરાંમશાહનો વીશ્વાસઘાટ એ રાંડ ચલકતીએ કીધો! પાદશાહ જેવો નેક ધણી. પણ રાંડ ચવિતરી ચલકતીને કોણ જાણે એ શું સુજ પડયું!"

કોઇ પરવારતાં રૂસ્તંમ જાબુલીનેજ ગલે પડતાં, તો કોઇ બેહરામશાહનાં આંણાં કુટુંબની નાલેસી કરતાં. પણ ખરી વાતતો કોઇજ જાણતું નહીં હતું. સરવે કોઇ અકલને ચુલામા નાખી સુમારેજ સટાકાં મારતાં હતાં.

બીજે દાહાડે સહવારના ખાંનબાહાદુર બેહરાંમશાહ જેવા ઉઠયા, તેવાજ તૈયાર થઇ, બાંનુના ઓરડા તરફ ચાલ્યા. દરવાજાના બારણાં બંધ હતાં, પણ બેહરામશાહ તે ઉઘાડી જેવા દાખલ થયા, કે બાંનુની કંમપેનીયંન મીસ બાલફ્રરે સાંમે આવી ઇશારત કીધી કે "બાઇ સુતેલાં છે જાગી ઉઠશે."

બેહરામશાહ મીસ બાલફ્રરની ઇશારત સમજી ગયા, અને પોતે તેજ વખતે ઓરડામાંથી બાહાર નીકલી પડી,.મીસ બાલફ્રરને તેવને પોતાની પછવાડે આવવાની ઇશારત કીધી.

"કેમ! રાત કેમ પસાર થઇ?" બેહરામશાહે મૅડમને પુછયું.

"ઠીક છે. તાપ આવી નથી. આખી રાત ઉંઘાયાં હતાં. પણ બોલતાં બીલકુલ નથી. ડાક્ટર હમણાંજ આવી ગીયોછ, અને તે પાછો આવવા કેહી ગીયોછ."

"શું બીલકુલજ બોલાતું નથી?"

"બીલકુલ બોલતું નથી! પણ પોતાની હુશીઆરીમાં છે." મીસ બાલફૂરે જવાબ દીધો. "દવાદારૂ આપીએછ, તે પીએછ. ડાક્ટરનુ મત એવું છે, કે જો કેસ એવીજ રીતે ચાલશે, તો જોખમ જેવું જરાએ નથી."

"મીસ બાલફૂર, બાંનુની સારવાર કોણ કરેછ?"

"હું પોતે." મીસ બાલફૂરે જવાબ દીધો.

"બીજું કોણ?"

"બીજું કોઇજ નહી."

"મીસ બાલફૂર, તમારી ઉપર મને વીસ્વાસ છે. તમારી મેહનતનો હું તમુને મોહટો બદલો આપસ. બાંનુની સારવાર તમો સીવાય બીજું કોઇ કરે નહી હો. રાત અને દાહડો એની આગલથી તમે જરાબી ખીસતાં ના, અને યાદ રાખો કે જેવાં એવન હુશીઆર થઇ કાંઇબી બોલવા માંડે, કે તેજ વખતે તમે મને તુરત ખબર કરજો. મારી એ તમુને અરજ છે, કે એ વાત ઉપર તમે ખાસ ધ્યાંન આપો."

"જેવો તમારો હુકંમ સાહેબ." પેલી મડમ કંમપેનીયંને જવાબ દીધો. "હું એવનના પલંગ આગલથી જરાબી ખીસનાર નથી, અને જેવાં એવન બોલતાં થશે, કે તેજ વખતે તમુને ખબર કરવા હું પોતે તમારી પાસે આવસ."

"એટલુંજ નહી, પણ એવન જાહારે હુશીઆર થાય, તાહારે એવન શું બોલેછ, તે તમારે સાંભલી લેઇ મને જણાવવું." બેહરામશાહે વધુ હુકમ કીધો. "આ ભયંકાર બનાવની ધાસ્તીથી એવનની બોલવાંની શક્તી બીલકુલ જતી રેહીછ."

"હા જી. ડાક્ટરનુંબી કેહવું એવુંજ છે." મડમે જવાબ દીધો.

"ઠીક છે, તાહારે હું જાઉછ. મારા કેસ ઉપર તમે ધ્યાન રાખજો. તમારી મેહનત હુ ભુલસ નહી મીસ બાલફુર."

*　　*　　*　　*

ખાંનબાહાધુરના આ તાકીદના હુકમથી મીસ બાલફુર વીચારમાં પડી ગઇ. આ ચગોર મડમને પોતાની ગણુતી દોડાવતાં વાર લાગી નહી. બેહરામશાહની ઇનતેજારી જોઇ, તે મનમાં બબડી "આએ શું ગડબડ ગોટાલો થયોછ," તેની મને સમજ પડતી નથી. શું પોતાની મોહોરદારની દયાંનત ઉપર આએ પારસી શેઠીઓ કાંઇ શકની નજરથી જુવેછ? પણ રૂસતમ જાણુલી એમ કરે, એ માનવા જેવું લાગતું નથી. કદાચ હોયજી! કદાચ બાંનુએ જાણુલી સાથ નીકલી જવા ના પાડયાથી, તેણે ઉસકેરાઇ જઇ ગુસ્સામાં આવી છરી મારી હોય, એ બનવા જોગ છે! લોકો કહેછ, કે રૂસતમ જાણુલીએ મોહટી રકમ બેહરામશાહને ધીરીછ. વલી દાદીબા ઉપર તો તે પોતાનો જીવ પરાણુ કાહાડી આપેછ. પણ એ બધું છતાં, બેહરાંમશાહ પોતાની બાઇરી શું બોલેછ, તે જાણુવા એટલો ખંતી અને ઇનતેજાર કેમ છે? જોઇએ, એમાથી કંઇ બી નવી વાત જો નીકલવાની હશે, તો સરવેથી પેહલ્લી તે હુંજ જાણુસ."

*　　*　　*

બોલ બોલતા વખત થયો, અને બરાબર ઠેટવેલે વખતે સોલીસીટર મી૦ સોલીભાઇ પોતાના મેનેજીંગ કલારક મી૦ આદરજી આંબોસીને લેઇને ચંપા બાગમા આવી ઉભો.

મી૦ સોલીભાઇએ લખતની અસલ નકલ પોતાના મેનેજીંગ કલારકને આપી, ખાનબાહાધુર બેહરાંમશાહને તે વાંચી સંભલાવવા ફરમાવ્યું, અને તેજ લખતની એક 'ડુપ્લીકેટ' બેહરામશાહના હાથમા આપી, પોતે દુર જઇ ઉભો રેહ્યો. મી૦ આદરજી આંબોસીએ તે લખત બુલંદ અવાજે વાંચી સંભલાવ્યા બાદ, ખાનબાહાધુર બેહરાંમશાહે ધ્રુજતે હાથે,—તે ઉપર સહી કીધી, અને મી૦ આદરજી આંબોસીએ તે ઉપર પોતાની

સાખ કીધી, અને તેજ વખતે સોલીભાઇ સોલીસીટરે પોતાના દગલાના ગજવાંમાંથી દસ. લાખ રૂપીઆની સરકારી નોટો, અને ગીનીઓની ઠેલી કાહાડી બેહરાંમશાહને ગણી આપી.

"કેમ સાહેબ, રૂપીઆ મલીઆ?"

"હા. રૂપીઆ મલીઆ." શેઠે સઘલી રકમ ગણી લેઇ જવાબ દીધો. "હવે એક બીજું કાંમ કરવાનુ બાકી છે. તમે જાણોછો, કે પેલો કમનસીબ રૂસ્તમ જાબુલી હાલ કેદમાં છે?"

"હા. મને તેની દયા આવેછે." વકીલે જવાબ દીધો. "ભલા મનખને એ શું સુજ પડયું?"

"મારે તેની ઉપર કાંમ ચલાંવવું નથી મી૦ સોલીભાઇ." શેઠ બોલ્યા. "મારા દીકરા દાદીનો તે જીવે જાંનનો દોસ્ત છે, એટલુંજ નહી, પણ ખુદ મારી ઉપર તેનો મોહટો ઉપકાર છે. જો કે તેનો આવો ગુનાહ નહી માફ થાય તેવો છે, પણ હું તેની તરફ સખત થવા માંગતો નથી. સોલીભાઇ, મારી તરફથી તમો કોરટમાં આજે જજો, અને માજીસ્ત્રેટ આગલ તેને આજે ઉભો કરવામા આવે, તે વખતે તમો મારી તરફથી જણાવજો, કે હું કોઇબી રીતે એ કેસ ચલાવવા રાજી નથી. તોહોમતદારે મંગજની નબલાઇને આધીન થઇ આવું કાંમ કીધું હોય, એ બનવા જોગ છે. હું મારા દીકર દાદીનેબી બનશે તો કોરટમાં મોકલી આપસ."

તે દીવસે બરાબર બાર વાગે રૂસ્તંમ જાબુલીને માજીસ્ત્રેટની આગલ ઉભો કરવામાં આવ્યો. 'ચંપાબાગ ત્રેજીડીને' નામે છાપાવાલાઓએ આખી મુંબઇમાં મોહટું 'સૅનઝેશંન' બરપા કીધું. આજે બપોરના માજીસ્ત્રેટ આગલ, રૂસ્તંમ જાબુલીની બાંનુના ખુન માટે તપાસ ચાલનાર છે, એવી ખબર છાપામાં વાંચતાજ, દસ વાગામાં પારસીઓથી કોરટ ચીકાર ભરાંઇ ગઇ. અગીઆર વાગે મી૦ સોલીભાઇ કોરટમાં દાખલ થયા, અને માંજીસ્ત્રેટના આવવાની બરાબર પાંચ મીનીટ આગમજ, દીલાવરના દાદીબાએ કોરટમાં દેખાવ દીધો.

સાડા અગીઆર વાગે માજીસ્ટ્રેટે પોતાની બેઠક લીધા બાદ, રૂસ્તમ જાબુલીને માજીસ્ટ્રેટ સનમુખ લાવી ઉભો કીધો. દાદીબાએ રૂસ્તમ તરફ ઘણુંબી જોયું, પણ રૂસ્તમે તેની તરફ એકબી વખત નજર કીધી નહી.

કોરટનું કામ શરૂ થયું. બંધવા તરફથી વકીલ કે બૅરીસ્ટર કોઇબી હાજર થયું હતું નહી.

પારટીમાં ગયલા કેટલાક મહેમાનોની જબાંની માજીસ્ટ્રેટે લીધા બાદ, ડાકટર ધરપકડરાંમ ધાંમધુંમજી. એલ. આર. સી. પી., એ. બી. સી. ડી. ઇ.!! એ જણાવ્યું, કે:—"બાંનુબઇને થએલો જખમ જોખમભરી હાલતમા નથી, અને દરદી સાજો થવાની દરેક વકી છે."

"તાહારે તો મીસીસ બેહરામશાહ જાંહાં સુધી પોતાની જબાંની આપવા આએ કોરટમા આવી શકે, તાંહાં સુધી હું આએ મુકદમો મુલતવી રાખવા ધાઇછ."

"મુલતવી રાખવાની કાંઇ જરૂર નથી નામદાર સાહેબ." એકાએક રૂસ્તમ જાબુલી બોલ્યો, અને કોરટ તેને સાંભલવા ઇનતેજાર બની રહી. "જો કાંઇબી વધુ જબાંનીની જરૂરજ હોય, તો હું પોતે જાહેર કરૂંછ, કે હું "ગીલટી" છેઉ."

આ સખુનો સાંભલતાંજ આખી કોરટ ચકભંમ થાઇ ગઇ! લોકો એક બીજાંનુ મોહોડું જોવા લાગ્યાં. રૂસ્તમે પાછું બોલવા માંડયું, અને સઘલું સુપચાપ થઇ ગયું.

"હા, હું ગુનેહગાર છેઉં. મીસીસ દીલાવરખાંનને આએ કોરટમાં આવવાની ફરજ પાડવા હું બીલકુલ માંગતો નથી. એક નેક જાત અને ભલી બાંનુને મે જે અપમાન કીધુંછ, તેની સજા મને થવીજ જોઇએ. મીસીસ દીલાવર બીલકુલ નીરદોશ છે. હું પોતે ગુનેહગાર છેઉં. સઘલો કસુર મારો છે. આજે લાંબી મુદતથી હું મીસીસ દીલાવરના પ્યારમાં પડેલો હતો. મારા આંધલા પ્યારના ઝનુને મને ખુવાર કીધો. કૉનઝરવેટરીમાં હું કમબખત તેણીને લેઇ ગીયો હતો, અને તે સદગુણી ઓરત પોતાના ધણીની

તરફ વફાદાર રેહવા જાહારે બજીદ થઇ, અને મારી તરફ બેદરકારી દેખાડવા લાગી, તાહારે મેં ગુસ્સાના આવેશમાં આવી, ટેબલ ઉપર પડેલી છરી ઉંચકી—અને—અને પછી મે શું કીધું તે તમો જાણોછ."

તમામ કોરટ રૂસ્તમ જાબુલીનો આએ એકરાર સાંભલી ડંગ થઇ ગઇ. ખુદ માજીસ્ત્રેટને આ એકરારની સમજ પડી નહી. આવો ફરી ગએલો મામલો જોઇ બેહરામશાહ શેઠ તરફથી સોલીસીટર મી૰ સોલીભાઇએ કોરટને અરજ કીધી :—

"નામદાર સાહેબ, ખાંનબાહાદુર બેહરાંમશાહ તરફથી અતરે હાજર થવાની મને ફરમાસ થઇછ. તેવન તરફથી હું કોરટને જણાવવા માગુંછ, કે મી૰ રૂસ્તમ જાબુલી ઉપર તેવન કાંમ ચલાવવા બીલકુલ માંગતા નથી. બેહરાંમશાહ શેઠ કહેછ, કે મી૰ જાબુલીને કોઇ કોઇ વખતે ઉસકેરાઇ જવાની આદત હોવાથી, આવું કાંમ તેવન કદીબી જાણી જોઇ કરે નહી."

"મારા પીતાજીની એવીજ ખાતરી છે, એમ કોરટને જણાવવાની તેવને મને સત્તા આપીછ." દાદીબાએ ઉઠીને કોરટને અરજ કીધી.

"એ સરવે છત્તાં તોહોમતદાર પોતે કબુલ કરે છે, કે તે 'ગીલટી' છે." માજીસ્ત્રેટે ચુકાદો આપતા કેહ્યું. "એટલા વાસ્તે હું તોહોમતદારને તેની તપાસ માટે આવતી સેશ્નમા નોંધું છું."



## પ્રકરણ ૧૪ મું.

### બધાંજ ગરીબો કાંઇ અનીતીવાંન હોતાં નથી.

રૂસ્તમ જાબુલી સેશન કમીટ થયો.

આં બનાવે પારસી સંસાર મંડલમા મોહટી ચકચાર બરપા કીધી. જ્યાં જોઇએ ત્યાં એજ વાત ચાલી રહી. સરવેથી વધારે જાંણવા જોગ, અને દુરઅંદેશીગોનુ ધ્યાંન ખેચવા જોગ તો રૂસ્તમ જાબુલીએ મેજીસ્ત્રેટ પાસે કરેલો એકરાર હતો.

તે એકરાર જેટલો ગંભીર હતો, તેટલોજ બેહદભરેલો લાગતો હતો. પણ ગુંચ્છવાડામા ગુંચ્છ વધતી જવાના બીજાંબી કારણો હતાં. દીલાવરખાંનવાલાંઓ તરફથી સોલીબાઇ સોલીસીટરે કેસ ચલાવવા ના પાડી, અને દાદીબાએ પોતે કોરટમાં હાજર થઇ પોતાના સોલીસીટરના બોલવાને ટેકો આપ્યો, એ બનાવે આ ખુંન જેવા મુકદમા ઉપર બેહદો પરદો નાખી, લોકોની ગુચ્છવણમા વધારો કરી, તેઓને વધારે શકમંદ બનાવી દીધાં હતાં.

અને તોપણ રૂસ્તમ જાબુલીએ જુદોજ એકરાર કીધો! તેણે કબુલ કીધું, કે તે ઘણા વરશોથી બાંનુબાઇને ચાહાતો હતો, અને તેની નીચ દરખાસ્ત પ્રમાણે જ્યારે બાંનુબાઇએ તેની સાથ નાહાસી જવા ના પાડ્યું, ત્યારે તેણે ઉસકેરાઇ જઇ તેણીનું ખુન કીધું.

રૂસ્તંમનો આ એકરાર બીલકુલ ગલત હતો, એ વાંચનાર જાણે છે. પણ એ એકરારને આધારેજ માજીસ્ત્રેટે, તેની પોતાની જબાંની ઉપર, સેશન કમીટ કીધો. રૂસ્તંમ જાબુલીના એકરારથી, દુરંદેશીઓ, બાંનુબાઇના ખુનવાલા બનાવ ઉપર શકની નજરથી જોવા લાગ્યાં, કેમકે રૂસ્તંમ જાબુલી જેવો આદમી આવું કાંમ કરેજ નહી, અને એવું કાંમ કરનારો તે આદમીજ નથી, એમ તેઓ સઘલાં જાણતાં હતાં.

પણ સેસન બેસવાને હજી ઘણો વખત છે, તેટલાંમા આપણ ગુલીસ્તાંન તરફ જરા નજર કરીએ, કે તે પોતાનો વખત કેમ ગુજારે છે.

* * * *

"કોણ? મીસ ગુલીસ્તાંન!" મીસ બેનેટે ગુલીસ્તાંનનો હાથ વાહાલથી પકડી 'શેકહેંન્ડ' કરી પુછ્યું. "કેમછે ગુલ. હું સમજી, કે તું મને ભુલીજ ગેઇ! કેમ, તું મીસીસ ડારકી પાસે મારી ચીઠી લેઇ ગેઇ હતી કે?"

"મીસ બેનેટ, તમારો ઉપકાર મારાથી ભુલાએ એમ નથી." ગુલીસ્તાંને ખુરસી ઉપર બેસતાં જવાબ દીધો. "મીસીસ ડારકી ઉપર તમારૂં કાગજ હું લેઇ ગેઇ, અને તેવનને તાંહાંથી મને મારે લાએકતું કંઇ કાંમ મલીયુંછ. તે કાંમ ઉતાવલતું હોવાથી હું તે પુરૂં કરી આજેજ આપી આવીછ. આંઠ દાહાડામા મે જે કંઇ સીવીયું, તેના મને દસ રૂપીઆ અને બાર આના મલીઆછ. મીસ બેનેટ તમારો કેવો મારી ઉપર ઉપકાર—

"એમા ઉપકાર જેવું મેં કાંઇ કીધું નથી ગુલીસ્તાંન." મડમે કેહ્યું. "પણ આંઠ દાહાડે આજે તું આવીછ, તો જરા પેટભરી આપણુ વાત કરી લેઇએ. પેહલક્ષાં આપરે તાંજી ચાહેનું એક ગરમા ગરમ કપ પીઇ લેઇએ, અને પછી આપરે વાતે બેસાંએ."

મીસ બેનેટે ચાહે અને બીસકીટ સાથ, માખણુ અને પાંઉની કાતરી, તથા જેલી અને જાંગથી ગુલીસ્તાંનને તનદરોસ્ત બનાવી; અને પછી બંને જન વાતે બેઠાં.

"તારાં માયને ગુજરી ગીયાને કેટલાં વરસ થયાં ડીયર?" મીસ બેનેટે એકાએક વાત છેડી.

### ગુલીસ્તાંનની કાંહાંણી.

"મારા બાવા તો મને બચપણમાજ મુકી ગુજરી ગીયા હતા." ગુલીસ્તાંન બોલી. "તેવન કોણ હતા, અને કોણ નહી, તેવન શું હતા અને શું નહી, તેની મને કંઇ ખબર નથી. મારાં ભાઇ કે બેહેન નહી હોવાથી, મારાં માએનુ મારી ઉપર ઘણુંજ હેત હતું. પણ ત્રણ વરસ થયાં તેવનબી મરી ગીયાં, ને હું આએ હાલતમા આવી પડી. તેવન ગુજરીઆં તાહારે મારી ઉંમર પંદર વરસની હતી."

"તાહારે આજે તારી ઉંમર અધાર વરસની." મીસ બેનેટ બોલી.

"બેહેરત મારાં માએને હજારો હજાર! તેવન કાંઇ પઇસાવાળાં તો હતાંજ નહી, તોપણ હમે માય દીકરાં સુખી તો હતાં. મારી તેવતને મોહટી ફકર હતી, અને તેથીજ મને શીખવવા તેવન ખંટી હતાં. મને હજુ યાદ છે, કે જાહારે હું નાહલ્લી હતી, તાહારે એક પારસી, દર બે કે તણ મહીને હંમેસાં મારાં માય પાસ આવતો 'તો, અને મારાં માએ સાથે તે કાંઇ બે તણ મીનીટ વાત કરી, તરતજ પાછો જતો 'તો. પાછલથી મને સમજ પડી, કે તે શખસ દર તણ તણ મહીને આવીને, મારાં માએને કંઇ પઇસા આપી જતો 'તો, કેમકે તેના આવી ગીયા પછીંજ, મારાં માએ, લોકોનું જે કાંઇ દેવું હોય, તે ચુકવી દેતાં 'તાં."

"પણ એ બધી મારી અટકલ હતી. કેમકે તે ધણી કોણ હતો, અને શું કાંમ આવતો 'તો, અને તે આવીને શું વાતચીત મારાં માય સાથ કરી જતો 'તો, તે હું આજ સુધી જાણવા પામીજ નથી."

"પણ ગુલીસ્તાંન, તું જો તેને આજે જોય, તો ઓલખે ખરી કે?"

"અલબત." ગુલીસ્તાંને તુરત જવાબ દીધો. "તેનો ચેહરો હું કદીબી ભુલું નહી. પણ હું આજે તેને મલું અને ઓલખુંબી, તો તેને હું શું કરી શકું? મારાં માય ગુજરીયા પછી, તેને મારે તાંહાં આવવાનું બીલકુલ મુકી દીધું."

"આજે તણ વરસ થયાં મારી હાલત એવી બુરી થઇ પડીછ, મીસ બેનેટ, કે તેની વાત હું તમુને શું કેહું. કોણે ધારીયું તું, કે ખાઇ પીઇ અને હસી બોલીને રાતે સુતાં પછી, બીજે દાહાડે મારાં માએ બીછાનામાં મુવેલાં માલમ પડશે! તે દાહાડે અમો બંને માય દીકરાં ખાઇ પીઇ હસી બોલી છેક મોડી રાતે સુતાં. રાબેતા પ્રમાણે સુતી વખતે હું તેવનને પગે લાગી, ગલે વલગી, અને તેવને મને પોતાને ગલે લગાડી ઓવરના લેઇ હેતભરી ચુમી લીધી. હું તેવનની સાંએજ સુતી'તી. પણ બીજે દાહાડે સહવારના પોહોરમાં તેવન પોતાના બીછાણુંમાં મરણ પામેલાં માલમ પડયાં."

"પણ તેવન શાથી મરી ગીયાં, તે કાંઇ માલમ પંડયું હશેની?"

"કંઇજ નહી." ગુલીસ્તાંન પોતાની આંખમા પાણી લાવી બોલી. "ડાકટરે કહ્યું, કે ખુદરતી મોતે મરી ગીયાંછ. મેં કોઇનુ દુખ કે સુખ કોઇ દાહાડે જોએલું નહી, તે આએ પાહાડ જેવાં દુખથી હું હેબતી ગઇ."

"પણ ગુલીસ્તાંન, તારાં માયના ગુજરીયા પછી કંઇ તેવનનુ લખેલું પોતેલું તુને મલીયું હશેની?" મીસ બેનેટ પુછીયું. "પેલા પારસી સારૂં કાંઇ લખેલું મુકેલુ જોયું કાંએ નહી?"

"મે તેવનની કબટ અને પેટીના બધાં ખાના તપાસી જોયાં, પણ તેમાથી એક ખોટો આંકડોબી મને મલીયો નહી." ગુલીસ્તાંને જવાબ દીધો. "મારી હાલત હવે નીરાધાર થઇ પડી. બોલ બોલતાં તણ મહીના થઇ ગીયા. ઘેરના ભાડાં માથે ચહડી ગીયાં, અને હું વીચારમા પડી. મે જોયું, કે મારી પાટે, કે મારે માથે વાસે કોઇ નથી. મારૂં કરજ ભરવાની મારી પાસે ગુન્જાસ નથી, વાસ્તે ઘેર ખાલી કરી નાખવું, અને કોઇ નાહલ્લી જેવી જગામા જઇ રેહવું. મે મારાં ઘેરનો બધો સામાન વેચી નાખાયો, અને તેમાથી ઘેરનુ તણ મહીનાનું ચહડેલું ભાડું અને પરચુતણ માંગનારાઓનુ કરજ મે આપી દીધું."

"મારાં નવાં ઘેરમા હું જઇ વસી. તાંહાં ગેઇ ખરી, પણ મારૂં ગુજરાંન હવે કોણ કરે ? એટલે મને લાચારીએ સીવવાનુ કામ લેવું પડીયું. જો સીવવાનુ મને નહી મલતે, તો સેવટે રાંધવાનુ, રોટલી કરવાનુ કે વાસન ઉજારવાનુબી કામ આએ પેટનો ખારો પુરવા મને કરવુંજ પડતે."

"કમનસીબ ગુલીસ્તાન." મીસ બેનેટ દયા ખાઇ બોલી.

"પણ મને તેમ કરવું પડયું નહી." ગુલીસ્તાંને રડતી આંખે આગલ ચલાવ્યું. "આલીબઇના વર્ક-કલાસનું કામ મને મલયું. તેમાથી હું મારૂં ગુજરાંન જેમ તેમ કરતી હતી. પણ મે જાહારે જોયું કે આલીબઇ પોતે મારી પાસે જે કામ ચાર રૂપીઆમા કરાવેછ, તેના તે પોતાના ઘરાક પાસથી પચીસ રૂપીઆ લીએછ, તાહારે મારાથી તે તાંમોસ થઇ શકાયું નહી. મે ગુસ્સામાં આવી

વર્ક–કલાસનુ કાંમ કરવા ના પાડી, પણ તમારી મેહરબાનીથી, મને મીસીસ ડારકીએ સીવવાનુ કાંમ આપીયુંછ."

"ગુલીસ્તાંન, તારાં નસીબની કાંહાંણી સાંભલી હું ખરેખર દલગીર છેઉં." મીસીસ બેનેટ કગલીને બોલી. "તારા જેવી જુવાંન, અને તારા જેવી ખુબસુરત છોકરીઓ આજે પઇસા ટકા અને સુખમાં ચેલ કરતી હશે!"

"નસીબમા જે લોકના સુખ લખાએલું, તે દુખ કાંહાંથી જોય?" ગુલીસ્તાંને જવાબ દીધો.

"તું જો ચાહે-તો તું આજે સુખી થઇ શકે." મીસ બેનેટે ઇશારો કીધો. "ગરીબી અને મુશ્કેલીની સાથે દુખ તો સદાનુ જોડાએલુંજ છે! દુખ, મુશ્કેલીને કદીબી છોડતું નથી! જેઓ પોતાની મુશ્કલીને દુર કરી શકે છે, તેઓ સુખી થઇ ફરે છો તારી ખુબસુરતી એવી છે, કે તે તુંને ધનના ઢગલા અને દોલતના ડુંગર મેલવી આપો"

આ ઇશારા અને મારમીક ટીકા સાંભલતાંજ કમનસીબ ગુલીસ્તાન જરા ચમકી!. તેણીએ તુરતજ પોતાની રડતી આંખો લુંછી નાખી મીસ બેનેટને જરા કડક અવાજે સવાલ કીધોઃ—

"એ શું બોલોછ મીસ બેનેટ? તમારૂં બોલવું મને જરાબી સમજ પડતું નથી?."

"એમાં સમજ પાડવાનુ શું છે ડીયર?" મીસ બેનેટે જવાબ દીધો. "એક વખત એવો હતો, કે તારા જેવીજ ગરીબ અને મુશ્કલીસ હાલતમા હું આવી પડી હતી. પણ આજે તું જો, કે મારી હાલત કેવી છે! આએ નાહલ્લું રમકડાં જેવું મકાંન, અને આએ નાહલ્લું જેવું સુખ! આએ પેહરવું ઓઢવું! ફરવું હરવું! ખાવું પીવું! તેમજ જીંદગીની બીજી તમામ મોજ! ગરીબ અને મુશ્કલીસોને સારૂ નથીજ! જેની મરજી ગરીબીમા પડી રેહી દુખ અને વીપતીઓ વેઠવાની હોય! તેને જીંદગીમાં સેહજ પણ સુખની ઉમેદ રાખવીજ નહી!!"

"તાહારે દુનીઆંમા ગરીબ છત્તાં સુખી થવાનાબી ઇલાજ છે ખરા ?" ગુલીસ્તાને નીરદોશપણે સવાલ કીધો !

"છેજ તો !" મીસ એનેટ બોલી. "એક દાહાડો મારી ગરીબી એટલી હદ સુધી વધી ગેઇ, કે ખાવાને સારૂં એક પાંઉનો ટુકડો વટીક મારી પાસે નહી હતો. ઘરનું ભાડું આપવાનું તો રેહ્યું, પણ એક ખોટી દમડી વટીક મારા ખીસાંમા નહી હતી. જો ભીખ માંગ્યાથી પઇસા મલે, તો તેમ કરવાબી હું તૈયાર થઇ હતી. તાહારે તેવે વખતે, સખતમા સખત ઠેડાવવાલી એક ઓરત શું નહી કરે, તેનો તું વીચાર કર ! તેવે સમે, મારો મદદગાર કોઇ હતો નહી. પણ મારી સરજત જુદીજ હતી. કલેર રોડ ઉપરથી પસાર થતાં, એક ખુબસુરત પારસી જવાંનની મારી ઉપર નજર પડી. મારી હાલત ઉપર તેને દયા આવી, અને મુફલેસીના બોજા હેઠલ મને કચડાઇ જતી બચાવવા, તેણે મને પોતાની મદદ આપી ! તે મદદ બીલકુલ વખતસરની હતી ! મે તે મદદ સ્વીકારી, કેમકે તે મદદ સ્વીકારીયા વગર મારો છુટકોજ નહી હતો ! તે જવાંનનું નામ જમશેદ છે."

"મીસ એનેટ, હું તમારી તમામ વાત સમજી દુખી છેઉં" ગુલીસ્તાંને જવાબ દીધો. "તમારી હાલત એક વખત મારા જેવીજ દુખી હતી, પણ હવે તેવી નથી."

"હા. હવે તેવી નથી." પેલી મડમે જવાબ દીધો. "આજે હું મારા જમશેદની મેહરબાનીથી સુખી છેઉ ! વર્ક કલાસના સુપ્રીનટૅન્ડન્ટ તરીકેનો મારો ઓધ્ધો ફકત નામનેજ ખાતર હું ચલાંઉછ. મારો જમશેદ આજે આઠ દીવસ થયાં આયો નથી. આજેજ તેણે મારી ઉપર ચીઠી લખી મોકલીછ, કે તે આવતી કાલે આવનાર છે ! ખરૂં કેહુંછ, કે મારા જમશેદ જેવા ખુબસુરત અને દેખાવલા જવાંન 'પારસી કમ્યુનીટીમા' ઘણાજ થોડા હશે."

મડમ એનેટની ખરી હાલત નીરદોશ ગુલીસ્તાંનને કાંન પડતાંજ, તે તુરત ઉઠી કાંઇ બાંહાંણુ કાહાડી જવા નીકલી. પણ એકાએક એમ મીસ એનેટને અપમાન કરી ચાલી જવાની તેની હીમત થઇ નહી, કેમકે હજી તો

તે તેના ઉપકાર હેઠલ દબાયલી હતી. હજી તો મીસીસ ડારકી પાસથી તે આજેજ પોતાનું બીલ ચુકવી લાવી હતી, અને બીજું સીવવાનું પણ લેતી આવી હતી. તોપણ તે જેમ તેમ હીંમત કરી બોલી:—મીસ બેનેટ, ખરૂં જોતાં તો તમારી હાલત ઉપર કોઇબી આદમીને ધીક્કાર છુટવોજ જોઇએ, પણ મને તો તુમારી હકીકત જાણી, તમારી હાલત ઉપર દયા આવેછ. મને રજા છે? હું તમારી રજા લેઉછ મીસ બેનેટ—

ગુલીસ્તાંન એકદમ જવા ઉઠી. મીસ બેનેટે જોઇ લીધું, કે ગુલીસ્તાંનને તેની વાત ગમતી નહી, અને તેથીજ મીસ બેનેટે તેને વધું વાર બેસાડવું વાજબી ધારયું નહી.

* * *

રસ્તે ચાલતાં, ગુલીસ્તાંન વીચારમા પડી:—

"ગરીબી સાથે અનીતીને ધાડો સંબંધ છે, એમ જેઓ કેહછ, તે શું ખરૂં હશે? તેમ તો નહી હોય? તેમ જો હોય, તો આજે માતબરો ફરેસતા હોવાં જોઇએ. પણ નહી, બધાંજ ગરીબો જેમ અનીતીવાન હોતાં નથી, તેમ બધાંજ માતબરોબી કાંઇ નીતીવાન હોતાં નથી. પારસી સંસારમા ફેલાઇ રહેલી અનીતી, પારસીઓના ગરીબીને લીધેજ હોવી જોઇએ! એ હીસાબે તો પારસીઓમા શું શું થતું હશે! ખુદા તેં મારી લાજ જેવી રાખીછ, તેવીજ સદા રાખજે.

## પ્રકરણ ૧૫ મું.

### ઑનરેબલ મીસતર ઉરસાજી ભુસ્સાજી!

આટલું તો ખરૂં કે મીસ એનેટની સંસારી જીંદગીની ખરી હાલત જાણતાંજ ગુલીસ્તાન દીલથી ઘણીજ મુઝાવા લાગી.

"અરેરે! એ હીસાબે આપણ કોણ ઉપર વીસ્વાસ રાખીએ, અને કોણ ઉપર વીસ્વાસ નહી રાખીએ. એ હીસાબે જો આજનો પારસી સંસાર બીલકુલ સડેલો હોય, તો તેમા નવાઇ નથી! તાહારે સોભંન સાભંનના દેખાવો ઉપર ભરૂસો કેમ રાખી શકાય? આએ મીસ એનેટ, જેવી બાહારથી દેખાયછ, તેવી તે અંદરથી નથી, એમ જાણ્યા પછી હું કંદીબી તેની સંગતમાં રેહેવું પસંદ કરૂં નહી. પણ શું કરૂં. પેલી મીસીસ ડારકીએ એની ચીઠી વાંચતાંજ મને સીવવાનુ કાહાડી આપીયું. એને જો ફફડાવી, તો હું પાછી રખડી પડુ. ખેર! જે કરશે તે ભરશે! એને ફફડાવવામા સાર નથી."

ગુલીસ્તાંને ઘેર જતાંજ મીસ ડારકી તરફથી મલેલું તાકીદનુ કાંમ આખી રાત બેસી પુરૂં કરી નાખ્યું, અને બીજે દીવસે બપોર પછી, તે કાંમ મીસીસ ડારકીને પાંછું પોહોચતું કરવા સારૂ તે તૈયાંર. થઇ, કોટ મ જવા નીકલી.

સાદાં પણ સુતરાં, સાફ અને સફાઇદાર કપડાંમા, આપણી આ રસીલી પારસી દરજન એવી તો ખુબસુરતીથી ચમકી રેહી હતી, કે ભલા નેતરને ઘરના પેહડેલાં ઓપેલાં, અને એસકાટ મેસકાટમાં ચસી વસી રહેલાં બઇરાંઓ તેની આગલ 'પાણી ભરતાં' હતાં! ગુલીસ્તાંનની એ સઘલી ખુબસુરતી ભાડેની નહી હતી. ખુબસુરત બનવાના, અને ખુબસુરતમા ખપવાના જેમ આજે પારસી બઇરાંઓ ફાંફાં મારી, બીજા તીજા ભલત ભલતા ઉપાયો કામે લગાડે છે, તેમ ગુલીસ્તાંનને કરવું પડતું નહી હતું.

ગુલીસ્તાંનને કોટમાં જવું હતું ખરૂં, પણ તે કોટમાં જવાની હતી, થી તૈયાર થવા સારૂ, તેને કલાકોના કલાકો સુધી કપડાં પહેરવા રોકાવું પડતું

નહી હતું ! ના એટલુંજ નહી, પણ બીજી બહેરાંઓની માફક પફ અને પાઉડરની તેણીને કાંઇબી જરૂર પડતી નહી હતી ! પફ અને પાઉડર આજે નથી કોણ લગાડતું ! એવી ભભુતી કાંઇ શોભી રેહ છે વારૂં ? એવી ભાડેની ખુબસુરતીને ગુલીસ્તાંન ધીક્કારતી હતી, અને સાદાઇમા તે પોતાને દીપાવી રહી હતી. એટલી સાદી અને સુતરી આ. પારસી દરજનમા એવું તે શું હતું; કે રસ્તે ચાલતાં દરેક જન તેણીને ટીકી ટીકી જોતાં હતાં ?

લોકો ટીકી ટીકી તેણીને જોતાં હતાં ખરાં, પણ ગુલીસ્તાંનનુ ધ્યાંન તે તરફ જરાબી હતુંજ નહી. તે પોતાના ધ્યાંનમાજ સડસડાટ ચાલતી હતી. તેણીનુ કાંમજ ઉતાવલનું હતું. મીસીસ ડારકીએ જે કાંમ તેણીને આપેલું હતું, તે આજે સાંજના પાછું પુગાડવાની ખાસ જરૂર હતી. ગુલીસ્તાંન મીસીસ ડારકીને વખતસર જઇ મલી, અને પોતાને સોંપેલું કાંમ તેણીને સ્વાધીન કરી, બીજું નવું કામ લેઇ, તે પાછી ફરતી હતી, તેટલાંમાં, રસ્તાની ડાબી બાજુ ઉપરથી બુમ પડીઃ—

"ચાલ—એઇ—બાજુ—બાજુ—એ બાઇ—એ—બાઇ————અરેરેરે—ઓઓ—

મોહોકાણ ! એ બુમબરાડા શાના ! એ અવાજ ઉપર અવાજ શાના !

તે દાહાડો ગવરનરની લેવીનો હતો. ગુલીસ્તાંન પોતાના ધ્યાંનની ધુંનમા, અને મીસ બેનેટની સાથ આગલે દીવસે થાએલી વાતચીતના ખયાલમા ફુટ—પાથ ઉપરથી ઉતરી સાંમી બાજુએ જતી હતી, તેવાંમા ગવરનરની લેવીમા જતા ઑનરેબલ મીસતર ઉરસાજી બુરસાજીની બે ઘોડાની ગાડી પાછલથી આવી લાગી ! ગુલીસ્તાંનને આ જોડીવાલી ગાડીના આવવાની જરાબી ખબર હતી નહી. તે પોતાના ધ્યાંનમાજ ચાલતી રહી. મી૦ બુરસાજીની ગાડીના કોચમેનોએ બુમ ઉપર બુમ પાડી ગુલીસ્તાંનને ગાડીના રસ્તા પરથી દુર થવા જણાવ્યું, પણ ગુલીસ્તાંનના કાંન એટલા તો બેહરા બની ગયા હતા, કે ઘોડાવાલાઓના પુકાર તરફ તેનુ કાંઇબી ધ્યાંન ખેચાયું નહી. અંતે ગાડી ગુલીસ્તાનના આંગ ઉપર ધસી ગઇ. ઘોડાઓ રોકી શકાય

નહી. હાંકનારે એક જબરાં જોરથી ' એ—બાઇ—' કરી બુમ પાડી, ડબલ લગાંમ ખેચી પકડી. પણ—

પણ શુ ?

પણ—ઘોડાઓ ચમકી પડયા, અને ગુલીસ્તાનના આંગ ઉપર ધસી જઇ, તેણીને અઠડી પડયા. ગુલીસ્તાંન એક જબરી ચીસ પાડી, બેભાંન થઇ જમીન ઉપર પટકાઇ પડી.

જમીન ઉપર તે પટકાઇજ પડતી હતી. પણ તે જમીન ઉપર પડી, ઘોડાના પગ તલે કચડાઇ જાએ, તે આગમજ સાંમી બાજુના ફુટ-પાથ ઉપરથી બામદાદના અધીપતી મી૦ દાદીબાએ વીજલી ઝડપે દોડી આવી ગુલીસ્તાંનને ભોંયપર પડતી પકડી દીધી, અને તુરતજ તેણીને ડાકટર કૅાસીસાંઉના દવાખાનામાં લેઇ જઇ બેસાડી, દીલાસો દેવા લાગ્યો.

" એનુ નખ્ખોદ જાએ ! જાણે ગવરનરની લેનીમા જાએછ, તે ધરીયા ધરાતાજ નથી ! જાણે આંધલાની કાંનીજ હાંકેછ ! બસ જોતાજ નથી ! તમુને ઘણું તો નથી લાગું ? "

" ઓ—મારો જીવ ગભરાયછ ! " ગુલીસ્તાંન બેબાક બની ગભરાએલી બોલી." મારૂં માથું ફરેછ ! અરેરે—

દાદીબાએ તુરત ડોકટરને બોલાવી ગુલીસ્તાંનને જોવાની, અને જરૂરે પડે તો કાંઇ દવા આપવાની ફરમાસ કીધી. ડા૦ કૅાસીસાંઉએ એક ' સ્ટીમ્યુલન્ટ ડોઝ ' આપી જણાવ્યું, કે કાંઇબી ગંભીર ઇજા થઇ નથી.

"થેન્ક યુ ! " દાદીબાએ ખુંશી થઇ ડાકટરનો ઉપકાર માન્યો.

ગુલીસ્તાંન દવાનો એકજ ભાગ પીતાં હુશીયાર થઇ ગઈ, અને પોતાની સાંમે પોતાના બહાદુર બચાવનાર તરીકે, પેલાજ એસકી પાસ્સી-જવાંનને જોઇ, તે મનમા લજવાવા લાગી. દાદીબાએ ગુલીસ્તાંનનો ગભરાટ જોઇ લીધો, અને ધીમે અવાજે કહ્યું:—

" મને જોઈ ગભરાવો ના ! તમુને જો હું પકડી નહી લેતે તો———

"હાજી. તમે જો મને પકડી નહી લેતે, તો—મારૂં શુ થતે, તેનું મને ધ્યાંન છે." ગુલીસ્તાંન નરમ અવાજે બોલી. "હું ઘોડાના પગ નીચે ખચીત કચડાઇ જતે."

"તોપણ શુકર ખુદાના, કે તેવું કંઇ બનીયું નથી." દાદી બોલ્યો, "પણ તેવું કાંઇબી જો બનતે, તો મારા જીવને જોખમેબી હું તમારા જીવનો બચાવ કરવા ચુકતે નહી."

"તમારો મોહટો ઉપકાર થયોછ." ગુલીસ્તાંન બોલી. "મને ઘનું લાંબે જવુંછ, અને હું——"

"ગભરાશો ના. જાંહાંબી તમુને જવું હોસે, તાંહાં હું તમુને સલાંમત પોહોચાડસ." દાદી બોલ્યો."

"નહીં ભાઇ, તમુને તજદી લેવાની કાંઇ જરૂર નથી. હું એખલી જવસ. હવે હું સારીકાની છેઉં." ગુલીસ્તાંન જવાબ દઇ તુરતંજ જવા ઉઠી.

દાદીએ જોઇ લીધુ, કે તેના બોલવાથી પેલી જવાંન છોકરીનુ દીલ દુખાયું હતું. તે વધારે કાંઇ બોલવા જતો હતો, પણ તેટલાંમાં એક કૅાનસ્ટેબલ, પોતાના હાથમા એક નાંહનો જેવો બાકસ લઇ, ડાકટર કૅાસેસાંઉના દવાખાંનામાં દાખલ થઇ, દાદીબાના હાથમાં તે બાકસ આપી બોલ્યો:—"આં બાઇના હાથમાંથા પડી ગએલો બાકસ મી૦ ભુસાજીની ગાડી હેઠલથી મલીયોછ."

"ઓ! થેંન્ક યું" દાદીએ તે બાકસ લેઇ પુલીસ અમલદારનો ઉપકાર માન્યો. "આએ તમારો બાકસ છે કે?"

"જી, હા" ગુલીસ્તાંન આ બાકસ જોતાંજ બોલી. "અરરરર! મરેરે! હું ગભરાટમા બીલકુલ ભુલીજ ગેઇ. મીસીસ ડારકીનો દંડ હું કાંહાંથી ભરતે. લાવોજી-લાવો. એ મારોજ બાકસ છે."

દાદીએ તે બાકસ પોતાના હાથમા પકડી રાખી પોતાના ગજવાંમાથી પાંચ રૂપીઆની એક નોટ કાહાડી ડાકટર કૅાસીસાંઉને આપી કેહ્યું:—"ડાકટર કૅાસીસાંઉ, આએ તમારી ફી. હવે ચાલશોજી."

દાદીની આવી કીસમની ઉદારતા, અને, પોતાની ઉપર તેણે કરેલે આ નવો ઉપકાર જોઇ, ગુલીસ્તાંન શરમની મારી લજવાઇ જવા લાગી. આ ખુબસુરત જવાંનની આવી રીતની પોતા તરફની વરતનુક જોઇ, ગુલીસ્તાંન કાંઇ પણ અટકલ કરી શકી નહી. એટલુંજ તે જાણતી હતી, કે, રૂસ્તમ જાંગુલીએ, આ જવાંનને દાદીબાને નામે બોલાવ્યો હતો, અને તેથી તેનું નામ દાદીબા હતું. પણ તે કોણના ખાંનદાંનનો નબીરો હતો, તે શું કરતો હતો, અને કાંહાં રહેતો હતો, તેની તેને કાંઇ ખબર હતી નહી.

"તમારી મેહરબાની મારે ઉપકાર થયોછ." દવાખાંનામાંથી બાહાર નીકલતાંજ ગુલીસ્તાંન બોલી. "તમે જે રીતે મને બચાવીછ, તેનો બદલો મારાથી ફેરવાય તેમ નથી. પણ તમોએ જે પઇસા મારે સારૂં ખરચીંયાછ, તે તો મને આપવા પડશેજ."

"ખુદાને હાજર નાજર જાણી હું સોગંદપર કેહુંછ, કે મારી મરજી તેમુને જરાબી અપમાન કરવાની કે સતાવવાની નથી." દાદી કાલવાલા કરી કેહવા લાગ્યો. "તમે મારાથી બીહો ના. મારી ઉપર તમે વીસ્વાસ રાખો. તમુને હું કદીબી અપમાન કરનાર નથી, બલકે તમારૂં જરાબી—

"તમે મને શું કહેવા માગોછ તેની મને સમજ પડતી નથી?" ગુલીસ્તાંન બોલી. "તમારી મેહરબાની મારે ઉપકાર થયો, પણ હું માંગી લેઉછ, કે મને જરાબી અપમાન લાગે એવું તમે કંઇબી બોલશો ના."

"હું તમારી મતલબ બોલેબોલ સમજીગો." દાદીએ જવાબ દીધો. "મારાથી તમે તેવી આસા બીલકુલ રાખતાંજ ના. હું એટલુંજ માંગુછ, કે તમે મારૂં બોલવું ધ્યાંનથી સાંભલો. હું જે કંઇ તમુને કહેવા માગુંછ, તેમા તમારી આખી જીંદગીના સુખનો સવાલ સમાએલો છે. તમે મને ઓલખતાં નથી, પણ જો એક વખત તમે જાણશો, કે હું કોણ છેઉ, તો શામે તેવા વીચારો મારે સારૂં તમો બાંધી બેઠાં હશો, તો તેબી તમો ફેરવશો. ગભરાવો ના! ચમકો ના! હું ખરેખર કમનસીબ છેઉ, કે તમારા દીલમા મારા બોલવાની

જરાએ અસર થતી નથી. કેવી રીતે હું તમારી ખાતરી કરૂં તેની મને સમજ પડતી નથી,"

"ભાઇ, મને ઘનું લાંબે જવુંછે. અંધારૂં હવે બોલ બોલતાં પડશે." ગુલીરતાંન બોલી. "હું જાણુંછ કે—

"તમે જલ્દી સાંધારો." દાદીબાએ તુરત જવાબ દીધો. "હું એટલુંજ માગુછ, કે તમે મને એક વખત ફરીથી મલો, તો હું તમારી ખાતરી કરૂં, કે તમારા વીસ્વાસને હું કેટલો લાયક છેઊ."

"હું એક માબાપ વગરની નીરાધાર છોકરી છેઊ." ગુલીસ્તાંન બોલી. "તમે મને શું કેહવા માગોછ. તમે મને રસ્તા વચ્ચે આવી રીતે કાંય રંજીદાસ કરોછ? કોઇ જોશે તો મારી ઇજત ઉપર——

"મારો જીવ તમારી ઇજત ઉપર કુરબાંન છે." દાદી બોલ્યો. "તમારી ઇજત, મારા જીવ કરતાં હું વધારે કીમતી સમજુછ."

"તમે એ શું બોલોછ ભઇ!" ગુલીસ્તાંન હવે જરા ઉસકેરાઇ જઇ બોલી. "તમને અને મને શું લાગતું વલગતું. કે મારે લીધે તમે તમારા જીવની પણ દરકાર કરતાં નથી?."

"જેટલી તમારી ઇજત તમને વાહાલી છે, તેટલુંજ મને મારાં માબાપનુ નામ છે." દાદી બોલ્યો. "હું તમુને સુખી કરવા માગુંછ. મારા બચીશના સુખનો આધાર મે તમારી ઉપર રાખેલો છે. પેલા મી૦ રૂસ્તમ જાગુલી સાથ હું એ વીશે વાત કરનાર હતો, પણ——પણ હવે તમુને ઘનું મોડું થાયછ. તમે મને કબુલાત આપો, કે આવતી કાલે વીકટોરીયા ગારડનમા પાંચ વાગે તમે મને મલશો. પરવરદેગારના કસંમ ખાઇ હું કેહુંછ, કે તમુને જરાબી અપમાન થાય તેવું કંઇબી હું કરસ નહી."

દાદીના એકરારથી, અને તેની ચાલચલણથી ગુલીસ્તાંન અંતે આજેજ થઇ. અત્યાર સુધી આ ખુબસુરત જવાંન માટે કાંઇબી બુરૂં માની લેવાનુ તેણીને કારણ મલ્યું હતું નહી. દાદીની દીલસોજી, દાદીની ધપછંપ, દાદીની ચાલચલણ, અને દાદીની જબાંદરાજી ઉપર ગુલીસ્તાંન કાંય નહી

વીસ્વાસ મેલે ? એ સવાલ ગુલીસ્તાંન હવે પોતાના દીલને કહવા લાગી. વીકટોરીઆ ગારડનમાં એકવાર દાદીને મલવાનો અને તે શું કહે છે, તે સાંભલવાનો ગુલીસ્તાંને નક્કી વીચાર કરી જવાબ દીધો:—

"ઠીક છે, મી૦ દાદીબા, હું આવતી કાલે સાંજના પાંચ વાગે તમુને વીકટોરીઆ ગારડંનમાં મલસ."

"મોહટી મેહરબાની. હવે હું તમારી રજા લેઉછ. આવતી કાલની હું ઇનતેજારી સાથ આજથી રાહા જોવસ. સાહેબજી."

"સાહેબજી."



## પ્રકરણ ૧૬ મું.

### વીકટોરીયા ગારડનમા મોહોકાંણ।

### મુલાકાત પેહલ્લી.

"આજે મારો નવો જનમ થયો!" ગુલીસ્તાંન દાદીથી છુટી પડતાંજ પોતાના મનમાં બોલી. "આએ દાદીબા, જો મને પકડીને ખેચી લીએ નહી, તો મારો જીવ આજે બચે નહી. બાપરે!—મને તે વાત યાદ આવતાંજ મારી આંખે જાંણે અંધારાં આવેછ. ખરેખર પોતાના જીવને જોખમમા નાખી મારો જીવ બચાવનારનો સખુન મારે રાખવોજ જોઇએ. એવન કોણ છે અને કોણ નહી, તે હું જાણુતી નથી, પણ દેખાવ ઉપરથી અને વાતચીત ઉપરથી તો કોઇ સારૂ માનસ હોય એમ મને લાગેછ. એવન મને શું કહેવા માંગેછ તે હું સાંભલું તો ખરી. આવો ભલો, આવો નેક અને આવો હીંમતવાંન પારસી, મારા જેવી એક માય બાપ વગરની લાચાર છોકરી સાથ કંઇબી આડી ચાલ ચલાવે, એમ હું ધારતી નથી. આવતી કાલે હું એને મલસ. જરૂર મલસ."

ગુલીસ્તાંન ઘેર જતાં આખે રસ્તે દાદીનોજ વીચાર કરતા ચાલી, અને તે વીચારમા અને વીચારમા આખો રસ્તો તેણીએ કયારે પુરો કીધો, તેનું તેણીને ધ્યાંન પણ રહ્યું નહી. આવતી કાલ કંઇ ઘણી દુર હતી નહી.

બોલ બોલતાં વીકટોરીઓ ગારડનમા જવા માટે મુકરર કરેલો વખત ગુલીસ્તાંન સાંમે આવી ઉભો. ગુલીસ્તાંનના ઘરથી વીકટોરીયા ગારડન ઘણી દુર નહી હતી. સાદી પણ સુતરી ગુલીસ્તાંન પોતાના સાદા પોશાકમાં સજ થઇ, બીજે દાહાડે ઠેડવેલે વખતે દાદીબાને મલવા માટે, વીકટોરીયા ગારડન તરફ જવા નીકલી. ધપકતે દીલે, અને કાંપતી છાતીએ તે ધીમે કદમે વીકટોરીયા ગારડંનના કંપાઉન્ડમા દાખલ થઇ.

વચલા ગેટમાંથી ગુલીસ્તાંન બાગમા જેવી દાખલ થઇ, તેવીજ તેની નજર દાદી ઉપર પડી, અને બોલ બોલતાં તે તેની સાંમે આવી ઉભો. પોતાના બાહદુર બચાવનારને પોતાની સામે આવી ઉભેલો જોઇ ગુલીસ્તાંને

સેહજ ખુશીથી મલકાઇ, પોતાની ડોકીના લેહકાથી તેને આવકાર આપ્યો. તે લેહકો થતાંજ દાદીબાએ પોતાનો હાથ લાંબો કીધો, અને ગુલીસ્તાંન, તે હાથમા પોતાનો નાજુક અને નરમ હાથ મુકી, બોલી :—

"સાહેબજી. તમને ખોટી થવું પડયું કે દાદીબા ?"

"બીલકુલ નહી." દાદી બોલ્યો. "તમોએ મારી ઉપર એવી મેહરબાંની કાધીછ, કે તે હું કદીબી ભુલસ નહી."

"પણ હું એમ એખલી તમુંને મલવા આવી, તેથી તમે મારે સારૂ તમારા દીલમા--

"તમે જો આજે નહી આવતે, તો મારી નાસીપાસીનો કંઇ પાર રેહતે નહી." દાદીએ જવાબ દીધો. "તમારો ખ્યાલ એક ઘડીબી મારા દીલથી હું દુર કરી શકયો નથી. હું ધારૂંછ, આપણ કોઇ એકાંત જગામા બેસી વાત કરીએ?"

દાદીબા, ગુલીસ્તાંનને બાગના ભીત્તરમા, નવરી જગા ઉપર પોતા સાથ લઇ જઇ, ત્યાં ગોઠવેલા બાંક ઉપર બેસી બોલ્યો :—"આરૂં બોલવું હવે તમે સાંભલી લેઓ, એટલે તમુને મારે વીશે વીચાર બાંધવાને બની આવે. હું કંઇ તમુને અપમાન કરવા કેહતો નથી, પણ ખરૂં કેહુંછ, કે તમે જે દાહાડેથી મારી નજરે પડીયાંછ, તે દાહાડથી મારાં ધ્યાંનમાથી તમારો ખ્યાલ જતોજ નથી. તમારી ખુબસુરતી એવી છે કે————

"નહી, નહી. તમે એવી વાત મારી આગલ કંઇબી કરતાજ ના." ગુલીસ્તાંન શરમની મારી લાલ થઇ બોલી. "તમે મને ઓલખતા નથી, જાણુતા નથી, અને મારે વાસતે એવો વીચાર——

"ઓલખતો નથી તેથી શું થયું ?" દાદી વચમાં બોલી પડયો. "તમારા દેખાવ ઉપરથીજ હું કહી શકું, કે તમો કેઇ કીસમના ખાદમી છેઓ. તમારા ચેહરામા, મને તમારા ગુણો દેખાયછ. તમારી આંખોમા, મને તમારો ખવાસ જણાયછ. હું જાણુછ, કે તમારી હાલત ગરીબ છે. હું જાણુછ, કે તમો સુખી નથી. પણ મારા દીલની ઉમેદ છે, કે તમુને તમારી ગરીબીમાથી

કાહાદિ, હું તમુને સદાની, જાવેદાંનની, સુખી કરૂં. પણ હું કેવો ગાફેલ, કે આટલી બધી વાત તમારી સાથ કરૂછું, અને હજી તમારૂં નામ પુછવાનું હું બીલકુલ ભુલી ગીયો ?"

"મારૂ નામ ગુલીસ્તાંન કેકાસજી સીકંનદર."

"ગુલીસ્તાંન ! દાદી એક ઉંડો દમ ખેંચી બોલ્યો." કેવું મીઠું નામ ! ગુલીસ્તાંન ! મીઠી ગુલીસ્તાંન, મારૂં બોલવું તમુને જો નહી પસંદ પડે, તો મને તુરતજ કેહજો, હું તમારી પાસ માફ માગસ. પણ તમે એટલુંજ કેહવો, કે તમે મને જો ચાહાવો તો—તો—હું—

"મી૦ દાદીબા હું તમારા—

"નહી, દાદીબા નહી." ગુલીસ્તાંનની બોલવાની રીતથી દાદી ખુશી થઇ બોલ્યો. "હું દાદીબા ખરો, પણ તમારો દાદીબા તો નહીજ ! તમારો તો હું દાદી ! ગુલીસ્તાંન, ડીયર ગુલીસ્તાંન, તમે મને દાદી કરી કહેવો !"

"મી૦ દાદીબા—અરે— મી૦ દા—દી—" ગુલીસ્તાંન શરમની મારી અચકાતાં બોલી. "હું એટલી બધી તો તમારા ઉપકારમા પડેલી છેઉ, કે મારાથી તમુને કંઇબી——

"તાહારે તમે મને ચાહાવોછો !" દાદી બોલી ઉઠયો. "ગુલીસ્તાંન ! ડીયર, ડીયર ગુલીસ્તાંન, તમે મને સુખી કીધો."

ડીયર ગુલીસ્તાંન ! ગુલીસ્તાંનને કાંને આ નવી નવાઇ જેવા સખુનો, તેની જીંદગીમા આજે પહેલ્લીજ વાર પડયા. એ સખુનોની એજમતી અસર, ગુલીસ્તાંનના ખાલેસ જીગર ઉપર એવી તો ઉંડી થઇ, કે દાદીની તરફ તે વધારે માન અને ચાહાની નજરથી જોવા લાગી. તેણીએ જાણી લીધું, કે દાદી તેણીને પોતાના જીગરથી ચાહે છે, અને તે તેણીના પ્યારમાં પડેલો હોવાથી, તેણીને તે પોતાની હકદાર ધણીઆંણી કરવા માંગે છે.

"ગુલીસ્તાંન, પ્યારી ગુલીસ્તાંન," દાદી બોલ્યો. "બોલ, બોલ, તું મારી થશે ?"

ગુલીસ્તાંન, પોતાનો જવાબ પોતાને મોહોડે બોલી શકી નહી, પણ ધપકતી અને ધ્રુજતી છાતીએ, તેણીએ પોતાનુ માંથુ શરમાઇને નીચું કરી નાખ્યું, અને દાદીએ તેજ વખતે, ગુલીસ્તાંનની કંમર ઉપર પોતાનો હાથ વીટાલી, પોતાના હાથમા તેણીનો હાથ પકડી કેહ્યું:—

"હા. તું મારી થશે. તું જો ચાહે, તો મને સુખી કરી શકે? ગુલીસ્તાંન, તારા વગર હું કદી સુખી થવસ નહી. તારી ખુબસુરતીએ મારા જીગર ઉપર એવો છાપ મારીયેલછ, કે હું તુને મલવા ખાતર રાત દીવસ ઇંનતેજાર બની રેહ્યો હતો. હું હવે તુને મારી પરણેતર બનાવસ. ખરી વાત છે, કે તારી સાથના મારા લગનથી મારા દોસ્ત આસનાવોમા ચકચાર થશે. પણ જાહારે મારી બયરી તરીકે તારા જેવી ખુબસુરતને તેઓ આગલ હું રજુ કરસ, તાહારે. તેઓ બેશક મારી અદેખાઇ કરશે. ગુલીસ્તાંન, તારાં કોઇ સગાં વાહાલાં છે? ડીયર, કેહ, તારાં સુખ અને સગવડને ખાતર હું શું કરૂ?"

"મી૦ દાદી, આપણ બંનેની હાલત વચ્ચે આસમાંન અને જમીનનો ફેર છે." ગુલીસ્તાંને ધીમે અવાજે જવાબ દીધો. "તમો મોહટા લોક, હું એક ગરીબ! તમે માતબર, હું એક મુફલીસ! તમે વાડી ગાડીના ફરનાર, હું સીવી સાંધી પુરૂં કરનાર——

"ખરી વાત. હું તો બધું ભુલીજ ગીયો!" દાદી બોલ્યો. "પણ મોહટાંઓની મોહટાઇ ઉપર ભરોસો રાખવો, એ ભુલ છે. ઘણીકવાર તેવી મોહટાઇ પોકલ હોય છે! પોતાના ગાલ ઉપર તમાચો મારીને મોહડું લાલ કરી ફરનારાઓ, આજે કેટલાએકો મોહટા લોકમાં ખપેછ! ગાડી ઘોડે ફરવામા ઇજત જેવું શું છે? આજે ગાડી ઘોડા એટલા સસતા થઇ પડયાછ, કે વહેવારીઆ કરતાં દીવાલીઆઓ આજે ગાડી ઘોડા વધારે ચકાવેછ, પાંચસો રૂપીઆમા આજે ગાડી ઘોડો! કોરટમાં હફતા ભરનાઓ, સાધારણ દલાલીઆઓ, તાઇતંબોલી અને ઘાંચીમોચી જેવાઓથી આજે ગાડીઘોડાના ઘણી થઇ બેઠાછેઓ તેઓ સરવે સુખીબી હોય, પણ તારા જેવી મોહરદાર મેલવીયાથી જેવો સુખી હું થવસ, તેવું તો સુખી કોઇજ નહી! વસ્તે ગુલીસ્તાંન, મારા જાંન,

તારી અને મારી હાલતના સવાલનો તું વીચાર નાં કર. હું મારા જીવનો ધણી, અને તું મારા જીવની રાણી——

પણ એટલાંગા દાદીની વાતમા એકાએક ખલલ પડી. ગુલીસ્તાંન અને દાદીના કાંન ઉપર એકાએક કોઇની ગુસ્સાભરી ચીસનો એક અવાજ પડયો! તુરંતજ તેઓએ પાછું ફરી જોયું, તો તેઓની પીઠ પછવાડે, આલીબઇ આગબોટના વર્ક કલાસની સુપ્રીનટેંનડંન્ટ મીસ બેનેટને ઉભેલી જોઇ.

"કોણ? જમશેદ! ઓ! જમશેદ! ઇઝ ધીસ યુ!" મીસ બેનેટ ગુસ્સામા ચીસ પાડી બોલી. "અને આએ કોણ? ગુલીસ્તાંન! કેમ રે! લચ્છી! નાપાક! કસકુનમ!"

"જમશેદ? કોણ જમશેદ?" ગુલીસ્તાંન હેબતી જઇ દાદી આગલથી ખીસી જઇ, ઉભી થઇ બોલી. "નહી, નહી! એમ બનેજ નહી! એ જમશેદ હોયજ નહી! એ તો મી૦ દાદી છે.?"

"અંજાણી થા! અંજાણી થા! કેમ તું તો નાખે ઝભ લગાડતી હતીની?" મીસ બેનેટ પોતાનો ગુસ્સો ગુલીસ્તાંન ઉપરૂ ખાલી કરવા માંડયો. "તું તો ગરીબીમા રેહવાનુંજ પસંદ કરતી હતીની? આએ કોણ તારી માયના માટીને સાથે લેઇને ફરવા નીકલીછ?"

"અરે ખુદા! આએ શું જુલમ!" ગુલીસ્તાંન આવી કીસમનો મામલો જોઇ રડમસ થઇ બોલી.

"ગુલીસ્તાંન મારૂં સાંભલ! મારૂં બોલવું ધીરી પડીને—

મીસ બેનેટના તુફાંનની કાંઇબી દરકાર કીધા વગર, દાદી ગુલીસ્તાંનને ધીરજ આપી કાંઇ કહેવા જતો હતો, પણ તેના સખુનો સાંભલવાના પડતા મુકી, તે એકદમ રડતી આંખે દાદીની આગલથી ચાલી ગઇ. "ગુલીસ્તાંન! ગુલીસ્તાંન! જરા ઉભી રહે! ગુલીસ્તાંન મારૂં સાંભલી જા! ગુલી———

દાદી, ગુલીસ્તાંન પછવાડે દોડતા જતો હતો, પણ મીસ એનેટે તેજ વખતે તેને પકડી લેઇ વલગી પડી, બોલી:—"બેવફા! દગલબાજ! હું કદીબી આએ રાંડ પછવાડે તુને જવા દેનાર નથી."

"છોડ! છોડ! સ્તેલા!" દાદીએ મીસ એનેટને તેના ક્રિસ્ચંન નામે પુકારીને કહ્યું. "સ્તેલા, મને જવા દે—અરે તે ચાલી જાએ છ, મને જવા દે-

"કદીબી નહી!" સ્તેલા બોલી. ઉભો રેહ! એમ ખેચતાંન કરતાં લોક જોસે તો ફેસતો થશે."

"ફેસતો!" દાદી રંજીદા થઇ બોલ્યો. "ફેસતો તો તેં કીધો, અને હવે બીજુ શું તું કરવાની છે? બસ તારૂં કારૂં કર! આજથી તારી અને મારી વચ્ચેનો સંબંધ તુટેલો જાણ."

"હું નહી ધારતી હતી જમશેદ, કે તું આવી રીતે મારી તરફ બેવફા થશે." મીસ એનેટે જમશેદ ઉર્ફે દાદીને આવી રીતે પટાંઉ થાયલો જોઇ, નરમ પડી રડમસ થઇ કહ્યું. "તેં મારી ઉપર આજે ઘેર આવવા સારૂ ચીઠ્ઠી જો નહી લખી હોતે, તો આએ બનાવ બનતે નહી."

"મે ચીઠ્ઠી લખી તેથી શું?"

"આજે કેટલા કેટલા દિવસ થયાં તું મારી તરફ બેદરકાર થયોછ, તે હું જાણુંછ. તેનુ મુલ કારણ આએ ચાપલુસીખોર છુકરી છે. આજે તું ફ્રૅકલંન્ડ ટૅરસેમા આવવાનો હતો. મે પાંચ વાગા સુધી તારી વાર જોઇ, અને આજેબી જાહારે તું નહી આયો, તાહારે હું મારા જીવની મુઝવણ દુર કરવા હીંયાં આવી, અને મે આવો દેખાવ જોયો. એમા મારી શું કસુર કસુર? તો પેલી ચરકુલી છોકરીની છે કે લોહાના માટીડાને——

"ખામોશ! તારી જીભને બંધ કર." દાદી ડોલા કાહાડી બોલ્યો. "તારા કરતા તેની ઇજત વધારે કીમતી છે. દુર થા મારી આગલથી. મને તારૂં હવે મોહોડું જોવું નથી."

"એમ છે? તાહારે તો ઠીક છે." સ્તેલા બોલી. "મને છોડી તું સુખી થવાનો નથી. યાદ રાખજે, કે તારી આબરૂની ધુરધાની કેમ કરવી તે હું જાણુંછ. હજીબી વીચાર કરજે! તારા જેવા અધીપતીઓ એમ મારા જેવી મડમોને વચન આપી બેવચન થાય, તો પછી તેઓ સાથ કેમ કાંમ લેવું, તે હું સારી રૂવેસ જાણુંછ."

"બેવચન! એટલે?" દાદીએ ગુસ્સામા પુછ્યું. "શું તારી ગોલામગીરી કરવાનું લખત બખત મે તુને કરી આપ્યુંછ?"

"ગોલામગીરીનુ લખત નહી, પણ પરણવાનું વચન ખરૂની?"

"જુદી વાત છે." દાદી બોલ્યો. "તારી સાથ મારાથી પરણાએજ કેમ? જુદદીન કોમની બઇરી પરણી પારસીઓમા હુ મારો ફેસતો કરાંઉ, એવો હું મુરખ નથી! મે તુને પરણવાની કબુલાત આપીતીજ નહીં. શું તું એવી વકી રાખતી હતી, કે હું મારો ધરમ છોડી તારી સાથ પરણવાનો હતો? ખુદા તારી જેવાંથી બચાવે! એટલું તો મે અત્યાર અગાઉ જોઇ લીધુંછ, કે ઇંગ્રેજી લગનનોથી પારસીઓના સંસાર કદીબી સુખી થનાર નથી. તારી આજની ચાલથી મારા સુખનું સત્યાનાસ તેં વાલીયુંછ. જા તારૂં લાડું કર."

* * *

આ દેખાવ, અને આ તકરાર લંબાવવાની જરૂર નથી. મીસ બેનેટે દાદી ઉરફ જમશેદને મનાવી લેવાની ઘણીંબી તજવીજ કીધી, પણ દાદી ગુલીસ્તાંન ઉપર દીવાનો થયલો હોવાથી, મીસ બેનેટના નાંજ અને નખરાંએ, તેના નીરાસ થએલાં દીલ ઉપર જરાબી અસર કીધી નહી. અંતે આ બંને દોસતો, જે એક વખત દુધ અને સાકર મીસાલ મલી ગએલાં હતાં, તે તેલ અને પાણી મીસાલ જુંદાં પડેલાં એકબીજાંને દેખાવા લાગ્યાં.

* * * *

નીરાસ અને ઉદાસ, દુખી અને દલગીર દીસે મીસ બેનેટ ફ્રાંકલૅન્ડ ટૅરેસવાલા પોતાના મકાંન તરફ છેક મોડી રાતે નવ વાગ્યા પછી,

દાદી ઉરફે જમશેદથી તે છુટી પડી ગઇ. આજે તે રલીઆમણું મકાંન, તેણીને ડોલા ધુરકતું હોય એવું બીહામણું દેખાવા લાગ્યું. તેણીના નોકરે આવી ખાંના માટે પુછયું, પણ મીસ એનેટે ખાંનુ લેવા ના પાડી, ફકત એક કાશીનું કપ પીવાની પોતાની મરજી જણાવી. બીજે દીવસે સહેવારે પડતાંજ મીસ એનેટને ટપાલ મારફતે નીચલું કાગજ મલ્યું.

"તમારા ઉપકારનો બદલો હું અપકારમા કદીબી વાલુ એમ તમે ધારતાં ના. મારી ચલિચલણુ માટે તમો તમારા મી૰ જમશેદને પુછી તમારી ખાતરી કરજો, કે જે કાંઇ ગેઇ કાલે સાંજના બન્યું છે, અને જે કાંઇ તમે તમારી નજરે જોયું છે, તેમા હું તમારી તકસીરવાર કેટલી છેઉ."

લા૰ તમારી આભારી અને દુખી ગુલીરતાંન.

"હાયબી!" સ્નેલા વીચાર કરી બોલી. "આએ છોકરીનો હું ધારૂછ તેટલો કસુર નહી હશે. કાંય નહી જમશેદ તેણીને વીકટોરીયા ગારડનમા—



## પ્રકરણ ૧૭ મું.

## બાંનુની બીમારી.

રૂસ્તમ જામુલીએ ચંપા બાગની કૉનઝરવેટરીમા મીસીસ બેહરાંમશાહનું ખુંન કરવાની તજવીજ કીધા પછી, તેવનનું શું થયું?

સરજયનોએ એકમતે એવું જાહેર કીધું, કેઃ—"બાંનુબાઇને થાએલો જખમ ઘણો ઉંડો છે, અને તેવનની જીંદગી જોખમમા છે. કદાચ કેસ સુધરેબી, પણ હાલ કંઇ કેહવાઇ શકાય નહી."

જખમ થતાંજ ધાસ્તીથી બાંનુબાઇના બોલવાની સુદ્ધી ગુમ થઇ ગઇ હતી, પણ ડાકટરોએ તે વીશે એવું મત આપ્યું, કે જખમ જો સુધરતો જશે, તો બાંનુબાઇની તબીવતબી સુધરશે.

એ ઉપરથી ખાંનબાહાધુર બેહરાંમશાહે મીસ બાલફરને ખાસ તાકીદ કરી હતી, કે તેણીએ રાત અને દાહાડો બાંનુ આગલથી ખીસવું નહી, અને જેવી બાંનુ બોલતી થાય, તેવીંજ તેવનને એકદમ ખબર આપવી.

તોપણ બેહરાંમશાહ પોતાની પરણેતરની તબીયત ખાતર ઘણાજ ઇંતેઝાર રહેતા હતા. તેવન દરરોજ સહવાર અને સાંજ બાંનુની ખબર પુછવા તેણીના બીછાણા આગલ જઇ, કલાકના કલાક સુધી ત્યાં બેસી તેણીનો ચેહરો ટીકી ટીકી જોયા કરતા, અને મીસ બાલફરને અનેક સવાલો કરી જણાવતા, કેઃ—" જેવી એ કાંઇબી બોલે, તેવીજ તું મને ખબર આપજે."

અંતે એક દહાડો ચંપા બાગમાં સરજયનોની કમીટીએ બાંનુબાઇનો કેસ તપાસી મત આપ્યું, કેઃ—"જખમ રૂઝાતો જાએ છે. બાંનુબાઇને શકતી ધીમે ધીમે આવતી જાએ છે. હવે ધાસ્તી રાખવાની જરાબી જરૂર નથી. તેવનની ગુમ થાએલી સુધ્ધી જેમ જેમ તેમને શકતી આવતી જશે, તેમ તેમ સુધરતી જશે."

ડાકટરોનું આ મત ખરૂં પડતાં ઘણા દહાડા લાગ્યા નહી. મીસ બાલફર એક દાહાડો સહવારને પોહોર બાંનુના પલંગ પાછલ ઉભી હતી, તેવાંમા

બાનુ પોતાની લાંબા વખતની બેભાનીમાથી જાગરૂત થઇ, ધીમે અવાજે કાંઇ બડબડવા લાગી, અને મીસ બાલફૂર કાન ધરી તે સાંભલવા લાગી.

"રૂસી——ઓ રૂસી ——અરેરે રૂસ—

મીસ બાલફૂર આ સખુનો સાંભલી તુરતજ બાનુને પોતાની મદદ આપવા જતી હતી, પણ તેવામા બાનુએ પાછું પોતાની બેભાનીમાજ બોલવા માંડયું, અને મીસ બાલફૂર પલંગ પાછલ ઉભી રહી તે સઘલું સાંભલવા લાગી.

પોતાની એવી બેભાન હાલતમા દીલાવરની બાનુ શું બોલી, તે જાહેર કરવાની આ જગો નથી. એટલુંજ કહેવું બસ થશે, કે બાનુ જે કાંઇ બોલી, તે સાંભલી મીસ બાલફૂર હેબતી ગઇ! તેની અકલ અને હોશ ઉડી ગઇ! કૉનઝરવેટરીમાં બનેલા પેલા ભયંકાર બનાવનો તમામ ભેદ અને ભરમ, મીસ બાલફૂરે સાભલી લીધો, અને એ ખુનના આખા બનાવનો ખરો ભેદ, બીલકુલ નવાંજ રૂપમા તેણીની નજરે પડયો.

આ કાંઇ જેવી તેવી વાત નહી હતી! મીસ બાલફૂર જેવી હાવરી અને ઠરેલ ઓરત, દીલાવરખાંન જેવાં મોહટે ખાંચરેનાં કુટુંબનો એક ભેદ જાણી ગુપચુપ બેસી રહે, તેવી નહી હતી! આ ભેદ જાણ્યા પછી, કેમ કાંમ લેવું, તેનો તેણીએ તુરતજ વીચાર કીધો. વીચાર કરતાં તેણીને ઘણો વખત લાગ્યો નહી. તે તેના સેવટ ઉપર આવી, અને સેવટ ઉપર આવતાંજ ધીમે કદમે ઓરડાનું બારણું ઉઘાડી, બેહરામશાહને આ ખબર કહેવા દોડી.

"એક ખુશીની ખબર કેહવા હું આવીછ સાહેબ." મીસ બાલફૂર બેહરાંમશાહની આગલ જઇ કહેવા લાગી. "મીસીસ બેહરાંમશાહ હુશીયાર થયાંછ, અને થોડું થોડું બોલેછ."

"બોલેછ?" બેહરાંમશાહ અજબ થઇ બોલ્યા. "તેં સાંભલયું?"

"નહી સાહેબ." મીસ બાલફૂરે જવાબ દીધો. "મે તેવનુંને કાંઇ બબડતાં સાંભલીયાં———

"પણ શું સાંભલ્યું?"

"અસલ વાત એમ છે કે.———

૮

"મો-હૅગ-છટ! તેવન શું બોલીયાં તે કેહની?"

"કાંઇજ નહી." મીસ બાલફુરે ઠંડે પેટે જવાબ દીધો, અને બેહરાંમશાહ ઉસકેરાઇ જવા લાગ્યા.

"મીસ બાલફુર, બાંનુબઇને તમે શું બોલતાં સાંભલીયાં?"

"કાંઇજ નહી સાહેબ. તેવન કાંઇ બોલીયાં ખરાં, પણ તે મારા સાંભલવામાં બરાબર આયું નહી. જેવાં તેવન બોલવા લાગાં, તેવીજ એ ખબર તમુને હું જણાવવા હીંયાં આવી."

"તાહારે તેવન શું બોલીયાં તે તારે કાંને પડયું નથી. ચાલો ચાલો હું પોતે આયો."

મીસ બાલફુર આ ખબર પોતાના શેઠને આપી પોતે સટકી ગઇ, અને બેહરાંમશાહ બાંનુની પાસે ઉતાવલે કદમે ચાલ્યા. બંને ધણી ધણીઆણી વચ્ચે શું વાત ચાત થઇ, તે જણાવવાની આ જગા નથી.

તે દહાડાથી દીલાવરની બાંનુની તબીયતમાં રોજ બરોજ સુધારો થતો ગયો. પેલો ઉંડો જખમ ઝડપથી રૂઝાતો ગયો. તેવનની ગુમ થાએલી સઘલી શકતીઓ આપોઆપ સુધરતી ગઇ. બેહરાંમશાહ રોજ કલાકના કલાક સુધી પોતાની ધણીઆણીના બીછાંણા આગલ બેસી, ખબર અંતર કહાડવા લાગ્યા, અને મીસ બાલફુર 'સસેકા તીન પાંઉ,' જેવો વેશ ધારણ કરી, કાંઇ જાણુતીજ નહી હોય, તેમ શેઠાણીની મહાવજત, વાહાલ અને પ્રીતથી કરવા લાગી.

પણ બાંનુ? તેનુ શું?

જયારે દીલાવરની બાંનુ બીલકુલ સાજી થઇ, ત્યારે તેણીની આગલી ખુશી અને ખુરમી, તેણીનો આગલો દોર અને દમામ, તેણીનાં આગલાં નાંજ નખરાં, અને શોખ, એ સરવે તેણીએ તજી દીધાં. એશ અને આરાંમ તેણીને કડવાં ઝેર સમાન લાગ્યાં. દુનીયાંની મોજ અને મજાહ, તેણીને મન તેના દુશમન દેખાવા લાગ્યાં, અને એકાંતવાસમાજ તે પોતાની જીંદગીનુ તમામ સુખ સમજવા લાગી.

## પ્રકરણ ૧૮ મું.

### પારસીનું વેલાતી વાજું !

"મીઠાં માએ ડીયર, મરેરે ! આએ તારી નવી સારી કેવી સોભી રેહીછ ! કેવી મજેહની લાગેછ ! અને એ પેહરીને જાહારે તું ઓરડામાં ફરેછ તાહારે જાંને નરી પરી જેવી લાગેછ જો !"

"અરે મરેરે ! વરી હું પરી જેવીબી લાગી કે ? જા જા સુનાઇ, તુંને સીપલી થવાની ટેપ છે, તે હું કાંહાં નથી જાનતી ? એ સારી તો જી ભરાયા મારા બાવા ખાસ મારાં વરસને સારૂંજ લાવા ! તુંબી અમથી સીપલી થતી ! 'ને વરી તારો બપકો તે શું કમતી છે ? સુનાઇ, સાચ્ચું કેહુંછ, ટેબલ ઉપર બધ્ધા માટીડા તુનેજ ટીકાયા કરતા 'તા ! અને પેલા સોલીબઇ સોલીસીટર, બમરાની ફાંની તારાં ઉપરજ બમીયા કરતા 'તા."

"તે બચારો મારી ઉપર આહો અછો થતો 'તો ખરો, પણ મીઠાંમાએ, તેનો ડાલો તો પેલાં ખોબરાંબઇમાં ખોબાગો તો." સુનાઇ સીપુલીએ જવાબ દીધો. "પણ મીઠાં, હવે બાવાજીના ઘેરપર જેમ બને તેમ જલદી 'મીઠો ગારો' મુકી સાસરે વધો. આએ તેતરીસ તો તુંને પુરાં થયાં !"

"નહીરે શીરીનુ ! અરે શું ગણુતી કરેછ ? " મીઠાં જરા છછણી પડી બોલી. "હજુ તો મને બતરીસમું* 'વાકીંગ' છે, અને 'તેતરીસમું' 'સીટીંગ' થશે ! પણ સબર સબર ! પગ તલે બરે, ને લંકા હોલવવા કાંહાં ચાલી ! પાતરીસ વરસની ઉરસા જેવી વધી ગેઇ, ને હજી બચારી ઘરડી માસને માથે પરી રેહીછ, તેની વાત તો કરતી નથી, ને મને શીખામણ દેવા આવીછ."

---

* બતરીસમુ વરશ ચાલે છે (વૉકીંગ !) અને તેતરીસમું બેસવાનુંછે (સીટીંગ !) એમ જણાવવાની મતલબથી છાલકી મીઠાંએ પોતાની ઇંગ્રેજી કેળવણીનો ઉપયોગ કીધો હતો.

"મીઠાં, તું એમ બચ્ચાંની કાંની છેરાઇના પર!" સીપલીબાઇએ પોતાની સખીને મનાવી. "તુને બતરીસમું પુરૂં થઇ, તેતરીસમું બેઠું, અને મને પાંતરીસમું પુરૂં થઇ છતરીસમું બેસવાનું છે! મુવાં સારાં નરસાં જોતાં વરસોની ભંમ ભરાઇ ગેઇ,ને બોલ બોલતાં હવે બાલ સફેદ થવા માંડસે. તોબી આપરે તો આજકાલની છોકરીઓમાંજ ગનાવાનો દાવો કરવો હોકે?"

"મનેબી એજ ફકર છે. પણ સુંના, શું હું બતરીસ વરસની લાગુછ? આપરે તો બાવીસમું ચાલેચ, એમજ બધાં આગલ અડાવતાં જઇએછ, અને કોઇ ટપકો માગેછ, તો મારા માય કેહછ, કે કોઇ કાજની કરનારી લેઇ ગેઇતી, તે તેને ઓબાવી નાખીગો."

"લે. તેમાં તેં નવું તે શું કેહું. બતરીસ ને બાવીસ વચ્ચે ફરક કેટલો? દસજ વરસનો કેની! મને તો બા પાંચ પાંચ વરસે એકએક વરસ ઉગેછ!" સીપલી બોલી. "હું તો આજ કાલની છોકરી કેહવાઉ?"

"અરે મારૂં તો થઇ જતું 'તુરે,! પણ નાપાક સેતાંન પર લીવાંનત પરે, તે સેતાંન ચરઓ થઇ ગીઓ." મીઠાં બોલી. "પેલા કેહ તેમ લગનમા વધન પડીયાં."

"મરેરે! એમબી વલી થયું કે?" સીપલી અજબ થઇ બોલી. "પણ, તે વલી કોણ?"

"કોણ? વલી મારા બાવાનો અધીપતી!" મીઠાં બોલી. "દાદી દીલાવર! જેની માણસ ધારેછ કંઇ, ને ખુદા કરેછ કંઇ! વાતચીત કરવાનું બધ્ધું નક્કી થયું 'તું, તેટલાં જોયું કેની કેવો બનાવ બનીઓ તે?"

"એમ કે! બેજનજી ભંમભંમે છટકું તો ઠીક માંડલું 'તું, પણ ઉંદર છટકી ગીયો!" સીપલીએ મશકરી કીધી. "પણ ખરાર જો! આપરે તો હીંયાં બેઠાંછ, ને પેલાં લોકો તાંહાં શું કરીયા કરેછ?"

આ વાતચીત ચાલતી હતી, તેવામાં, 'બામદાદ'ના માલેક મી૦ બેજનજી ભંમભંમ, સોલીબઇ સોલીસીટર, જસી ડીયર, મંનચી મરધો,

મીસ ટાએલાંબઇ મીસીસ ટચક્ષંબઇ અને મીસીસ ખોખરાંબઈ વાગેરે બેજનજી બંમબંમનાં પરોણાંઓ દીવાંનખાંનામા દાખલ થયાં.

આ હાઉસનં ઓઉસનનો લંબાંન હેવાલ આપી લાંબુ કરવા કરતાં એટલુજ કેહવું બસ થશે, કે જેવાં આ હાલીમવાલી કંમપનીના સભાસદોના નામો હતાં, તેવાંજ તેમના કાંમો હતાં. બામદાદના માલેકની આ માનીતી કંમપનીની 'કૅમીટી' જયારેબી 'બેજુબા' ને ત્યાં, કે કોઇનેબી ત્યાં ભુલી પડતી, ત્યારે નીંદાના બજારમા, નીરદોશોની કમબખતીના મોહટા સોદા થતા હતાં.

ખોડખાંપણુના ભરેલાંઓજ હંમેશાં બીજાંઓની ખામીઓ શોધી કાહાડવામા જરાબી કચાસ કરતાં નથી. પોતે સતરસો એબથી ભરેલાં હોવા છતાં, નીરદોશોની એબો જાણુવા તેઓ અનેક ગપસપ ઉભી કરવા ચુકતા નથી. કમલાના દરદીઓને બધું પીલુંજ દેખાય છે! પણુ સબર! મારી વાત લાંબી થઇ જશે.

ખોખરાંબઇની ખુબસુરતી ઉપર પેલા સોલીભઇ અછો એછો થતા હતા. સુનઇ સીપલીની ખાટી મીઠી મતલબ આ અઘોર વકીલને પોતાની જાલમા પકડવાની હતી ખરી, પણુ વકીલની નજર ખોખરાંબઇમા ખોંબાએલી હોવાથી, તેવન ખોખરાંબઇને પોતાની ચાલાકીના ખેસો દેખાડવા રોકાયા હતા.

મંનચી મરઘાના ધણીઆણી ખોખરાંબઇ સાથ સોલીભઇ વાતે લાગ્યા હતા, પણુ સીપલી સુનઇથા તે દેખી શકાયું નહી. પા કલાકની વાત પર ખાંનાની ટેબલ ઉપર સોલીભઇ સાથ તેણીને થાએલી મીતરાચારી ઉપરથી સુનઇ સીપલી પોતાના બવાશ માટે તરેહવાર અટકલ કરવાં પડી હતી. પણુ હવે ખોખરાંબઇ ઉપર સોલીભઇને ભમતો જોઇ, સુનઇ સીપલી જદેખી પડી જવા લાગી. સુનઇની આ તાંન તોડ મીઠાં તુરતજ સમજી ગેઇ, પણુ સુનઇ મીઠાંના કાંનમા કંઇબી ફુંક મારે, તે આગમજ બેજનજી બંમબંમ બોલ્યા:—

"દીકરી મીઠાં, તારૂં કંઇ નવું 'મ્યુઝીક' ચલાવની? કંઇ ગા દીકરા!"

"હા, હું ગાઉં, ને તમે બધાં ટાહેલ્લાં કરો." મીઠાંએ જવાબ દીધો.

"વારૂ તાહારે ગાતી નહી, તો કંઇ વગાડ?"

"લેવો! તેઓ વરી તેજ. હું વગાડું ને તમે બધાં સાહેરી જાવો! હું તમારી ગત સમજુછ."

"પણ એજુબા, જીભરાઇ તમારી મીઠાં આટલું બધું મઝેનું ગાએછ, તે તેના ગાયનની તારીફ તમારાં નુસમાં કાંય નહી છપાવતાં." ટચકાંબાઇએ ટચ મારી. "મરેરે! કેહજે આજે તો બધા છોકરાઓ ગાતી વગાડતીજ છોકરી માગેછ! તમે માનસો એજુબા, મારે ભોંએતરીએ પેલી ધનબઇ ધાનાજીરું રેહછ, તે બચારી ભાડું તો ભરેછ, સાત રૂપડી, અને દીકરીને 'પેંનડાપાત' શીખવેછ!"

"ટચકાં માએ, તમે સો ટચની વાત કીધી હં!" મંનુચી મરશો બોલ્યો. આજે ઘેરે ઘેર પીયાંનો ને હારમોનીયમ થઇ ગીવાંછ. નખ્ખોદના ગેયલાંઓ કુતરાંના ભેજા ખાતાં હોસે કે શું, તે આખો તખત પેં-પું—પેં-પું કરી માથું ભેજું ખાઇ જાએછ! સેહજ સાજ હોય તો સમજીયાં. એજુબા, તમારાં પેપરમા એ બાબદ ઉપર સખત લખાંન થવાં જોઇએ."

"અરે પણ એવનનો અધીપતી તો ગાયનની સખત તરફદારીમાં છે." સોલીભઇએ જવાબ દીધો. "તાહારે વીરૂધ લખાંન કેમ કરે?"

"શાંની તરફદારી! વગાડવાની કે ગાવાની તરફદારી? સુનઇ સીપલીએ સવાલ કીધો.

"ગાવાની તરફદારી." સોલીભઇએ જવાબ દીધો. "હું કોઇનીબી ઉલટ તોડી પાડવા માંગતો નથી. પણ એ ગાયનના હુંનર સંબંધી આપરા લોકની ઉલટ સારે રસ્તે વપરાય એવી મારી ખુશી છે. આજે ખોટી તારીફ કરવી, અને 'મસકો લગાડવો' એ અહસ્યપણું ગણાયછ. હું તેને ઠગ વીદીયા સમજુંછ. આજે આપરાં લોક ઘનું કરીને, કોઇબી હુંનર, હુંનરને ખાતર શીખતાં નથી, પણ વડાઇને ખાતર શીખેછ! કોઇબી

હુંનરમા પુરેપુરી કાબેલીયત મેલવી કાબેલ થવા માંગતાં નથી, પણ ફકત કાબેલ છે, એવું બાહારથી દેખાડવાનું ડોલ ઘાલવા ખાતરે, હુંનર શીખેછ. માફ કરજો બાંનુઓ, હું કંઇ તમારે સારૂં કેહતો નથી, પણ ઘનું કરીને એવોજ મામલો આપરાં લોકમા આજ કાલ ચાલી રેલોછ."

"એ તો ટપલો મારી સાહેબજી કરવા જેવી વાત તમે કરોછ સોલીબઇ!" ટચકાંબઇએ નાખનુ ટીચકું ચહડાવી જવાબ દીધો.

"એ તો બા મખમલની તોપી છે! જેને બરોબર આવે, તે પેહડી લીએ!" સોલીબઇએ ખુલાસો કીધો.

"મને સમજ નથી પરતી, કે પારસી બાંનુઓ ગાવા કરતાં વગાડવાનુ શા કારણ વધારે પસંદ કરેછ?" જસી ડીયરે સોલીબઇને પુછ્યું.

"ખરી વાત તો એ છે, કે વગાડવા કરતાં ગાવું મુશકીલ છે." સોલીબઇએ જવાબ દીધો. "જોકે વગાડવાનું કાંમબી ખાસ વખાણવું તો જોઇએ, પણ જેટલા લાભ ગાવાથી થાયછ, તેટલા વગાડવાથી થતા નથી."

"તાહારે તો એ લાભ અને ગેરલાભથી લોકોને ખબરદાર કરવાનુ કાંમ, બેજુબા, તમારા અધીપતીને લાએકનુ છે." મંનચીએ ઇશારો કીધો.

"અરે પણ તેજ બીચારો વઘનમા પડીગોછ." બેજનજી બંમબંમે જવાબ દીધો. "મારાં બામદાદની મને મોહટી ફીકર પડીછ. દાદીએ પેહલી તારીખથી પોતાનુ રાજીનામું મોકલી આપીયું, અને તેના રાજીનામાની ખબર ઑફીસમા ફેલાતાંજ, નખ્ખોદ ગીયાં કુકટાઓ પગાર વધારવા નીકરી પડીયા. પેલો સબ એડીટર ચકી, જેના નાખપરથી માખ ઉડતી'તી નહી,—તે દોહોડસો રૂપીઆનો પગાર માગેછ! પણ એ વાત રેહી." શેઠીઆઓ જરા જરા આઇસકરીમ લેશો! બોખરાંબઇ કેમ જરા આઇસકરીમ લેશો કે?"

"આઇસક્રીમ! ઓવઇરે માઆઆએ!" બોખરાંબઇએ નખરૂં કીધું, અને સોલીબઇનું જીગર ફાટી ગીયુ! "મારા તો દાંતજ નીકરી પડે! રાત પરી આઇસક્રીમ શું બરીયુંછ!"

"વારૂં તારે કૉફી——

"કાફી——નહીજી! માફ કરો! રાતે કાફી પીવાએ, તો પછી મુઇ ઉંઘજ નહી આવે, તો કાંહાં મરૂ? મારા મંનચીનેબી કાફી તો ગમે નહી."

"અરે, તાંહાં જુવો! પેલા મંનચેરજી મરઘા, દસ વાગામાં તો ફુરપઝરનમા બ્યચારા પરીવાછ!" સુનઇ સીપલીએ ખોખરાંબઇનું ગેરવવા ઠેકડી કીધો.

"એમ કે પેપરમીટબઇ!" મંનચી મરઘાએ તુરતજ ઝબકીને જવાબ દીધો. "મારાં જેવા એક મારગીને જોઇ તમારી મદઇના જીવને ચટપટ થઇ કે? તમારાં જેવાં કાચ્ચાં કુમારાં ડોસાંઓને રાજી રાખતાં મને આવરતું નથી! આજના વખતમા જે ઘણો પતપતારો કરે, તે તમારાં જેવાં બઇરાંનો ઘણો ચાતીલો થઇ પડે! આપરે બા તેવાં પતપતીઆં નથી."

"તાહારે બીજાં કોણ પતપતીઆં છે?" સુનઇ સોલીને સંમજાવવા બોલી, અને ખોખરાંબઇ મંનચી ઉપર ચીરડાઇ ગયાં.

"તાહારે તમારો ઉંઘાવાનો વખત થયો હોસે મંનચીબા." મીઠાંએ કેહ્યું.

"હું એમ ધારૂંછ." મંનચીએ જવાબ દીધો. "એ તો મારા જેવા વગર સુધરેલાઓ રોજ રાતના સકકારા ઘોંટાઇ જાએ, અને સહવારના પોહોરમાં સકકારા ઉઠે. તમારાં જેવાં સુધરેલાંઓ, આંઠ વાગા વેર ખાટલા ભાંજી અડાઇ ને ઘોંટાઇ રેહ! હમારી ને તમારી સરખામણી કંઇ થાય વારૂ?"

લે ચાલો, તાહારે મંનચેરજી શેઠ, હવે વધારે ઉજાગરો કરવો સારો નથી." બેજુબાએ પોતાના પરોણાની નેહરીલ બરખાસત કરતાં કેહ્યું. "શેઠીઆઓ, સોધારવા આગમજ ટેબલ ઉપર કાફી તઇયાર છે, તે પીવા ચાલશો."

"સરતનલી!" જસી ડીયર બોલી ઉઠયો.

"ચાલો ચાલો, કૉફી પીઇ લઇએ." સુનઇ સીપલી નખરાં કરી બોલી. "મી૦ સોલીબઇ, ચાલશો કે?"

"નહી સુનઇ! ખોખરાંબઇના પગમા ઝઝણી ભરાઇછ, તેથી હુ તેવને સાથ હીંયાંજ બેસુછ!" સોલીસીટરે જવાબ દીધો. "હમારે સાંરૂં બે કપ તમે હીંયાં મોકલાવશો ?"

"વીથ પ્લેઝર." મીઠાં બોલી.

"જોયું કે ની!" સુનઇએ મીઠાંના કાંનમા જતાં જતાં ફુંકુ મારી. "એ એને એખલી પડવા દેતોજ નથી, એ વલી કેઇ જાતનુ વકીલાતપણું હોસે!"

દીવાંનખાંનામાથી સઘલાં ઉઠી ટેબલ ઉપર કાફી પીવા ગયાં, અને દીવાંનખાંનુ જેવું ખાલી પડ્યું, કે ખોખરાંબઇ, વીચાર અને વમાસણમાં પડી બોલ્યા:—

"તમે મારૂં મન ડગમગતું કરી નાખીયુંછ સોલીભઇ! તમારે જે ખુલાસો કરવો હોય, તે ઝટ ને પટ બોલી દેઓ. એ લોકને કાફી પીઇ પાછ ફરતાં વાર નહી લાગશે."

"વાત જરા લંબાંન છે, અને એકદમ પુરી થાય એમ નથી." સોલીએ જવાબ દીધો. "તમારો વર થતો, જેવો બાહારથી ઠંડુ માતલું દેખાયછ, તેવો તે અંદરથી નથી!"

"એટલે?" ખોખરાંબઇ ડોલા ફેરવી બોલ્યાં.

"એ એટલે ઓટલો! તમે નહી સમજો તેને હું શું કરૂં? કેહવત છે, કે પતાલ પાણી ચલાવનાર હંમેશાં મોરી કોરડી રાખેછ."

"એમ! હમણાં હમણાં કંઇ એવન ઘણાજ બદલાએલા લાગેછ ખરા!" ખોખરાંબઇનો વીચાર ડગમગવા લાગ્યો. "મારા વર એવા કેહયાગરા છે, કે ઉઠ કેહુ તો ઉઠે, અને બેસ કેહુ તો બેસે! મકદુર શું, કે મારા સખુનથી જરાબી આડા જાએ, પણ—"

"એ પણ ને બણ—અરરરરર, પેલાં લોક આયાં!" સોલીએ ખાલી ધાંધલ કીધી, અને ખોખરાંબઇ ગભરાઇને અધીરાં પડી દીવાંનખાંનાની બાહાર જોવા લાગ્યાં.

"નહી! નહી!" ખોખરાંબઇએ ખાતરી કરી કેહ્યું. "હજુ તો કાંરી પીએછ. પણ તાહારે, તમારી વાત તો અધુરીજ——

"અરરરર! તમે એમ નાદાંન કેમ બનોછ?" સોલી બોલ્યો. "આએ જગા કંઇ ખાનગી વાત કરવાની છે? અરે હું તમુને તમારી નજરે નજર તમારા વરની બેવકુફાઇનો ખેલ દેખાડવા માગુછ. હવે ટુકમા પતાવી દેઓ. હું તે વાત જાનુછ! તમે તે વાત જાનવા માગોછ?"

"જી હા!" ખોખરાંબઇએ જવાબ દીધો.

"તમે આપરી વચ્ચે થએલી વાત બીલકુલ છુપી રાખશો?" સોલીએ કેહ્યું.

"શું મારા મંનચીનેબી નહી કેહઉ?"

"અરે ભલાં મનખ, નકામો વખત જાએછને? મંનચીની તો મોહોકાંણુ છે, અને વલી તેને શાંનુ કેહવા માગોછ? અરે પાહાડ ફાટે એવી બેવકુફાઇ——.

"વારૂં ચાલો, તાહારે હું તેવનનેબી નહી કેહવસ." ખોખરાંબઇએ ખાતરી આપી:

""જો એમજ હોય, તો કાલે બપોરે બે વાગે તમે મને એસ્પ્લનેડ ક્રાફર્ડ મારકીટ આગલ મલશો?" સોલીએ અચકાઇ અચકાઇ પુછ્યું.

"કાલે બપોરના?"

"હા! કાલેજ! કેમકે પરમ દાહાડે તો મને ફુરસદ નથી. પરમ દહાડે સેશનમાં રૂસ્તમ જાબુલીનો કેસ છે."

"કેટલે વાગે?"

"બરાબર દોહોડ—સ્ટેનડરડ ટાઇમ નહી હો કે? મુંબઇના દોહોડ વાગે! હું મારી ગાડી લેઇ આવસ, ને પછી જુવો, કે તમારા ધણીની બેવકુફાઇ અને બેવફાઇનો ખેલ, હું તમુને કેવો નજરે નજર દેખાડુંછ. અરે એક કલાકમા હું તમારી ખાતરી કરી——

"હું આવસ સોલીભઇ હું, જરૂર આવસ." ખોખરાંબઇ ખોખરી થઇ જઇ બોલ્યાં. "તમે મને જરૂર મલજો. એ નખ્ખોદ ગીયાનો મને ઘાટ ઘડવોજ પરશે: જોયું કેની, આજે મારાં દેખતાં પેલી કુકડી સુનઇ સાથ કેટલો લવારો કીધો તે?"

"હા, હા!" સોલીએ સુરંગ મેલી. "કંઇ લવારોજ મોહાંને ઘણો હોવો જોઇએ! તમારા જેવી ભલી, તમારા જેવી ભોલી, અને તમારા જેવી ખુબસુરત ઓરત તરફ કેટલી બેદરકારી! જોયું કેની? જાણે સુનઇ તે કોઇ આસમાન પરથી ઉતરી આવી હોય! અરે તમારા જેવી ખુબસુરત, અને લાએકીવારી બઇરી મને મલતે, તો તેને મારી ધાંટીમાંનો જીવ બી હું આપતે! લેવો, કૉફી આવી. તમે જાણે કંઇ જાણતાંજ નથી, એમ દેખાડજો હો કે! નહી તો છાવો— સાચ્ચું કેહુછ, ખોખરાંબઇ, હું તમારી તારીફ નથી કરતો, પણ—પણ—

"વલી શું યાદ આયું? બોલોની બોલોની સોલીભઇ?" ખોખરાંબઇ સોલીની તારીફથી ફુલી જઇ, હસતે મોહોડે બોલ્યાં.

"એ તો સરજતની વાત છે." સોલીએ જવાબ દીધો. "તમારે સારૂજ હું બોલતો 'તો, કે તમે જો કુમારાં હોતે, તો હું જરૂર તમારી સાથ પરણી જતે?"

"તમે તો જાંને ચરી ગીયાછ સોલીભઇ!" ખોખરાંબઇ જરા ટીખ્ખાં થઇ બોલ્યાં. "કંઈ હોસ રાખો!"

ચાલો, ચાલો 'અખારા કરો!" સોલી બોલ્યો. "કાફી આવી! ને લેવો, તમારા મરઘાજીબી આયા."

"ખબરદાર! સોલીભઇ, મારા મંનચીને એમ બોલવાનો તમુને——

ખોખરાંબઇ વધારે બોલે તે આગમજ મંનચી મરઘી, બે હાથમાં બે કાફીના કપ લેઇ દીવાંનખાંનામા દાખલ થયો, અને તેજ વખતે સોલીભઇ બોલ્યો.

"ચાલો, બસ કરો! તેવન આયા! છાવો એવો છે, કે તરતજ પામી જશે, અને બાજી બધી ફેરવઇ જશે."

"આવો મીસતર મંનચી! આઇ સે મંનચી બા! તમારા મીસીસને શું પગમા ઝઝણી અવવાની કંઇ ટેપ છે? હજી એવનની ઝઝણી પુરી થતીજ નથી?"

"જરાબી નહી?" મંનચી બોલ્યો. "પણ હમણા કેમ છે, ડીયર?"

"નહી જરા પવનનો બુક પકરી આયો તો—" બોખરાંબઇએ અનમનીયો જવાબ દેઇ કાફીનું કપ લીધું.

"ગાડી મંગાઉ?" બેજુબાએ પુછયું.

"અંઇ આવો મંનચી." બોખરાંબઇએ મોહટે સાદે પોતાના કેળાગરા વરને તેડયા. "મને જરા તમારો હાથ આપો તો? સાંભરોછ કે? કાંનમા કલઇ તો નથી—

"નહીરે ડીયર, હું જરા સુનઇ સીપલી સાથે——

"લે ચાલો. બેજુબા હમુને રજા આપશોજી?"

"ખુશીથી."

"હમે રજા લેઇએછ બેજુબા."

"વેહલાં પધારો."

અને મોડી રાતે આપરૂં આ વેલાતી વાજું એક બીજાને મલી ભેટી છુટું પડયું.



## પ્રકરણ ૧૯ મું.

### તાતેલો તવાથો !

બીજે દાહાડે બંપોરના બે વાગે, તે આગમજ તો ખોખરાંબઇએ પોતાના માનીતા અને કેલ્લાગરા વરની ઉપર ઝાડના ઝાડ તોડી પાડવામાં જરાબી કસુર કીધી નહી. સોન્નાંબઇ સોલીસીટરે ખોખરાંબઇની નાર આબાદ એવી તો પકડી હતી, કે તેથી ખોખરાંબઇના દરદની તેને પુરેપુરી ખબર પડી ગઇ, અને તે ઉપરથી દરદીને જોઇતી દવા આપવામા, તેણે પોતાની ચબરાકી અને ચાલાકીનો પુરેપુરો, છુટથી ઉપ્યોગ કીધો હતો.

અને તે દવાની અસરબી આબાદ તેવીજ રીતે થઇ ગઇ. ખોખરાંબઇનુ વેહમનુ દરદ, સોલીબઇની દવાથી એવું તો ઉભરી નીકલ્યું, કે ઝટપટ તેવને સોલીબઇના હાથમા પોતાના કેસનો પુરેપુરો 'ચાર્જ' આપી દીધો, અને એ રીતે આ કેલવાએલા કાયદા શાસ્ત્રી-નાડી વૈદે-એક વેહમી ઓરતના જીગરમાં, તેના ધણી તરફ વેહમના જાલમ દરદનું ભડકું સલગાવી, પોતાની પાપી ધારણામા એટલે સુધી તો તે ફાવી ગયો, કે પેલી અક્કલહીણ ઓરતે પોતાના વેહમના જોશમા, સોલીબાઇ સાથે બીજે દીવસે બે વાગે તે જ્યાંબી લેઇ જાએ, ત્યાં જવા માટે 'ઍપોઇન્ટમૅન્ટ' વટીક કીધું.

તે ઍપોઇન્ટમૅન્ટ ખાનગી રખાવવાની સોલીબાઇએ ખાસ સાહવચેતી લીધી હતી, અને તેમ કરવા માટે ખોખરાંબઇ પાસ તેને કબુલાત પણ લીધી હતી, કે મંનચાંને તે વીશે કાંઇબી ખબર પડવા દેવી નહીં.

અલબતાં, ઇનસાફને ખાતર કહેવું જરૂરનું છે, કે ખોખરાંબઇ ખુબસુરત તો હતાં, પણ જેટલાં ખુબસુરત હતાં, તેટલાં તેવન ઠાવકાં અને ઠરેલ નહી હતાં. અને તેમ નહી હોવાની મોહકાંણમાંજ સોલીબઇની ચબરાકીનાં તેવન ભોગ થઇ પડયાં હતાં.

પણ જે 'ઍપોઇન્ટમૅન્ટ' તેવને સોલીબઇને મલેવા માટે કીધું હતું, તે શા માટે હતું?

તે હું કાંઇ જાણુતો નથી. પણ મોહટા મોહટા મહાંન કવીઓ, બઇરાંઓ વાશે કેહી ગયા છે, કે બઇરાંઓમા બીજી કોઇબી લાગણીઓ કરતાં, વેહમ અને અદેખાઇની લાગણીઓ જરા વધારે ધારદાર અને તેજ હોય છે, અને તેથીજ તે જરાજરામાં 'ધાસલેટ'ના તેલની મીસાલ સેહજ ચીંગારી લાગતાં સળગી ઉઠે છે.

સોલીભઇ શીખેલો, ભણેલો, અને કેલવાએલો હતો, અને તેથી તે બઇરાંઓના ખવાસના ગુણદોષના અભ્યાસનો શોખીન હોવાથી, આ બીના તે જાણતો હતો, અને તેથી તેણે એ અખતરો ખુબસુરત ખોખરાંબઇ ઉપર અજમાવ્યો હતો ! તેણે એક પરણી ઓરતના જીગરમા, તેના ધણી તરફ વેહમ અને અદેખાઇનું ભડકું સલગાવી મેલ્યું હતું. એ ભડકાંની અગંન, તે નબલાં મગજવાલી ઓરતથી સાંખી શકાઇ નહી. તેણીએ પોતાના ધણીની બેવફાઇ પકડવા, તેની ફજેતી કરવા, અને પોતાના વેહમને દુર કરવાની મતલબથી, સોલી ભાઇને 'અૅપૉઇન્ટમેંન્ટ' આપ્યુ હતું. તે 'અૅપૉઇમેન્ટંન્ટ' ખોખરાંબઇને ગન બીલકુલ નીરદોશ હતું. કેમકે સોલીભાઇને, તે એક માતબર કેલવાયલા, ભણેલા, અને તે ઉપરાંત સોલીસીટર સમજી, તેવનના બોલવાને તમામ રાસ્ત, અને તમામ ભલું ગણુતી હતી. તે, અૅપૉઇન્ટમેંન્ટ માંગવામાં સોલીભાઇની ખરી મતલબ શું હતી, તે નીરદોશ ખોખરાંબાઇને કાંઇબી ખબર હતી નહી.

પણ એ અૅપૉઇંન્ટમેંન્ટની બાબદ લંબાવવાની જરૂર નથી. સોલી ભાઇ જેવાં કાલાં મેંઢાં, સંસાર મંડલમાં થોડાં કે ઘણાં પ્રમાણમાં દરેક કોમમા હોયછે, એમા તો શક નથીજ. પણ મજકુર 'અૅપૉઇન્ટમેંન્ટ' કરવાં ખોખરાંબઇને શા સબબોસર ફરજ પડી હતી, તે વાંચનારને જણાવવાની જરૂર તો છેજ.

* * * *

"ડીયર ! એ વલી તારી દાર વસનઇ કેમ ગઇ ?" મંનચીએ ઘેર પુગતાંજ પોતાની બઇરીને પ્યારથી સવાલ કીધો. "ખાઇ પીઇને રડું મારી સોખને !" તેમ, ખાઇ પીઇને—

"કેમ મુગું નથી રેહેવાતું કે?" ખોખરાંબાઇએ તોપ ફોડી. "પેલી સોપલી શીરીન સાથ તાઇ તાઇ કરી પરવારીયા કે?"

"ઓહો! કેવું છાંણું હુખચવાનું કારણ તો એ દેખું?" મંનચીએ જવાબ દીધો. "શીરીન સાથે, ડીયર, મે તો ફકત બે બોલજ વાત કીધી, પણ તું પેલા સોલીસીટરને પકડી બેઠી, તેનું કંઇ નહીં કે? તારા પગમાં ઝઝણી ભરાઇ, તેની પેહલ્લી ખબર જાણવાનો હક મને, કે તે સોલીસીટરને."

"ઓહો! શું મોહટો બચાવ કીધો!" ખોખરાંબાઇ ખોટું હસી બોલ્યાં. "મને ઝઝણી આવી તેબી તમુને મારે પેહલ્લાં કેહેવું જોઇએ કે? ને મે નહી કહ્યું તેથી તમે મારા દેખતાં કોઇ પારકી પોરી સાથ એટલા બધા નાચીયા કે?"

"પણ તાહારે તેં શું ધોરીયું?" મંનચીએ ગુસ્સે થઇ બુમ પાડી. "પેલા સા— સોલીબાઇને લેઇને કલાકના કલાક બેસી રેહી,. ને કાફી પીવાનીબી તુને ફુરસદ નહી મલી, તે કીયા મોહટા 'કેસ' નું 'કાંનસંન-કુનસુન' ચાલતુ 'તું."

"સોલીભઇ? જાવો જાવો, ફરીથી કોઇનું નામ બોલો, તો મોહોનુ સંભાલીને બોલજો!" ખોખરાંબઇએ સોલીની તરફેણ કીધી. "ચારણી કડવરાંને હીણે! તેમ વલી સાધુનુ ડોલ ઘાલવા નીકલીયાછ!"

"એએએ! કંઇ સુંગારો આવેછ ખરો હો!" મંનચી મનમાં વમાસવા લાગ્યો. "પેલા સા—એ કંઇ ભમાવી હોય એમ લાગેછ!" મારીયા ઠાર! તેમાજ બાઇનો 'ઇસટીમ' ચહડી ગીયોછ!"

"કેવો ફુગલાઇ ગીયો!" મંનચીને વીચારમા પડેલો જોઇ, ખોખરાંબઇ મનમા ગણુતી કરવા લાગી. "અરે સોલીભઇ, તારા તે હું શું ગુણ ગાંઉ! હવે આએ માટીડાને સુધારીને હું ઠેકાણે લાવસ ખરી!"

"ડીયર કેંમ કંઇ——

"ડીયર કોણ મુઇછ?" મંનચીને ખોખરાંએ હવારી ખાધો. "તમે શું શું કારાં ધોરાં કરોછ, તેની મને ખબર પડીછ, સમજ્યાં! તમે એવું મોહોનું લેઇને મારી સાથ પરણવા આયાતા કે?"

"ખોખરાંબઇ, તમે મારૂં સાંભલી લેઓ." મંનચીએ કહ્યું. "તમે ગાંમનાં લોકને ખોખરાં કરવા જતાં, તમુને કોઇએ એહક્યાંતીને ખોખરાં કરી નાખેલાં લાગેછ! મારૂં સાંભલ ડીયર, નેં જરા ઠંડી પડીજો, અને 'સેતાન ડાબો' કર! એ નવી વાત શું છેં! 'ચારણી કડવરૂં'! અને 'સાધુનુ ડોલ!' એ શું! જુવો ડીયર ખોખરાં! તપાસીને કાંમ કરજો હું! 'લેને ગઇ પુત ને ખોઇ આવી ખસંમ,' જેવી વાત નહી થાય, તેનું ધ્યાંન રાખજો?"

"હું મારૂં કાંમ સમજુછ." ખોખરાંએ ટુંકો જવાબ દીધો. "કાલ સાંજ સુધીમા બધું જણાઇ જશે!"

"ઠીક છે!" કાલની સાંજને તો હજી વાર છે, પણ——

"પણ શું? તમે શું નાખને જીભ લગાડોછ કે?" ખોખરાંએ એકદમ તપી જઇ પુછ્યું.

"એટલે?" મંનચી ડઘાઇ જઇ બોલ્યો.

"એટલે? એ ધંધેટઇ કેમ જાવોછ? તતપપ કેમ થઇ ગીયા! એવાં ઉંડા પાણીમા ફરોછ કે?"

"ડીયર, ખોખરાં! જરા ધીરી પડ!" મંનચી નરમ પડી બોલ્યો. "ખુદાને હાજર નાજર જાણી, તેના કસંમ લેઇ કહુંછ, કે હું ઉંડાં પાણીની વાત બીલકુલ જાણુતો નથી. તુંને જેબી કંઇ ખબર પડી હોય, તેનો ખુલાસો કર. હું સોગંદ ખાઇ કહુંછ, કે તારો વેહમ દુર કીધા વગર હું રેહનાર નથી. હું જોઉછ, કે તારો મીજાજ બીલકુલ ઉખડી ગીયોછ, અને તેથી હું તારા મનનું સાંમાધાન કરવા તયાર છેઉ."

"જો તમે ખરાજ સોગંદ પાલનાર હોવો, તો મારાં ગરાં ઉપર હાથ મુકી કહવો, કે હું જે પુછું, તેનો જવાબ તમે સાચ્ચે સાચ્ચો આપશો."

"તારાં ગરાંપર હાથ મુકી કહુછ, કે ખરેખરીજ વાત હું તુને કહવસ." મંનચીએ જવાબ દીધો. "ગાઢી જવાંનીના સોગંદ ઉપર કહુંછ, કે—

“ તાહારે તમેં શું કંઇજ જાણતા નથી મંનચી ?” ખોખરાં બીલકુલ નરમ પડી બોલી. “ “ આવતી કાલે બપોર પછી તન અને ચારની વચ્ચે તમુને કોઇ સાથે કાંઇ ‘ ઍપૉઇન્ટમેંન્ટ ’ છે ? ”

“ આવતી કાલે ? નહી બીલકુલ નહી ? ” મંનચી ગુચવાડામાં પડી બોલ્યો. “ પણ તું ખુલાસો કરી દેની ! વકીલની કાંની આડા તીડા સવાલ શાના કરેછ ? ”

“ રખે પેલા સોલીભઇએ મને દાવપેચમાં લેવાની મતલબથી ભમાવી હોય ? ” ખોખરાં હવે ગુચવાડામાં પડી. “ મંનચી, મારા વાહલા ધણી, હું તારી આગલ બધી વાત ખરેખરી કેહી દેઉછ. પણ એક સરતે, કે તે વાત સાંભલીયા પછી, તું મારી ખાતરી કરી આપે, કે તું નીરદોશ છે.”

“ તેના તો મેં સોગંદ ખાધાછ.” મંનચીએ જવાબ દીધો.

મંનચીના કસમથી ખોખરાંબઇની ખાતરી થઇ, કે સોલીભઇ સાધુના વેશમા ઠગારો હોવો જોઇએ. એવી તેની ખાતરી થતાંજ ખોખરાંબાઇએ પોતાની સાથે તે રાતના સોલીભઇને થએલી સઘલી વાતચીત અને ગોઠવણોનો ખુલાસો કરી, તેઓ વચ્ચે જે “ ઍપૉઇન્ટમૅન્ટ ” થયું હતું, તે ખોખરાં બાઇએ પોતાના ધણીને જણાવી દીધું. એ સાંભલી મંનચીના ગુસ્સાનો પાર રેહ્યો નહી. તે ગુસ્સાથી લાલચોલ થઇ ગયો. સોલીએ કેવી મતલબથી ખોખરાં બાઇ સાથ ‘ ઍપૅાઇન્ટમૅન્ટ ’ કીધું હતું, તે, તે તુરત સમજી ગયો. તેણે તુરતજ કસંમ ઉપર કસંમ ખાઇ પોતાની ધણીઆણીની ખાતરી કીધી, કે તે બીલકુલ નીરદોશ છે. પોતાની ધણીઆણીને આડે રસ્તે દોરવી જનાર, આ સાધુના વેશે સંસાર મંડલમાં ફરતા ઠગારાને સજા કરવાનો તેણે પકકો ઠેડાવ કીધો.

મંનચી જે આજ સુધી પોતાની બઇરીની ધાકધુકમા ચસી વસી રેહો હતો, તેણે પોતીના સંસાર, અને પોતાના ઘરની ઇજજત બચાવવા, એક

ટાગરો રચ્યો. સોલીભઇના ખુંના ખટોલાંની તેને કાંઇક ખબર હોવાથી, તે હીંમત ધરી આ બગધ્યાંનીને ઉઘાડો પાડવા, બાહાર પડયો. આ ઠગારા સાથ કેવી રીતે કાંમ લેવું, તેના નક્કી સેવટ ઉપર તે એકદમ આવી જઇ બોલ્યો:—તાહારે ડીયર જાંન, તમે એ 'ઍપૉઇન્ટમૅન્ટ' રાખજો! હું તમુને અરજ કરૂંછ, કે તમારા ફ્રૅન્ડ સોલીભઇ સોલીસીટરને તમે આપેલું 'ઍપૉઇન્ટમૅન્ટ' કાલ બપોરે પાલજો."

"પણ, તેથી તમે નીરદોશ છેઓ એમ કેવી રીતે તમે સાબેત કરશો?" ખોખરાંએ સવાલ કીધો.

"તેનો હું તુંને ખુલાસો કરસ." મંનચીએ જવાબ દીધો. "એવા ઠગારાઓને ઉઘાડા પાડવામાં આપણુ સંસાર મંડલની સેવા બજાવશું. પણુ એ જરા હીંમતનું કાંમ છે. કેવી રીતે કાંમ લેવું તે હું સમજુછ. તે કાંમમાં અને તારી મદદની મોહટી જરૂર છે. તું જો હીંમત હારી, તો હું મારૂં નીરદોશપણું સાબેત કરી શકનાર નથી. બસ, તું તારૂં આવતી કાલનું 'ઍપૉઇન્ટમૅન્ટ' રાખજે."

"પણુ હું એક-અંજાણ્યા માટીડા સાથ એખલી જાંઉ!" ખોખરાંબઇના સુરા ગગડવા લાગ્યા.

"તેમાં શું છે? માટીડાઓને 'ઍપૉઇન્ટમૅન્ટ' આપવાં, અને 'ઍપૉઇન્ટમૅન્ટ' કરવાં, એ તો આજના સુધરેલા વખતનો સુધારો છે! તમે શું જાણુતાં 'તાં નહીં કે——

"પણુ હું એખલી ને——

"નહી, નહી." મંનચીએ સમજ પાડી. "મારી વાહાલી, તું એખલી જશે, પણુ યાદ રાખ કે બીલકુલ સલામત રેહશે. તારા બાલને પણુ એલજાંમ પુગવા હું દેનાર નથી. તારી અને તે બદમાસની નજરે હું નહી પડસ, પણુ તમો બંનેની પછાડે તો નક્કી રેહવસ! હું શું કરવા માગુંછ,

તે જ્યારે તું જાગશે, ત્યારે મારી ખાતરી છે, કે તું 'ઍપૉઇન્ટમેન્ટ' રાખતા ના પાડશે નહી."

મંનચીએ એ પછી પોતાની ઇજ્જત, અને પોતાના ઘરની સલામતી માટે રચેલો ટાગડો, પોતાની બાઇરીને સમજાવી, કેવી રીતે સોલીમઇ સાથે કામ લેવું, તેનો સઘળો બંદોબસ્ત રાતોરાત તેણે કરી લીધો. ખોખરાંબઇના ધ્યાનમા મંનચીની તમામ હીકમત એકદંમ ઉતરી ગેઇ. તે આવતી કાલનું સોલીમઇને આપેલું 'ઍપૉઇન્ટમેન્ટ' પાલવા તતપર બની રેહી, અને સહવાર પડવાની વાર જોતી, મોડી રાતે નીંદમા પડી.

---

## પ્રકરણ ૨૦ મું.

### એક પ્રકરણ કે જેને મારાથી નાંમ આપી શકાતું નથી!

મંનચી મરઘો હવે સંસાર મંડલની નીતીની તવારીખના તખતા ઉપર, એક એવો ભાગ ભજી બતાવવા તૈયાર થયો છે, કે જેથી, ફકત નાંમ અને બાહારના દેખાવ ઉપરથી ભુલાવો ખાઇ જનારા બગધ્યાંનીઓની ગણુતી ખોટી પડે. આ તો પેલી જગ આશકાર કેહવત પ્રમાણે થયું કે "જાડેસે ડરના નહી—ઔર પતલેસે લડના નહી!" બધા ડરમાથી કાંઇ લેવટા મલતા નથી!"

મંનચી, બાંગડ તો પેહલ્લા નંબરનો હતો. સોલીબઇએ તેના સુખમા ધુલ બરવાની એક નીચ યુકતી રચી હતી. તેમ કરવામા તેણે જે પેહલ્લી ગણુતી કરી હતી, તે મંનચી મરઘાની બાહારની ઢપછપ, અને તેના નામને આભારી હતી! અલબતાં, સોલીભઇ, મંનચીને ભોલો ભટાક સમજીનેજ ખરડેલા પગ ગલીચા ઉપર લેઇ ગયો હતો. તે એમ સમજીયો, કે ખોખરાંબઇ જેવાં ખુબસુરત બાંનુનો, મંનચી જેવો એક કુજરો અને સક્કર ગનડેરીવાલા જેવો ધણી હોવાથી, ખોખરાંબઇને ભમાવી ભંભેરી, તેવન ઉપર તે પોતાની ચબરાકીથી ફાવી જશે. પણુ તેણે ફેંકેલા પાસા ઉલટા પડયા! મંનચી, એક સુધારાવાલા અને કલવાએલા શખ્સને, એ દાવપેચમા કેવી કીસમની રમત રમાડે છે, તે જોવાનું, અને તે જોઇ લેઇને વીચારવાનું કાંમ, દાંનેશમંદ વાંચનારનેંજ હું સોંપું છું.

મંનચીએ પોતાના દાવપેચનો તમામ સાર પોતાની બઇરીને સમજાવી, પોતે સદવારૂં પડતાંજ, ઘરમાંથી નીકલી ગયો.

વાંચનારૂં, જરા સબર કર. આજે દરેક કામમાં બધાં 'ઍટીકેટ' નો સવાલ ઉભો કરેછ! 'ઍટીકેટ' નો ભંગ થતાંજ દોહરૂં થઇ જાએછ! તો મારા જેવો અદના લખનાર 'ઍટીકેટ' નો સવાલ કાંએ નહી ઉઠાવે? વાંચનાર મેહરબાંનો ઉતાવલાં બની વારતાનાં વલાંની બીના એકદમ જાણી લેવા, મારી ઉપર દબાંન કરે, તો તેબી 'ઍટીકેટ' નો ભંગ થાએલો ગણાય!

વાસ્તે મંનચી મરધો કાંહાં ગયો, અને શું ગોઠવણો કરીને તે ઘરમાંથી ગયો, તે અતરે જણાવવાની જરૂર નથી.

પણ બે વાગતાં કાંઇ ઝાજી વાર લાગી નહી. ખોખરાંબઇ જે આગલી રાતના તાતેલા તવાથા જેવાં તાતીને ગરમ થાંઇ ગયાં હતાં, તે હવે બરફ જેવા ઠંડા, અને ઘી જેવાં નરમ બની ગયાં હતાં. તેવન સોલીભઇને હવે દીલથી ધીક્કારવા લાગ્યાં, અને બરાબર બપોરના દોહોડ વાગતાંમાં ઘરમાંથી બાહાર નીકલી 'ઍપાંઇન્ટમેંન્ટ' પ્રમાણે બે વાગા આગમજ કરાફર્ડ માર્કીટના ઓટલા ઉપર, તડકાંમા તપતાં અને તવાતાં જઇને ઉભાં.

"તું મુવોરે નહી ઍપાંઇન્ટમૅન્ટનો કરતો!" ખોખરાં અધીરી પડી મનમાં બોલી. "શું થયું? હજુર ઠેકાણું નહી મલે!"

પણ તેવામાં સામી બાજુથી એક પાલખાં રોકી શીગરાંમ આવી લાગી, અને અંદરથી સોલીભઇ સોલીસીટરે ડોકયું બાહાર કાહાડી, આસપાસ નજર કરી, ખોખરાંબઇને જોઇ બોલ્યાઃ—"હલ્લો! ચાલોની? વાર કોણની જોવોછ? કમ ઇન—કમ—ઇન!"

ઘોડાવાલાંએ કુદી પડી ગાડીનુ બારણું ઉઘાડયું, અને ખોખરાંબઇ જરા લજવાતાં, જરા શરમાતાં, જરા અચકાતાં, ધીમે કદમે 'નહી કંઇ નહી જી! કંઇ નહી જી!—કંઇ નહી જી!' કરતાં ગાડીમા બેઠાં. બારણું તુરતજ બંધ થયું, અને ગાડી સપાટાબંધ ચાલવા માંડી.

ત્રણેક મીનીટ આ ભેદભરી મુસાફરી ગુપચુપ ચાલુ રેહી. અંતે ખોખરાંબઇ માથાં ઉપરની સોડ તાંણી બોલ્યાંઃ—મીસતર સોલીભઇ, આપણને કાંહાં જવુંછ?"

"ખોખરાંબઇ, તમને ઍપાંઇન્ટમૅંટ યાદ રેહ્યું ખરું? હું મકુંજે તને ભુલી જશો?"

"અરે કંઇ ખદાએ ખદાએ કરો!" ખોખરાંબઇએ જવાબ દીધો. "એ વાત કંઇ ભુલી જવાય તેવી છે! એ કંઇ જેવી તેવી વાત છે, સોલીભઇ? પણ સોલીભઇ, આપુંને કાંહાં જવુંછ?"

"જોવેોની ખોખરાંબઇ——પણ—છે તે—આપુંને કંઇ ઘનું લાગે નથી જતું." સોલી લટર પટર જવાબ દેવા લાગ્યો, અને ખોખરાં સમજી જઇ ડોકું હીલાવવા લાગી. "છે તે કરીને, ખેતવાડીની પેલી ગમ, અને તારદેવની એની ગમ! 'પણ ડીયર ખોખરાં—

"સોલીભઇ, જરા સબર કરો!" ખોખરાંબઇ એકદંમ વચમાં બોલી પડી. "તમે ડીયર, બીયર બોલોછ, તે મને ગમતું નથી! હું મારા મંનચીની ડીયર છેઉં. મને 'ડીયર' કેહવાનો બીજાંને શું હક?"

"ઓ માઇ!" સોલી ફુગલાઇ જઇ બોલ્યો." હું સમજીયો! તમે અપમાન લીધું! પણ તમે ભુલોછ. એ તો ઇંગ્રેજીમા એમજ બોલાય! ડીયરનો મીનીંગ તમે કંઇ જુદોજ કરોછ?"

"તમે ગમે તે બોલો, પણ એવું કંઇ ના બોલતા!" ફરીથી ખોખરાં બોલી.

"ખુદા જાણેછ, કે તમુને જરાબી અપમાંન કરવાની મતલબથી હું એમ બોલ્યો નથી." સોલી બોલ્યો. "હું તો મારા ખરા ચાહાથી—

"પણ મરેરે! ખેતવાડી આયું કે નહી?", ખોખરાં બોલી. "કોટમાંથી ખેતવાડી જો તરાંમમા જઇએ તો——

"હું તો તમારાં ભલાં સારૂં આજે ખામખા, મારૂં કોરટનુ કાંમ મુકીને આયોછ." સોલીએ વાત ચલાવી. "તમે જરાં ધીરાં પડો. તમારા મંનચીની તમારી તરફની બેવફાઇ કેવી છે, અને તમારો ધણી થતો કેવાં પતાલ પાણી ચલાવેછ, તે તમુને તમારી નજરે દેખાડવા હું લેઇ જાંઉછ."

આવી કીસમની વાતચીત કરતાં તેઓની ગાડી, નાયગામ તરફના એક એકાંતલત્તા ઉપર જઇ પુગી. ત્યાં એક એકાંત કંમપાઉન્ડમા સોલીભઇએ પોતાની સીગરાંમ લેવાડી, અને તે કંમપાઉન્ડમાં આવેલાં એક નાહલ્લા જેવા બંગલા આગલ તે ઉભી રખાવી. આ બંગલો સોલીભઇનો પોતાનોજ હતો, અને તેના જેવા ઠોલીઆ તેના દોસ્તો, તેનો 'કલબ' તરીકે

ઉપયોગ કરતા હતા. સોલીભાઇ તુરતજ ગાડીમાંથી ઉતરી પડયો, અને ખોખરાંબાઇ પણ તેની પછવાડે બાહાર નીકલી આસપાસ નજર કરવા લાગ્યાં.

"આએ ખેતવાડી કે?"

"નહી, એ તારદેવની પેલી ગમ—

"પણ આંએ કંઇ ખેતવાડી નથી!" ખોખરાંબાઇએ જવાબ દીધો. "એ તો કોઇ નવરી જગા છે? એ તો કોઇ બીજી જગા લાગેછ?"

"લે ચાલો, અડી વાગાછ." સોલીએ પોતાનુ સુંનાનુ ઘડીઆલ જોઇ કહ્યું. "પેલાં લોકો હવે આવી લાગશે, અને તમારો મંનચીમી તેની વાહાલી 'નસીબંન' ની સાથે——

"નસીબંન! નસીબંન કોણ રાંડ?" ખોખરાં અજબ થઇ ડોલા ફાડી બોલી.

"હા હા! નસીબંનુ! વાહાલી નસીબંન! આગલ તો ચાલો!" સોલીએ જવાબ દીધો. "લે ચાલો બાંનુ, આપરે માલ પર જઇ, હૉલમા બેસીએ. તેટલાં ચાહું મી આવશે, અને તમારા ઓવાઇ નંવાઇના મંનચીમી આવી લાગશે."

ખોખરાંબઇએ સોલીની પછવાડે ચાલવા માડયું, અને સોલીભાઇ, બંગલાના માલ ઉપર ખોખરાંબાઇને પોતાની સાથે લઇને ચહડીયા. ઉપર જતાંજ, તેઓ એક નાહના, પણ સારી રીતે 'ફરનીશ્ડ' કીધેલા ઓરડામાં દાખલ થયાં. આ ઓરડામાં ચોપટના પાટીયાં, રમવાના સોટકાં, પાસા, આર્મ-ચેર, વીગેરે કલબને લગતો સામાન ગોઠવેલો હતો. તે ઓરડાંની પડોસમાંજ આવેલા, એક બીજા ઓરડામાં જવા સારૂં, આ ઓરડામાંથી એક બારણું કરેલું હતું. તે ઓરડો કલબનો મેમબરો 'બૅડ-રૂમ' તરીકે વાપરતા હતા. આ કલબનો ખરચ મોહટે ભાગે સોલીભાઇ ચલાવતો હતો, અને પોતે એ કલબનો એક આગેવાન

મેમ્બર હોવાથી, કલબના નોકરો તેને 'મોહટા શેઠ' તરીકે ઓલખીને માન આપતા હતા.

પણ એ મોહટા શેઠ ફકત નામેજ કાંઇ મોહટા નહી હતા! જેવા નામે તેવન મોહટા હતા, તેવા કાંમે પણ મોહટા હતા! આ દુર એકાંતમાં આવો એક બંગલો તેમને ખાસ પોતાની નીચ મતલબ માટેજ રાખ્યો હતો." તેનાં આવાં નીચ કરમોથી, કલબના નોકરો જે રાત દીવસ ત્યાંજ રેહતા હતા, તેઓ કંટાલી ગએલા હોવાથી, તેઓ જો કે બાહારથી આ મોહટા શેઠને, જી સાહેબ! આયો સાહેબ! અને લાયો સાહેબ! કરતા હતા, પણ અંદરથી શેઠનો આટો લસન કરવાની રાત દાહાડો તક જોતા બેઠા હતા.

એવા સંજોગો વચ્ચે સોલીભાઇ બોખરાંબાઇને લેઇને પોતાની કલબમાં, બપોર જેવે નવરે વખતે, દાખલ થયો. તેના નોકરો એક પારસણબાઇ સાથે 'મોહટા શેઠને' આવેલા જોઇ, દાયાં બાયાં થઇ ગયા. અને સોલીભાઇ સોલીસીટર, પોતાના મનની નીચ મતલબમાં બરયો ફાવેલો પોતાને સમજી, મલકાવા લાગ્યો.

પણ બસ—

ઘણુ લંબાન કરવું ઠીક નથી! સબબ? સબબ, "રાત ટુંકી છે—અને કીસ્સો લાંબો છે!"

"બેસો બોખરાંબાઇ!" સોલીએ કહ્યું. "આએ હૉલમાં તમારો મંનચી પોતાની માશુક નસીબંન સાથે આજે સાડા તન વાગે આવનાર છે. આએ બંગલો એના બારીયા ખાંપરીઆ દોસ્તોની કલબ છે! અને એ કલબ, એ લોકે એજ કારણ સર રાખીછ!"

"તમે શું નરમ ઘી જેવી વાત કરોછ સોલીભાઇ!" બોખરાં બોલી. "મારો મંનચી એવો છેજ નહી. પણ ધારો, કે તે તેવો હોય, તો તેમાં મારો શું વાંક? એ તો માટીડા પરીયા! નજરનું બધું ઝર છે!"

"માટીડા તો ખરાબ તો વલી." સોલીએ જવાબ દીધો. "બઇરાંને હડેલીમા ચાંદ દેખાડતાં માટીડાને વાર કેટલી! પણ ધુર નાખી, એવે આડે રસ્તે

કુમારા હોય ને જાએ તો! પણ પરણેલાઓ એવે રસ્તે ઉતરી પડી, પોતાનું જ નખોદ વાલતા નથી, પણ પોતાની સાથે, પોતાના હાથની મરતીના સુખની પાયામાલી કરેછ ! ખોખરાંબઇ, મને તમારી ઘનીજ દયા આવેછ! અરે આજે જે બનાવ હીંયાં બનાર છે, તેની જાહારે મને ખબર પડી, તાહારે મારી છાતી તમારે લીધે ફાટી જવા લાગી ! તમુને હીંયાં લાવવામા જો—"

"પણ સોલીભાઇ, તમારી આંખમા પાણી છે?" ખોખરાં પાછી રમલમા પડી. "તમે મને મેહરબાંની કરી કેહવો, કે આજે હીંયાં શું બનાવ બનનાર છે ? કોઇનું ખુન તો નથી થવાનુ ની ?"

"તાહારે સાંભલો." સોલીએ વાત રસ ઉપર ચહડાવી ખોખરાંને બરોબર રસ્તે ઉતારી. "હમણા કેટલા વાગા ? સવા તીન ! સાડા તીન વાગે મંનચીં અને નસીબંન હીંયાં આવનાર છે. પંદર મીનીટ બાકી છે. હમણા તે લોક આવી લાગતાં હોસે ! વાસતે તે લોકને નજરે જોવાં, આએ પાસેના ઓરડામા આપરે સંતાઇએ ! એ ઓરડાના બારણાં બંધ કરી, આપરે તેમાં ભરાઇ બેસીએ, અને આએ ઓરડામા બનતો બધો તમાશો, હું તમુને ઉપરની તીરકૈસમાંથી દેખાડી આપસ."

"અરે હા ! ચાલો ચાલો ! સોલીભાઇ, તાહારે તો જલદી કરો." ખોખરાંબઇ ચટપટમાં પડી બોલી.

સોલીભઇ આ ખુબસુરત ઓરતને લેઇ પેલા પડોસના ઓરડાંમા દાખલ થયો, અને દરવાજા અંદરથી બંધ કરી, તેને ચાવી લગાડી, પોતાના ખીસાંમા મુકી.

વાંચનાર જાંણે છે કે આ ઓરડો બેડ રૂમ છે. એ ઓરડામા વપરાસ જોગાં ફરનાચરમા અનેક ચીજો વચ્ચે એક મેલાં કપડાંનો કરંનડીઓ હતો, કે જે કલબના વપરાસમા વપરાતા મેલા તુવાલ, નેપકીન અને બીજાં તેવાંજ કપડાં નાખવા માટે વપરાતો હતો.

"હવે ડીયર ખોખરાં, તમે હીંયાં નીરાંતે બેસો !" સોલીભઇ ઓરડાના દરૂવાજા બંધ કરી બોલ્યો.

"તમને ફરીથી કેહુંછ, કે મને ડીયર કરી તમે કેહતા ના." ખોખરાં બોલી.

"તાહારે શું કેહું? ડીયર નહી તો વાહલી ખોખરાં કેહું—

"અરેરે સોલીભઇ, તમારી સુધ કાંહાં ગેઇછ?" ખોખરાં ચીરડાઇને બોલી.

"વાહીલી ખોખરાં, જરા ધીરાં પરો! જરા બેસો—

"પણ બેસીને હું શું કરૂં? હું નથી બેસવાની! તમે મને શું બેસવા અને બેસારવા હીંયાં લાયાછ?" ખોખરાં ઉસકેરાઇ જઇ બોલી. "મારો અંનચી કાંહાં છે? પેલી તેની રાંડ કાંહાં છે? તે લોક હીંયાં આવવાના હતાં, તે કાંહાં છે?"

"હવે એમ તાતા તવાથા જેવાં ના થાવોની બાઇ સાહેબ?" સોલીએ જવાબ દીધો. "જરા ધીરાં થાવો?"

સોલીભઇ, ખોખરાંનો હાથ પકડી તેણીને બેસારવા જતો હતો, તેટલાં ખોખરાં તે તરછોડી નાખી બોલી.

"બસ તમે દુરથી વાત કરો! મારા આંગને હાથ લગાડવાની તજવીજ જો કીધીછ, તો બુમ પાડી હમણાજ—

"અરે એમ ઘોડે ચહડશો તો કેમ થશે!" સોલીએ જવાબ દીધો.

"સોલીભઇ તમે મને ઠગીને હીંયાં લાયાછ." ખોખરાં બોલી. "તમે આએ જગાને ખેતવાડીની એની ગમ અને તારદેવની પેલી ગમ કેહવોછ, પણ એ તો નાયગાંમ છે! તમે મને ભમાવીને દુર લાયાછ. આએ એક શકભરી જગા છે, અને એક આબરૂદાર ઓરતે એક ઘડી પણ આએ જગા ઉપર રેહવું નહી જોઇએ. ચાલો દરવાજો ઉઘાડો. મને જવાદો નહી તો—

"સબર! મારૂં સાંભલી લેઓ. ખાંડનીમા જે માંથુ નાખે, તે ધપકારાથી બીહે નહીં! મેલાં પાણીના ખબોચીઆંમા જે પથર નાખે, તે ખરડાવાથી બીહે નહી! તમે મારી મતલબ પાંમી ગીયાંછ. ખરેખર, હું તમુને

ખોટી વાત કેહી હીંયાં તેડી લાયોછ. આએ મારી પોતાની કલબ છે. ખોખરાં હું તુને ચાહુંછ. ખુદાના કસંમ લેઇ કેહુછ-

"મુવા ચોર! આગ લગાર તારા કસંમ ઉપર!" ખોખરાં હીંમતથી બોલી. "ખુદાના પાખ નાંમપરથી તુને ઓવારી નાખું! મુવો કેહજે હું તો સોલીસીટર છેઉં-એમ. એ. છેઉ! મુવા તું એમ. એ. થયો, ને સોલીસીટર થયો, તે એવાં કાંમ કરવા કે? મુવો, એમ. એ. થયો, તેના કરતાં એમ. એ. ડી. કાંય નહી થયો?"

"ખબરદાર-એ વાલીઆકુટી, છેક ક્લાસ જાએછ કે-" સોલાનો કાંઠો ખીલવાથી તે બોલ્યો.

"ચાલ મુવા આસી બાએલા? તું મને શું કરવાનો હુતો!" ખોખરાંએ તાંનમા જવાબ દીધો. "મુવા એ તારો દમ હીંયાં નહી ચાલશે! એ તારી ચબરાકી ઉપર જે કોઇ લોભાય, તેને તે દેખાડ! મુવા ગુલાંમ! બેશરમ! વકીલોના નામને એબ લગાડનારા! લોકોના ઘેર ભાંજનારા તારા જેવા મુવાઓને તો ખાસરે ખાસરે મારી, મોહોને મેસ લગાડી, ગધેડે બેસાડી, ગાંમમા ફેરવવા જોઇએ, કે ફરીથી એવી બુરી દયાંનત તે લોક કોઇની માગ બેહનો ઉપર કરે નંહી."

"બોલ! બોલ! તારે જોઇએ તે બોલ, પણ તું મારા હાથમાથી કાંહાં જવાની છે?" સોલી ઠંડે પેટે બોલ્યો.

"લે મુવા રાણી મરવા, હુંબી હીંયાંજ બેઠી." ખોખરાંએ દંમ દીધો. "મુવા, દુર રેહજે! નહી તો આએ ખાસરે ખાસરે મોહોતું રંગી નાખસ!"

"ખબરદાર! હવે ઘનું થયું! એ ખુબસુરત પણ જડીલી, તું મારા હાથમાંથી કાંહાં જવાની--

એમ બોલતાંજ સોલીબઇ ખોખરાંના આંગ ઉપર ધસી ગયો, અને તેણીને કંમરમાથી પકડી પોતા તરફ ખેચતો હતો, પણ તેવામાં એકાએક--

"એ કોઇ આવોરે!"

સોલીએ બુમ પાડી, એને તેજ વખતે ઓરડામા પડેલા પેલા મેલા કપડાંના કરંડીઆનુ ધાંકણું ઉચાડી, મંનચી પોતાના હાથમા એક છ બારની ભરેલી રીવોલવર લેઇ, બાહાર કુદી પડી બોલ્યોઃ—

ઓ મુજી ! એક પારકી ઓરત ઉપર આવી જબરી ! છોડ એને, નહી તો જાણ કે તારો જાન ગીઓ."

"કોણ ? મંનચી ! મ—મ—માફ—માફ—માગું છ !" સોલી પથરની કાંની જડ થઇ જયાંનો ત્યાંજ ઉભો રેહી બોલ્યો.

"આએ પીસટોલથી તારૂં માથું ફોડી નાખવા વગર હું હીંયાંથી જનાર નથી." મંનચીએ કહ્યું.

"મંનચીબા, હું તમારી માફ માગું છ,—

"તારા જેવાઓને માફ મંગાવવામા સાર નથી." મંનચીએ જવાબ દીધો. "આએ તારી ચાલના બદલામાં તારાં હાડકાં પાસરાં એવાં તો બોખરાં કરવા જોઇએ, કે તું જીવે જાગે તાંહાં સુધી યાદજ કરીયા કરે !"

"નહી નહી ! ખુદા ખાતર મારી ઉપર રેહમ કરો મનચેરજી શેઠ." સોલી બોલ્યો." હું સારી કાંની સમજુછ, કે તમુને કેટલો ગુસ્સો લાગો હશે. પણ જો તમે મને મારી આએ હીણપસતીભરી ચાલ દરગુજર કરો, તો હું ગુનેહગારી તરીકે તમે કેહવો તે ધરમખાતાંમા આપવા દસ હજાર રૂપીઆનો ચેક હમણાંજ ભરી આપું છ."

"લાવ દરવાજાની કુંચી આપ, અને લખ પચીસ હજારનો ચેક !" મંનચી બોલ્યો.

સોલીએ તેજ વખત ગજવામાંથી દરવાજાની કુંચી મંનચીને સ્વાધીન કીધી, અને દગલાના ગજવાંમાથી ચેક બુક કાહાડી, એક ૪ફડ સ્ટાઇલો—ગરાફીક પેંન વડે તુરતજ પચીસ હજારનો ચેક ભરી તે મંનચીને સ્વાધીન કીધો.

સોલીભાઇ સોલીસીટરની પાપી જીંદગીના હરામ પ્રકરણને કેવી રીતના મથાલાં હેઠલ મુકવું, તેનો વીચાર કરતાં વખત લાગે, અને વાંચનારને વારતાના ભીતરમા આગલ વધતાં વીલંબ થાય, એમ સમજી

મંનચી મરઘાએ સાડેલાં છટકાંની ટુક વીગતનો ખુલાસો કરી આપણું આગલ વધશું.

મંનચી મરઘો જેવો બાહારથી લોકોને દેખાતો હતો, તેવો તે અરેખર અંદરથી હતો નહી. ખુબસુરત ખોખરાંબઇના આ ધણીનુ નાંમ, જો કે 'મરઘો' હતું, પણ એ મરઘાએ, પોતાના સંસાર સુખની ધુલધાંની કરનાર કાલાં મેંઢાંને કેવે ફેજે પોહોચાડયો છે, તે વાંચનારે જોઇ લીધું છે. સોલીભાઇ સોલીસીટર જેવા પલીદો, દુનીયાંમાં પોતાની પલીદીભરી ફતેહ માટે, તન ચીજ ઉપર હંમેશા ભરૂસો રાખે છે. પેહલું, પોતાના પઇસા ઉપર, બીજું, પોતાની ધરપચ અને જબાંનદરાજી ઉપર, અને ત્રીજું, સાંમા ધરધણીના ખત્રાસ. ઉપર! એ રીતે જોતાં સોલીભાઇએ, પોતાના ફીતુરનો ફાંસો, ખોખરાં ઉપર નાખવા આગમજ, તે ખુબસુરત પણ સહેજ જાહેલ ઓરતને પોતાના ફંદામા ધેરવાની મતલબથી, તેણીના દીલમાં વેહમ અને અદેખાઇ પેદા કીધી, અને તેમ કીધા બાદ, તે જાહેલ ઓરતનો કેટલેક દરજજે, તેણે વીસ્વાસ મેલવી લીધો. એક વખત વીસ્વાસ હાંસલ કીધા પછી, તે હરાંમખોર પાપીએ, તે ભોલી ઓરતની ખુબસુરતી, ભલાઇ, અને ભલા ખત્રાસોની તારીફ કરી, તેણીનાં મન ઉપર કાબુ મેલવી, મંનચીની ખાનગી હીલચાલો દેખાડવાને બાંહાંણે તેણીને આડે રસ્તે ઉતારવામા જો કે તે પહેલાં ફાવવા લાગ્યો, પણ તેનું સેવટ કાંઇ છુપુ રેહ્યું નથી.

મંનચીને આ ધાંમધુમીઆ સોલીસીટરની ધરપચનો કાંઇક ખ્યાલ હતો. પણ સંસાર મંડલમાં તે આવી કીસમનું કાલું મેંઢું હતું, એવી તેને જરાબી ખબર નહી હતી. ખોખરાંને મોહોડેથી જયારે 'એપૉઇન્ટ-મૅન્ટ'ની ખબર તેણે સાંભલી, ત્યારે તે ચગોર મરઘો! તેની તમામ મતલબ સમજી ગયો, અને પોતાની મોહોરદારની ઇજતની સલામતીની ફીકરતી, કાઇ ખુવારીને ખાડે અપડી ખરાબ થાય, અને પોતાના સુખી ધરના

સુખવાસને કાંઇખી સડો લાગે, તે આગગાજ, આ 'નેકનામ નગીના 'ને સેવટ સુધી પારે ઉતારવાના તે એકદંમ ઠેડાવ ઉપર રાતોરાત આવી ગયો.

સહવાર પડતાંજ મંનચી પોતાની ધણીઆંણીને પોતાની ગોઠવણો જણાવી બાહાર પડયો, અને સોલીભાઇનો એક દોસ્ત—જે સોલીનાજ જેવો ઓરીઓ ખાંપરીઓ હતો—તેને મલી તેની કલબનો પત્તો મેલવી તે નાયગાંમ તરફ મારતી ગાડીએ જઇ પુગ્યો.

આ ખરેખર કાંઇ ' કલબ ' નહીં હતી, પણુ ખાવી પીવા અને નાચ રંગ માટે રાખેલું એક મકાંન હતું ! ખરૂં જોતાં નો નાચ રંગના ખોટાં ' ઓઠાં ' હેઠલ, આ મકાંન સોલીભઇએ રાખ્યું હતું ! કેમકે, નાચરંગ તો એ મકાંનમા જવલેજ થતા હતા, પણ કોઇ કોઇ વખત, સોલીના દોસ્તો ખાંણી પીણી કરવા, આગમજથી ગોઠવણ કરી ઉતરી પડતા હતા.

અને તેટલાં વાસતે એ મકાંનનો સઘલો નીભાવ ખરચ, સોલી પોતે નીભાવતો હતો. એ મકાંનની મુલાકાત સોલી હંમેશ લેતો હતો. હીંયાં તે પોતાના ધંધાને લગતાં કેટલાક ખાંનગી–કાયદા વીરૂધ—કાંમો, જે પોતાની ઓફીસમા તે કરી નહી શકતો, તે આ એકાંત મકાંનમા પોતાના કલોં સાથ મલી બજાવતો હતો ! હીંયાં તે ખોટા સાક્ષીઓ ઉભા કરવાની પોતાના કુલોને સલ્લાહ આપતો ! તેમજ ખોટા સાક્ષીઓને શીક્ષણ આપવા તે બોલાવતો હતો ! હીંયા, તે ખોટાં દસતાવેજો ઉભા કરવા માટે 'ફોરજરી ' કરનારને મલતો, તેમજ ' પરજરી ' કરનારાઓની તે મુલાકાત લેતો ! એવાં કાંમો માટે રાખેલાં આ મકાનને, તેણે સંગારી સોહાંમણું કીધું હતું, અને તે મકાંનના કંમપાઉન્ડના ગેટ ઉપર

## સૉ લી ટૅ ર.

એવું એક પાટિયું મારેલુ હતું !

સોલીભઇ એ મકાંન કાંઇ એજ કાંમ સર વાપરતો નહી હતો. પણ

એ કામ ઉપરાંત ,પોતાની હરામ જીંદગીના દીવસો હરામ ઇસ્લતમાં ગુજારવા માટે, સોલીભઇ સોલીસીટર આ મકાનમા આવતો જતો હોવાથી, એ મકાંનમા એક પારસી બાવરચી, એક મસાલ, અને માલી, મલી ત્રણ નોકરો તેણે રાખેલા હતાં. એ સઘલા નોકરો સોલીની આવી ધીકકારવા જોગ ચાલથી, તેની તરફ લાંબો વખત થયો, બેદીલ અને નાફરમાન થઇ રહ્યાં હતા. 'સૉલીટૅરમા' મંનચી તેજ દીવસે સહવારના મારતી ગાડીએ જઇ ચહડયો, અને સોલીના બાવરચી, કાવલા કાકાને મલી, સોલીભઇની વાત છેડી, અને સોલીનુ નામ સાંભલતાંજ તે અઘોર ઉંમરનો પારસી ભડકી ઉઠયો:-

"કેમ! વલી સોલીશેઠનુ તમુનેબી કંઇ કાંમ પડયું? કેમ તમેબી કંઇ ઉંડાં પાણીમા ફરોછ કે શું? પણ ભાઇ જુવોની, 'સો દાહાડા સાસુના તો એક દાહાડો વહુનો.' તેમ એક દાહાડો પાંસરાં એવાં તો સેકાઇ જસે કે,-

"પણ કાકા—તમે સોલીશેઠના નોકર થઇ, એવી લાંબી ટુંકી વાત શાંની કરોછ? એવનને હું મલવા માગુછ?" મંનચીએ જવાબ દીધો.

"અરે મુવા નોકરના થતા!" કાવસો બોલ્યો. "એવા શેઠની નોકરીમાં કોઇ દાહાડો બતએ જવાનો સોદો! શેઠ કોણનો? શેઠ એવાં હોય કે? નામ તારે સોલીસીટર! ભપકો કરે બાર ગામનો! અને કાંમ કરે એવાં, કે બોલવામા સાર નહી!"

"પણ કાકા,—જરા ભેદ ખોલીને બોલો." મંનચીએ સવાલ કીધો. "એવન હીંયાં કેટલે વાગે આવવાના છે?"

"પણ તમુને શું એવને હીંયાં તેરેલા કે?" કાવલાએ અજબ થઇ પુછયું.

"નહી? તેરેલો તો નથી, પણ હું પોતે આવેલો!"

"તાહારે તમારો મેલાપ થશે નહી." કાવલાએ ડોકું ધુનાવ્યું. "એવન તો આજે મોહોટાં રોકાંણમા પડવાના! કેમકે આજે સહવારનાજ મને કેહરાવેલું, કે તેવન કોઇ લફરાંને લેઇ, બે, અડી વાગાને સુમારે હીંયાં આવવાના છે."

"લફડું! લફડું શાંનુ!" મંનચીઅંજાણ્યો થઇ બોલ્યો.

"અરે વરી એનાજ જેવી કોઇ રખડતી રઝડતી હોસે!" કાવસાએ જવાબ દીધો. "પણ તમુને શું કાંમ છે?"

આ વાતચીત થતાંજ મંનચીએ પોતાની મતલબ કાવસાને ખોલીને જણાવી, અને બેદીલ બનેલો કાવસો, સોલીભઇને ઠેકાંણે લાવવા માટે, મંનચીને તેના કાંમમા મદદ આપવા તઇયાર થયો. તે તુરતજ મંનચીને માલ ઉપર લેઇ ગયો, અને માલ પરની સઘલી જગા તેને દેખાડી. કાવસાએ ઉંચો થઇ જવા મંનચીને કબુલાત આપી, અને મંનચી સોલીના આવવા આગમજ, સુવાના ઓરડામા મુકેલા મેલાં કપડાંના કરંનડીયામા પીસટોલ લેઇ ભરાયા પછી, શું સેવટ આવ્યું, તે વાંચનારે જોઇ લીધું છે.

એ બનાવ પછી, કાવસાએ સોલીભઇની નોકરી છોડી દીધી. સોલીભઇની મોહોટી રૂસવાઇ થઇ. તેને મોહોટી ખેજાલત લાગી. હજી તો આવતી કાલે સેશનમાં કેસ ચલાવવા માટે હાજર થવાનું હતુ! હજી તો તેને બૅરીસટરો સાથે 'કૉનફરન્સ' કરવા જવાનું હતું, પણ તે આગમજ આ નામોસીભરયા બનાવથી, તેના મગજની હાલત એવી તો અસ્થીર બની ગઇ, કે તે પોતાનું આવતી કાલનુ કાંમ પણ ભુલી ગીયો. પણ—

પણ—તમુને યાદ તો હશે.

"નકટાં ગાંમમા નકટાં વસે!
અને, ખાસડાં ખાઇને ખડખડ હસે!"

વધુ લખવાની જરૂર નથી. એ પછી શું બન્યું તે વાંચવાની, વીચારવાની, ખ્યાલ કરવાની, અને દુરઅંદેશીથી મારી વારતાના આ એક અગતના બનાવ ઉપર મત બાંધવાનું કાંમ હું મારા મેહરબાંન વાંચકોને સોંપું છુ.

## પ્રકરણ ૨૧ મું.

## સેશંન જજનો ચુકાદો.

"ચંપા બાગની કૉનઝરવેટરીમાં બનેલા પેલા ગંભખાર બનાવને લગભગ બે મહીના થઇ ગયા.

અંતે મુંબઇની પારસી પ્રજાની ઇંનતેજારી વચ્ચે એપ્રેલ માસની સેશંનનો દીવસ નજદીક આવી લાગ્યો.

રૂસ્તમ જામુલીના કેસની તપાસ એજ સેશંનમા ચાલનાર હતી. બેહરામશાહની બાંનુની તબીયત તેણીને થએલા જખમ પછી સુધરતી ગઇ છે, અને હવે તેણીના જીવવાની દરેક આશા છે, એવું મત સરજયનોની એક કમીટીએ 'કનસલટેશન' કરી જાહેર કીધાની ખબર, રૂસ્તમ જામુલીને તેના બંદીખાંનામાં પડતાંજ, તેણે પોતાના સોલીસીટરને પોતાની પાસે બોલાવી મંગાવી કહ્યું:—

"સોલીસીટર સાહેબ, સેશંનમા મારો કેસ નીકલવાનો દાહાડો હવે આવી લાગોછ."

"હા. પણ જજ કીએ દાહાડે બેસનાર છે, તે દીવસ હજી જાહેર થયો નથી,

"તાંહારે તે આગમજ મારે તમારી સાથ કાંઇક અગતની વાત કરવીછ." રૂસ્તમે વાત આગલ ચલાવી. "સેશંનમા મારે મારો બચાવ બીલકુલ કરવો નથી. હું પોતે એકરાર કરનાર છેઉ કે હું 'ગીલટી' છેઉ. પણ કોરટ મને સજા કરે, તે આગમજ મારી તમામ મીલકતનો હું મારે-મનપસંદ નીકાલ કરવા માગુછ. તમે શું ધારોછ સાહેબ? હું તેમ કરી શકું કે નહી?"

"અલબતા! તમુને તેમ કરવાનો હક છે."

"એમજ જો હોય, તો મારી તમામ મીલકત બેહરાંમશાહ દીલાવરખાંનની ધણીઆંણી બાંનુબાઇના નાંમ ઉપર હું કરવા માગુંછ.

તે નેક અને ભલી બાઇની તરફ મે મારાં મંનની ઉસકેરાએલી હાલતમા, જે નહી માફ થાંય એવી ચાલ ચલાવીછ, તેના પસતાવા તરીકે, હું મારી તમામ દોલત અને મીલકતનો ભોગવંતો, તેણીને આપવા માગુછ. વાસ્તે એવી મતલબનુ એક પાકકું લખત તમે તઇઆર કરો, અને તેમા સાફ સાફ ખુલ્લાં બોલોમા એવું દરશાવજો, કે મારી તમામ મીલકત ઉપર પુરેપુરો હક, તે ભલી અને નેક બાંનુનોજ રહે, અને તેણીના ખાવીંદના કોઇબી કરજદારોનુ તે મીલકત ઉપર કાંઇબી ચાલે નહી. એટલુંજ નહી, પણ ખાનબાહાધુર બેહરાંમશાહની કેટલીક મીલકતો ઉપર મે જે નાંનાંની મોહટી રકમો ધીરેલી છે, તે સઘલી રકમો તથા તેનુ વ્યાજ, જે ઉપર મારો હક છે, તે સઘલું દીલાવરની બાંનુને મલવું જોઇએ. પણ આ મારી બક્ષેસ માટે એક ખાસ કરાર જે હું કરવા માગુછ, તે એ છે, કે એ મારી તમામ મીલકત ઉપર મજકુર બાંનુબાઇનો હક, તેની જીંદગી સુધીજ રહે, અને એ મીલકત કોઇતેબી ગીરવો કે ઘાંન મુકવાનો, તેમજ વેચી નાખવાનો જરાબી હક તેણીને રહે નહી, અને બાંનુબાઇની કજા રજાએ, એ સઘલી મીલકત, ખાંનબાહાધુર બેહરાંમશાહના એક પુરા દીકરા દાદીબાને, યા દાદીબાના વારેસોને મલે. વકીલ સાહેબ મારી મતલબ તમે બરોબર સમજીયા કે?"

"હું સમજીયો મી૰ રૂસ્તમ." વકીલે જવાબ દીધો.

રૂસ્તમ જાબુલીની મતલબ પ્રમાણેનુ એક લખત તેના સોલીસીટરે સેશંન શરૂ થાય તે આગમજ તૈયાર કીધું, અને રૂસ્તમ જાબુલીએ તે ઉપર પોતાની સહી અને સાખ કીધી.

* * *

'મુંબઇના પારસીઓની ધંનતેજોરી વચ્ચે એપ્રેલ માસની સેશંન શરૂ થઇ, અને અંતે રૂસ્તંમ જાબુલીની 'ત્રાયલ 'નો દાહાડો આવી લાગ્યો.

લોક ચરચા નવેસરથી ઉસકેરાઇ. કેસને દાહાડે હાઇ કોરટ તરફ પારસીઓના ધારાંને ધારાં ૧૧ વાગ્યાથી જઇ ભેગાં થવા લાગ્યાં. અનેક

અટકલો થવા લાગી. અનેક વાતો ઘેરે ઘેર, અને કલબે કલબ ચાલી રહી. કોઇ કાંઇ કહે, કોઇ કાંઇ વીચારે. પણ ખરી વાત તો કોઇજ અટકલતું નહી હતુંઃ

કોરટનુ દીવાંનખાનું અગીઆર વાગા સુધીમા ચીકાર ભરાઈ ગયું. જેઓ લાગવગવાલા હતા, તેઓ એક યા બીજી રીતે કોરટના દીવાંનખાંનામાં બેઠક મેલવી શકયા. બાકીનાઓ કોરટની બાહાર ધક્કા છક્કડ ખાતા ઉભા રેહ્યા. સાડા અગીઆર થતાંજ જજ સાહેબે આવી બેઠક લીધી, અને પહેલા મુકદમા તરીકે રૂસ્તંમ જાણુલીની તપાસ ચાલી.

રૂસ્તમ જાણુલીને 'ડૉકમા' હાજર કરવામા આવ્યો. દીલાવરખાંનના કુટુંબનું કોઇ પણ કોરટમાં દેખાતું નહીહ તું. ના તો દાદીબા દેખાયો, કે ના તો ખાંનબાહાદુર બેહરામશાહ નજરે પડયા. સોલીભાઇ સોલીસીટર, બેહરામશાહ શેઠ તરફથી મુકદમાની ઉપર દેખરેખ રાખવા મીસ્ટર અલલતપ્પુ બારીસટરને લેઇ હાજર થયો હતો.

પુલીસ કોરટમા ચાલેલા મુકદમા પછી રૂસ્તંમ જાણુલીના દેખાવમા મોહટો ફેરફાર થઇ ગયો હતો. તેના ગાલ ફીક્ક પડી બેસી ગએલા, આંખમા ખાડા પડેલા, બાલ જે કાલા ભંમર જેવા હતાં, તે હવે છુટા છવાયા સફેદ થઇ ગએલા, અને તેનુ કદાવર કદ, અને સોહામણો ચેહરો, ઝબોલાઇ ગએલાં દેખાતાં હતા! ડૉકમા લાવી બેસાડતાંજ લોકોની નજર જેવી રૂસ્તંમ જાણુલી ઉપર પડી, તેવાંજ તેઓ ચ્ચ ચ્ચ કરી રેહ્યાં. સરવેની એકજ કીસમની દીલસોજી રૂસ્તંમ તરફ હતી, કે તે છુટી જાએ.

પણ એ દીલસોજીના અનેક કારણ હતાં. પહેલાં તો રૂસ્તંમે આવું કરપીન કાંમ કીધું હોય, એમ હજીબી લોક માનતુંજ નહી હતું. રૂસ્તંમના રફીકો, આ બનાવને ભેદના પરદામા વીટાલાએલો સમજતા હતા. તેઓ એટલુંજ બોલતા કેઃ— "રૂસ્તંમ ખુન કરેજ નહી. રૂસ્તંમથી આવું કામ થાયજ નહી. જે ગરીબોના દુખની દાજથી દાજી એવાર નવાર તેઓને છુપી રીતે મદદ કરે! જે કંઇક મરીબોને ચુપ ચુપ માસીક પગારોની

સખાવત કરે ! કંઇએક મુફલીસોને નીભાવી લીએ ! એવો એક દુરંદેશી શખ્સ આવું કામ કરેજ નહી."

રૂસ્તમના રફીકોના આવા વીચારો કોરટમાં છડેચોક બોલાતા હતા, અને લોક લાગણી, તે સાંભલી રૂસ્તમ તરફ ખુદરતીજ ખેંચાતી હતી. બીસ્પારે લોકોની ઠેઠ મચી રહી હતી. ધારાના હીમાએતીઓથી કોરટની કચેરી ભરાઇ ગઇ હતી. સઘલું ચુપચાપ હતું, તેવામા રૂસ્તમ જામુલીની ઉપર મેલાએલા આરોપ માટે કલાર્ક–ઑફ–ધી ક્રાઉને સવાલ કીધો.

"રૂસ્તમ જામુલી. તારીખ ૧૧ મી ડીસેમ્બર ૧૯૦૬ ની રાતે ચંપાબાગની અંદર, ખાંનબહાદુર બેહરામશાહ દીલાવરખાને આપેલી પારટીવાલી રાતે, મીસીસ બાનુબાઇ બેહરાંમશાહ દીલાવરખાંનનું, બાગ માહેલી કૉનઝરવેટીમા ખુન કરવાનો આરોપ તમારી ઉપર મુકવામા આવેલો છે. તમે શું કેહો છો ?" ગીલટી, 'નોટ ગીલટી."

"ગીલટી."

"ગીલટી ?" બૅન્ચ ઉપરથી સેશંને જડજે ફરી સવાલ કીધો.

"હા, માઇ લૉર્ડ. વાંક બધો મારોજ છે. મીસીસ દીલાવર બીલકુલ નીરદોશ અને નીશકલંક છે, એમ હું આ કોરટ આગલ એકરાર કરૂંછ. મે તેનુ ખુન કરવાની કોશેસ કરી હતી. મે તેને છરીથી જખમ કીધો હતો. હું ગીલટી છેઉ."

રૂસ્તમે પોતાનુ બોલવું પુરૂં કીધું, અને હાજર રહેલાં લોકો, તથા કોરટના તમામ અમલદારો એક બીજાંના મોહોડાં જોવા લાગ્યા. તેઓ માહેલા કેટલાક તો ખુદ રૂસ્તમને ઓલખતા હતા, અને કેટલાક તો તેના ભાત્રા હતા અને કેટલાક તેના ગુણ અને સખાવતની વીગતેથી ખબરદાર હતા. તેઓ એક બીજાંમા બડબડતા સંભલાયા કે:—
"બીચારાનું મગજ ઠેકાણે નથી હો !"

પણ તેવામાં સોલીભાઇએ રોકેલા મી. અલલતપ્પુ બારીસટરે ઉઠીને કોરટને અરજ કીધી:—

" ખાનબાહાદુર બેહરાંમશાહના કુટુંબ તરફથી મને અરજ કરવાની ફરમાસ થઇ છે, કે આ મુકદમામા જે આરોપ તોહમતદાર ઉપર મુકવામા આવેલો છે, તે ઉપર તેઓ કસ્સુ દબાંન તેમજ ફરીઆદ કરતા નથી. તોહમતદાર મુંબઇની પારસી કોમના એક જાણીતા ગ્રહસ્થ છે. તેઓ મોહટી દોલતના માલેક છે, અને તેવન કેટલીક છુપી સખાવતના કરનાર તરીકે અત્યાર આગમજ જાણીતા થયલા છે. દેખઇતું છે, કે આવાં એક માન અને મરતબાવાલો પારસી, આવું કાંમ કરે નહી. દીલાવરખાંનના કુટુંબ તરફથી મને કહેવામા આવેલુ છે, કે તોહોમતદાર કોઇ કોઇ વખતે ગુસ્સામા આવી જ્યારે ઉસકેરાઇ જતા હતા, ત્યારે તેવન પોતાની ખરી હાલત ભુલી જતા હતા. ખાનબાહાદુર બેહરાંમશાહ તેમજ તેમના ધણીઆણી બાંનુબાઇ કોઇબી રીતે તોહમતદાર તરફ દુશમનાઇની નજરથી જોતાં નથી, પણ તેઓ તેની દયા ખાય છે, અને હું નામદાર કોરટને અરજ કરછુ, કે તોહોમતદાર ઉપર મહેરબાનીની રાહે દયા કરવી. તોહોમતદારે પોતાની ચાલ માટે સંતોશકારક ખુલાસો કીધો છે, એટલુંજ નહી, પણ પોતે કીધેલાં કાંમના પસતાવા તરીકે, પોતાંની તમામ મીલકતનો ભોગવતો, તેણે મીસીસ દીલાવરને આપ્યો છે, અને તેવનની હઇઆતી બાદ, તેનો હક બેહરાંમશાહના એખલા વારેસ મી○ દાદીબાને બક્ષેસ કીધો છે."

જુરીએ તોહમતદારના એકરાર ઉપરથી 'ગીલટી' મત જાહેર કીધું, અને સેશન જડજે ઘણોક વીચાર કરી દુરઅંનદશીથી નીચલો ચુકાદો આપ્યો:—રૂસ્તમ જાંબુલી. તમારી ઉપર મુકવામાં આવેલાં બોહોતાંન બાબે તમો એકરાર કરો છો કે તમો ગીલટી છો, તમારા એકરાર મુજબ જ્યુરીએ તમુને ગીલ્ટી ઠેરવ્યા છે. મારૂં કાંમ હવે તમુને સજા કરવાનું છે. તમુનેસજા કરવા આગમજ મને ઘણો વીચાર કરવો પડયો છે. જે સંજોગો વચ્ચે આ મુકદમો રજુ થયો છે, તે તરફ જોતાં હું એવું ફરમાઉછું, કે આં કોરટની મરજીમાં આવે ત્યાં સુધી તમારે સાદાં કેદખાનાની સજા ભોગવી "

* * *

રૂસ્તંમ પોતાની સરજતને વીના આનાકાનીએ શરણુ થયો. બીજો ઇલાજ હતોજ નહી. તુરંગમા તેને મોકલવાનો હુકમ થયાથી, તેને ત્યાં પહરેજ કરવામા આવ્યો. એ તેના કરમના લેખ હતા! એ તેની સરજત હતી!

કેદખાંને પડયા પછી બીજે દીવસે સુમારે બે વાગે તુરંગના દારોગાએ એક નવજવાંન પારસી છોકરીને લાવી રૂસ્તંમ આગલ હાજર કીધી. રૂસ્તંમ પોતાની કોઠડીમા ઉંધે મસતકે પડેલો હતો. પોતાના આ એકાંતવાસમા એક કરતાં બબે જનના પગલાંના અવાજે સાંભલી રૂસ્તંમે તુરતજ દરવાજાની બાહાર નજર કીધી, તો તેની અજાએબીનો પાર રહ્યો નહી. તેણે ચમકીને તુરતજ પુછયું.

"કોણુ? ગુલીસ્તાંન! દીકરી ગુલ? તું હીંયાં!"

હા. તે ગુલીસ્તાંનજ હતી. રૂસ્તંમને સજા થએલી સાંભલી, તે ત્યાં આવી હતી. ધ્રુંજતી, કાંપતી, દલગીર, અને રડમસ આંખે રૂસ્તંમની કોઠડીમા તે દાખલ થઇ, અને તેની સાંમે તે નીચી નજર કરી ઉભી રહી.

"જી હા, હું ગુલીસ્તાંન છેઉં" તે કમનસીબ છોકરીએ જવાબ દીધો. "મી૦ રૂસ્તંમ, મારા આવ્યાથી જો તમારૂં દીલ દુખાયું હોય, તો હું તમારી માફી ચાહુંછું. જાહારથી મે સાંભલીયુંછ, કે તમુને આવી રીતની સજા થઇછે, તાહારથી તમુને મલવા મારો જીવ વલખાં મારી રેહ્યો હતો. એક નજરે ફરી તમુને જોવા, તમારાં દુખમા તમુને દીલાસો દેવા, મને કોણુ જાણે કોણુ હીંયાં ઘસડી લાવ્યું તેની મને જરાબી સમજ પડતી નથી."

"ફીકર નહી, ફીકર નહી, દીકરા ગુલ. તું ગભરા ના." રૂસ્તમ ગુલનો હાથ પોતાના હાથમા પકડી બોલ્યો, અને તેજ વખત તેની આંખમા પાણી ભરાઇ ગયાં.

"તમારી આંખમા પાણી છે મી૦ રૂસ્તમ?" ગુલીસ્તાંન રડમસ થઇ બોલી. "મારા આયાથી તમુને—નહી જી, હું જાઊંછ— હું માફ માંગુછ— પણુ—જી, મે તમુને નકામા——

"નહી. નહી. એમા માફ શાની માગેછ?" રૂસ્તમે પોતાનો ડીઓ તાણી લઇ ગુલીસ્તાંનને કહ્યું." હું મારી સરજત ઉપર સંતોશ કરૂંછ."

"સરજત!" ગુલીસ્તાંન અજબ થઇ બોલી. "તમો ગમે તે કેહો, લોકો ગમે તે બોલે, પણ પરવરદેગારના સોગંદ ખાઇ, હાથમા કસતી અને ગરીઆણુ પકરી હું તો કેહુંછ, કે તમે ગીલ્ટી નથી."

"તું એમ માનેછ? ગુલીસ્તાંન! તું એમ ધારેછ?"

"હું ધારતી નથી, પણ હું માનુંછ, કે તમે એવું કાંમ કરો તેવા છેઓજ નહી." ગુલીસ્તાંને ભાર મુકી કેહ્યું. "તમે તમામ નીરદોશ, અને તમામ નીશકલંક છેઓ, એમ હું પુરેપુરૂ માનુછ. મને ખુદરતી એમ લાગેછ, કે તમે એ કાંમ કીધું નથી. આએ અજાએબ જેવા સંજોગોનો ગુચવાડાભરેલો ગાંઠ છોડવી, તમારૂં નીરદોશપણુ કોરટમા સાબેત કરવા કોઇબી બાહાર પડયુ નહી, અને તમે આએ જગામા આવી પડયા."

"ચાલ ચાલ ગુલમાયું હવે બસ કર." રૂસ્તમે વાત ફેરવવાની મતલબથી કેહ્યું. "હવે એ મારી વાત પડતી મુક. કંઇ બીજી ખબર? પેલો દાદીબા તુને મલેછ કે?"

"તે દાહાડથીંજ હું તમારી ઉપકારી થઇછ." ગુલે જવાબ દીધો "તમારો મારી ઉપર કેવો ઉપકાર થયો મી૦ રૂસ્તંમ. મારે લાયકનુ કંઇબી કાંમ હોય તે મને કહેવો, હું તમારે સારૂ ખુશીથી બજાવસ. તમારા દોસ્તોના નામ જો મને આપો, તો તેઓને જઇ, હું પગે હાથે પડી તમારા છુટકારા સારૂ—

"એમ ના બોલ દીકરા ગુલ એમ ના બોલ." રૂસ્તમે ગુલને સમજ પાડી." તુ એ વાતમા નહી સમજે દીકરા."

"તાહારે તો મે બીજી ભુલ કીધી. મે વગર સમજવે તમારૂ ફરીથી દીલ દુખવીયું મી૦ રૂસ્તમ."

"હવે તું મારે સારૂ કંઇ કરતી તો રેહી, પણ તુંજ કેહ કે તારે સારૂ હું શું કરૂં?" રૂસ્તમે ગુલની પીઠ ઉપર હાથ મુકી પુછયું. "હું આએ હાલતે

ફુગોછ ખરો, પણ નાગો ભુખો નથી દીકરા. મારી પાસે બીસ્યાર જર છે. તું કેહ કે તુને શું જોઇએછ?"

"નહી, નહી. એક અરધીબી નહી. તમારૂ બીસ્યાર જર મને શા ખપનુ મી૦ રૂસ્તમ?" ગુલ સેહજ અપમાન લઇ બોલી. "તમે શું એમ સમજોછ મી૦ રૂસ્તમ કે આએ જગા ઉપર હું તમારી આગલ પઇસાની મતલબથી આવીછ? હું તેવી નથી જી. ખુદા જાણેછ તેવી દયાનતથી હું તમારી પાસે નથી આવી."

"ના, રડ, ના, રડ, ગુલમાય ના રડ." રૂસ્તમે દીલાસો દીધો. "મે તારૂં દીલ દુખવીયું ખરૂં, પણ હું દલગીર છેઉ. ના રડ દીકરા. ખુદા તુને સુખી રાખે. ખુદા તુને ખુશી રાખે. ખુદા તુને કોઇનીબી મોહોતાજ નહી રાખે."

"સાહેબજી. હું તમારી રજા લેઉછ." ગુલે રૂસ્તમને શેકહેન્ડ કરી ચાલવા માંડયુ, અને રૂસ્તમ ડધાઇ જઇ, તેણીને જોતો ઉભો. રૂસ્તમનો ઘણો વીચાર ગુલને ઉભી રાખી વાત કરવાનો હોવા છતાં, તે તેણીને અટકાવી કે ઠેબાવી શકયો નહી, અને તેટલી વારમાં તે જવાન છોકરી તેની કોડડીમાંથી નીકલી ગેઇ.

રૂસ્તમ જાબુલી ગુલીસ્તાંનના ઉમદા ગુણો, તેની બોલવાની છટા, અને દયાનતદારી ઉપર આફરીન કરતો પોતાની એકાંત કોઠરીમાં પોતાની સરજતને શરણુ થયો.,

તુરંગના દરવાજામાથી બાહાર પડતાંજ ગુલીસ્તાંને પોતાના ઘર તરફ ઉતાવલે પગલે ચાલવા માંડયું. પણ તેટલાંમાં એક નવોજ બનાવ બન્યો. ગુલીસ્તાંન ઘણું લાંબે નહી ગઇ તેટલાંમાં કોઇનો જાણીતો અવાજ, પીઠ પાછલથી તેણીને કાંને પડયો. આ અવાજ તેણીએ ઓલખ્યો.

"ગુલીસ્તાંન! ગુલ! ગુલીસ્તાંન!"

હજી તો પાછલ ફરી ગુલીસ્તાંન પોતાનું નાંમ પુકારનારને જોવા જતી હતી, તેટલાંમાં એકાએક પછવાડેથી તેણીનો હાથ કોઇએ પકડી લઇ કહ્યું:—

" હલ્લો ! ગુલીસ્તાંન ! તમે ક્યાંહાં જાવોછ ડીઅર ?"

એ કોણ ?

તે દાદીબા હતો. ગુલીસ્તાંને પાછું ફરી જોયું, તો દાદીના હાથમાં તેણીએ પોતનાં હાથને પકડાએલો જોયો. તે હાથને ખરા પ્યાર અને મહોબતની લાગણીથી દાદીબા પકડી ઉભો, અને પોતાની વાહાલી માશુકની ચશ્મના ચલકાટ ઉપર મરતો આ ખસમ, અચાનક ફરી એકવાર ગુલીસ્તાંન સાથ મીલાપ થવા માટે પોતાને નસીબદાર સમજવા લાગ્યો.



## પ્રકરણ ૨૨ મું.

### "કોટમાં! સરની સ્કુલ પાસ! ત્રણ વાગે!"

દાદી! એ વળી જોયમાંથી કાંહાંથી ફુટી નીકળીગો!

ગુલીસ્તાંન તેને જોતાંજ ડઘાઇ ગઇ! એટલી બધી ડઘાઇ ગેઇ, કે તે પોતાનો હાથ દાદીના હાથમાથી ખેંચી લેવો, કે રહેવા દેવો, તેનો વિચાર કરવાનીબી સુધ તેનામા રેહી નહી. તોપણ અંતે તેણીને બોલ્યા વગર ચાલ્યુંજ નહી.

"મી૦ જમશેદ, એક નાવારેસ અને નીરાધાર છોકરીને હવે વધારે સતાવવાનું છોડી દેઓ."

"નહી, નહી. મને ખુલાસો કરવા દેઓ ગુલીસ્તાંન." દાદી કરગરી બોલ્યો. "તમે જાણોછ, કે તમારી અંદર મારો જીવ ભરાયોછ! તમે જાણોછ, કે હું તમુને કેટલો ચાહુંછ! મારો ચાહા અને મારો પ્યાર અથાગ છે. ગુલીસ્તાંન, ડીયર ગુલીસ્તાંન લગનના પવીત્ર ગાંઠથી હું તારી સાથ જોડાઇ-મારો હાથ તમુને——

"મારો પીછો છોડો! ખુદા ખાતર એમ રસ્તે રસ્તે મને ઘેરતા ના ફરો." ગુલીસ્તાંન રડમસ થઇ બોલી.

"નહી, કદીબી નહી." દાદી બજીદ થવા લાગ્યો. "મારાંમા તુને મુકી છુટવાની શકતી નથી રેહી. તારૂં ઘેર શોધી કાહાડવાની હું કેટલા કેટલા દાહાડા થયા તજવીજ કરૂંછ. તારીથી છુટો પડયા પછી, હું એક કલાકબી તુને ભુલી નથી ગીયો ગુલ. પણ આજે આવી અચાનક રીતે આપણુને પાછાં મેલવવાની ખુદાની મરજી હશે, તાહારેજ આપણુ મલીયાં કેની? ગુલ હું આજે તુને અરજ કરૂંછ, કે મારી ઉમેદનો નાશ ના કર. મારૂં તમામ સુખ, અને મારૂં ભવીશ તારે આધારે પડેલું છે."

આ સખુનોએ, આ કાકલુદીએ, અને આ ખુબસુરત જવાંનના એકરારે ગુલીસ્તાંનની હાલત પાછી ડામાડોલ કરી નાખી. તે સમજી નહી શકી,

કે દાદીને શું જવાબ દેવો. તોપણ તે ધીમે કદમે આગલ ચાલવા લાગી, અને દાદીએ તેની સાથે સાથે ચાલવા માંડયું.

"પણ ગુલ, તું આએ તુરંગને રસ્તેથી આવતી મને દેખાઇ?" દાદીએ સવાલ કીધો. "તું શું મી૦ રૂસ્તમ જામુલીને—"

"હા. હું મી૦ જામુલીને મલવા ગેઇ હતી." ગુલીસ્તાંને હીમતથી જવાબ દીધો. "એવનના જેવાં ભલાં અને નેક ઘણાંજ થોડાં માણુસ સુંબઇમા હશે. એટલુંજ નહી, પણ હું તો એવનને બીલકુલ નીરદોશ માનુંછ."

"હા. નીરદોશ તો ખરો." દાદીએ જવાબ દીધો. "મગજની મસતીમા આવી, એક આદમી પોતાની ઉપરનો તમામ કાબુ ખોઇ દેઇ જે કાંમ કરે, તેમા તેની ઝાઝી કસુર નહીજ કેહવાય! પણ બાનુબાઇને જખમ એનેજ કીધો, એમા તો જરાબી શક નથી."

"પણ એ બધી વાત કહી મને તમે શું સમજાવવા માંગોછ?" ગુલીસ્તાંન કંટાલી બોલી. "કેમ તમે મારો પીછો નથી છોડવાના?"

"નહી. નહી. ગુલીસ્તાંન એમ ના બોલ." દાદીએ ખુલાસો કરવા માંડયો. "મારૂં બોલવુ સાંભલી લે. પેલી મીસ બેનેટની સાથ મને મીત્રાચારી હતી, એ હું ના પાંડતો નથી. જવાંનીની જાહેલીમા જે રસ્તો ઘણાક ઉછાછલ જવાંનો લેતા રેહછ, તે રસ્તે હું કમબખત પણ ઉતરી પડેલો હોવાથી મીસ બેનેટની સંગતમા હું ફસી પડેલો હતો. પણ ખરા પવીત્ર પ્યારની અગંનમા સપડાયા આગમજનાં એ બધાં વલખાં હતાં. તારી તેજી ચશંમમા ચલકતો ચલકાટ જે દાહડાથી મારી નજરે પડીઓ, તે આગમજની મારી એ હાલત હતી. તારી મારી ચાહાઉછ. તુંને જે દાહાડે ઘોડાના પગ તલે કચડાઇ જતી મે બચાવી, તેજ દીવસે સહવારના મીસ બેનેટને, તેણીને ઘેર બીજે દાહાડે મલવા સારૂં, મે ચીઠી લખી હતી. પણ જે દાહાડે સાંજનાં મીસ બેનેટને મલવા સારૂં મે ગોઠવણ કરી હતી, તેજ દાહાડે સાંજના આપણું વીકટોરીયા ગારડનમા મલવાનું 'એપૉઇન્ટમૅન્ટ' થવાથી, હું મીસ બેનેટને ઘેર જઇ શકયો નહી. તે ઉપરથી તે શકમંદ બની, અને

મારી રાહ જોઇ અંતે કંટાલી, વીકટોરીયા ગારડનમા તે ફરવા નીકલી પડી, અને મને તારી સાથે જોઇ તે છેડાઇ પડી. તારા પ્યારની આશા, અને તારા જેવી એક ખુબસુરત મોહોરદાર મલવાની ઉમેદમાં, હું એટલો તો સંતોશી બની ગીયો; કે મેં મીસ એનેટની જરાબી દરકાર કીધી નહી. હું એપૉઇન્ટમેંન્ટ પ્રમાણે તેણીને મલી શકનાર નથી, એમ તેણીને લખવાનીબી મેં દરકાર કીધી નહી, અને અંતે સેવટ તેવુંજ આયું. વીકટોરીયા ગારડનમાં બનેલા બનાવ પછી, હું તેણીને મુકી છુટોછ. આ મારો પ્રમાણીક એકરાર છે."

"હા. પ્રમાણીક તો ખરો." ગુલ સઘલું સાંભલી બોલી.

"તાહારે ગુલ, મારો એકરાર તું માનેછ!" દાદી ખુશી થઇ બોલ્યો. "પણ એ સઘલું જાણીયા પછી, તું મને ધીક્કારતી તો નથી.?"

"નહી. નહી. હું તમારૂં બોલેલું બોલેબોલ માંનુછ દાદી." ગુલીસ્તાંનના ધ્યાંનમા દાદીના પ્રમાણીક એકરારે પાછો બીજીવાર છાપ મારયાથી તે બોલી. "હું તમુને ધીક્કારતી નથી."

"તાહારે તું મને ચાહેછ, એમ હું માનુછ." દાદી હરખાઇ જઇ બોલ્યો." ગુલ ડીયર, ડીયર ગુલ, તું મને અંતે સુખી કરશે."

"એ રસ્તાં ઉપર એમ શું ચેરાં કાહારોછ દાદી." ગુલીસ્તાંન લજવાઇ જઇ બોલી. "કોઇ જોશે તો ——

"પણ હવે-હવે ડીયર, હવે-હ-વે——

"હવે શુ?"

"હવે હું તારાથી વધુ જુદો પડી શકું એમ નથી." દાદીએ પોતાની હાલત જણાવી. "ગુલ, હું તુને મારી મોહોરદાર બનાવી તુને સુખી કરી, હું પોતે સુખી થવા માગુંછ."

ગુલીસ્તાંનૂ હવે વીચારમા પડી. પોતાના સુખની ઘડી, પાછી તેણીની નજર સાંમે એકવાર ફરી આવી ઉભેલી જોઇ, તે મનમા મલકાઇ ભવીશના સુખનો વીચાર કરતી ઉભી.

તે શું જવાબ દીએ?

લગન ? લગનની સગવડો અને લગનના અરાબા ગુલીસ્તાંન શું જાણે! તેણીએ કોણુનાં લગન વસાવેલાં, અને કોણુને લગન વંસાવતાં જોયલાં, કે લગનના કારભાર અને અરાબાથી તે જાણીતી હોય ? દાદીના સવાલનો તે શું જવાબ આપે ? તે હા કહે કે ના કહે ? તેને સમજ નહી પડે, કે શું જવાબ દેવો.

તોપણુ એક વીચાર ગુલીસ્તાંનને જે સુજ પડયો, તે એ હતો, કે તે કોણુ સાથ લગનના ગાંઠથી જોડાવા તઇયાર થઇ હતી? જે ધણી તેની સાથ પરણુવા તઇયાર થયોછ, તે કોણુ છે, તે શું કરે છે, અને તે કોણુનો નબીરો છે, તે વડીક તે જાણુતી નથી. ત્યારે એવા એક અંજાણીયાને એકદમ પરણુવા ગુલીસ્તાંને કેમ હા પાડે ?

પણુ ગુલીસ્તાંન મનમાં ચહડ ઉતર કરતા તરંગો દાદી તુરત સમજી ગયો, અને તેજ વખત તે બોલ્યોઃ—"હું સમજુંછ ડીયર, કે તું શું વીચાર કરેછ. ખરી વાત છે, કે તું મને હજી ઓલખતી નથી, અને——

"અને તેમજ તમે મને બરોબર ઓલખતા નથી." ગુલીસ્તાંને જવાબ દીધો. "તમે જાણી જાણીને એટલુંજ જાણોછ, કે હું એક ગરીબ નીરાધાર માય બાપ વગરની છોકરી છેરૂ. મારૂં ગુજરાન મને ભરી સીવી કરવું પડેછ, અને રીતમા જોશો તો તાબેદારી અને પ્યાર સીવાય બીજું મારી પાસે કાંઇ નથી. મી૦ દાદી, તમે મને પરણો, તે આગમજ તમારાં સગાં વાહાલાં અને ખેરખ્વાહોને જરા મલી——

"છટ છટ ! હું મારી મરજીનો માલેક છેઉ." દાદી બોલ્યો. "મારી બઇરીને હું પસંદ કરૂ, કે મારાં સગાં પસંદ કરે ? ગુલ, મને તારા સખુન ઉપર વીસ્વાસ છે. આવતી કાલે આપણુ પાછાં મલીએ તો ઠીક. મને વચન આપ ડીયર, કે કાલે આપણુ જરૂર મલશું."

"મલશું ? કાંહાં ?"

"કોટમા. સુરની સ્કુલ પાસ ! બપોરના તણુ વાગે !"

## પ્રકરણ ૨૩ મું.

### દાદીનો નાસો ભાસો! "આજે ચાંદરાત છે! આજે આપણ અદરાયાં!"

ગુલીસ્તાંનને સમજાવી લેતાં દાદીને કાંઇ ઝાજી મુશકેલી પડી નહી.

આખર કરે પણ બઇરાં તે બઇરાં! બચારાં ભોલાં તો ખરાં! જરા લાંબા ટુંકા હાથ કીધા! જરા વાંકા થયા! જરા ટીકા થયા! જરા નરમ અવાજે બોલીયા! જરા આંખો મલમલાવી વસણાએલી દારના જેવું ડાચું કરી 'મારા સમ' 'તારા સમ' કીધાં, કે પીગલીને પાણી! આહાહાહા! બઇરાંની જાતને મનાવી લેતાં વાર કેટલી?

પણ બધાં બઇરાં જેમ ભોલાં ભટાક હોતાં નથી, તેમ, બધા માટીડા પણ કાંઇ તેવા ફુલ ફટાક હોતા નથી! દાદીનું ગેરઇનસાફ થતો અટકાવવા જણાવવું જરૂરનું છે, કે ગુલીસ્તાંનને જોતાંજ તે તેણીના પ્યારમા ફસી પડેલો હતો. ઇંગ્રેજો જેને Love at first sight કહે છે, તે બનાવ દાદીના બાબમા આબાદ બનેલો હતો.

આગલે દાહાડે આપેલી કબુલાત પ્રમાણે, ગુલીસ્તાંન પોતાના ભવીશના ખાવીંદને મલવા સારૂં તતપર થઇ રહી હતી. દાદી જેવો ખુબસુરત ભરથાર મેલવવા કાંઇ બધીજ છોકરીઓ ભાગ્યશાલી હોતી નથી! અલબતાં આ બામદાદના અધીપતીની ખાંનગી જીંદગી જાણ્યા પછી એવો ખાવીંદ મેલવવા કોઇબી રાજી થાય નહી, એ ખરી વાત છે! પણ હવે તે બીલકુલ સુધરી ગયો હતો. એટલુંજ નહી, પણ સુધરી જવા માટે દાદીએ ગુલીસ્તાંનને વચન અને ખાતરી આપી હતી, અને તે વચન તેણે પાલ્યું હતું, કેમકે મીસ બેનેટથી તે હવે છુટો પડયો હતો, અને ગયા મહીનાથી બામદાદના અધીપતી તરીકેના પોતાના ઓધાનું તેણે રાજીનામું પણ આપ્યું હતું.

ગુલીસ્તાંન પોતાના વાહાંલા દાદીને એપાઇન્ટમેન્ટ પ્રમાણે ઠેડવેલે વખતે સરની સ્કુલ આગલ મલવા આવી ઉભી, અને દાદી તેણીને ત્યાં આવી

મલતાંજ, દરીઆ કીનારા તરફ ગુલીસ્તાંન સાથ તેણે ચાલવા માંડયું.

આહા! અંજના જેવી ગુલીસ્તાંન કદીબી ખુબસુરત લાગતી હતી નહી. ખુબસુરતીની તે જોયા રાણી હતી. જેઓ રાણીમા ખપવાના ફોકત ફાંફાં મારતાં હતાં, તેઓ તો આ રૂપાલી રૂપસુંદરી આગલ પાણી ભરતાં હતાં.

"ડીયર ગુલ, તારી કેવી મેહરબાની." દાદીએ વાત ચલાવી. "હું સમજીયો કે તું કદાચ નહી આવશે, પણ તુને જાહારે મે આવેલી જોઇ, તાહારે હવે મારી ખાતરી થઇ, કે તુ મને ચાહેછ. તુને જાહારે મે પેહલ્લી વાર જોઇ, તાહારેજ હું મારૂ દીલ ખોઇ બેઠો, કેમકે કોઇબી ઓરતની ખુબસુરતીએ એવો છાપ મારા દીલ ઉપર કદીબી નહી મારીયો હતો. તુને જાહારે મે બીજી વાર પેલા ઑનરેબલ મીo ઉસાજી મુસાજીની ગાડીના ઘોડા હેઠલ કચડાઇ જતી જોઇ, મારી જીંદગીને જોખમે મે બચાવી, તાહારે મને એવી બશારત થઇ, કે આજ ઓરત મારી સુખ દુખની સાથી થવાની છે. જાહારે ત્રીજી વાર વીકટોરીયાગારડનમાં આપણુ મલીયાં, તાહારે હું મારા દીલની તમામ હકીકત તુને કેહવા જતો હતો, પણ તેવામાં આપણુ છુટાં પડી ગીયાં. હું તારી શોધમાજ હતો, પણ તેવાંમાં ગઇ કાલે અચબુચ આપણુ ચોથી વાર મલીયાં, અને અતે મને થએલી બશારત પ્રમાણે, આપણું એકમેક સાથ જોડાવા સારૂંજ મલીયાં. ગુલ, બોલ, તું શું મને ચાહાતી નથી?"

"દાદી, તમારૂં દીલ તમુને શું બશારત કરેછ વારૂં?" ગુલીસ્તાંને દાદીના ચહેરા તરફ પેહલીજ વાર પ્યારભરી નજરથી જોઇ પુછયું.

"તેં મને યાદ કીધો તો?" દાદી બોલ્યો.

"ના પુછો, દાદી તે વાતજ મને ના પુછો!" ગુલ બોલી. "તમારો અને તમારોજ વીચાર મને હંમેશ આવતો હતો. હું કેવી રડીછ! અને હું કેટલી રડીછ! તે વાત કોણ જાણેછ?"

"ના રડ, ના રડ, મારા જાંન, ના રડ!" દાદીએ ગુલને સમજાવી કેહયું. "તારી તમામ દલગીરીનું મુલ કારણ હુંજ છેઉ."

સુરજ કેવારનો અસ્ત પામ્યો હતો. અંધારૂ થઇ જવાથી લોકોની આવજાવ બીલકુલ બંધ પડી હતી. દાદી ગુલની સાથે દરીઆ કીનારે સ્વીમીંગ બાથ આગલની નવરી જગ્યા ઉપર બેસી, ધીમે અવાજે પોતાના ભવીશના સુખના પલાંન ઉપર પલાંન ગોઠવવામા ખુબ ધ્યાનથી રોકાયો હતો. અંતે આ પ્યાર કરતાં જોડાંની વાતચીત પુરી થઇ, અને છુટાં પડયા આગમજ, દાદીએ પોતાની ભવીશની માશુકને કમંરમાથી પકડી એક હેતભરયુ ચુંબન કરી પુછયું:-"હવે ગુલ, આપણા લગનનો દાહાડો જલદી નકકી થવો જોઇએ."

લગન! લગન, એ બોલ સાંભલતાંજ ગુલ વીચારમા પડી. દાદીના સવાલનો તે કાંઇબી જવાબ આપી શકી નહી. લગન તે બીચારી કયાંથી કરે? માનમાંન સીવી સાંધીને પોતાનુ પેટ ભરે, ત્યાં લગનની સાંમગ્રી માટે જોઇતાં કપડાં તે કયાંથી ખરીદે?

આ વીચારો ગુલીસ્તાંનના મગજમા દોડાદોડ કરી રેહ્યા. અત્યાર સુધી એ વીચારોનો તેણીને ખ્યાલ પણ નહી હતો, પણ જયારે લગનની માંગણી થઇ, અને દાદીએ લગનનો દીવસ નકકી કરવા કેહ્યું, ત્યારેજ ગુલીસ્તાંનના મગજમા આ વીચારોના ખ્યાલથી ગભરાટ ફેલાઇ રહ્યો. પણ દાદીએ પોતાની માશુકનો આ ગભરાટ જોઇ લીધો, અને તેણીના મનનુ સમાધાન કરવા કેહયું:-"ગુલ, આપણુ આવતી કાલે પાછાં મલશું. મને તારી સાથ આપણા લગન સંબંધી વધુ ગોઠવણ કરવી છે. ડીયર, કાલે સાંજના ચાર વાગે તુ મને બોરીબંદરના સ્ટેશન ઉપર મલશે?"

દાદીનો વીચાર થયો, કે હવે તે પોતે પોતાનું નામ નીશાન અને ઠરઠેકાણું, ગુલીસ્તાંનને જાહેર કરી પોતે જાહેર થાય. પણ અનેક સબબોને લીધે તે તેમ કરતાં અચકાયો. "કદાચ મારાં મોહટાં ખાંનદાંનનુ નાંમ નીશાંન સાંભલી આએ શરમાલ ખવાસની છોકરી પોતાની ગરીબ અને મુફલીસ હાલતને લીધે ભાચકી જઇ મારી સાથ પરણવાને ના પાડે તો? ખરી વાત છે. લગનનું નકકી થયા વગર મારે એ ભેદ ખોલવો

નહી જોઇએ. વલી આવી મુફલીસ હાલતમા વસતી એક છોકરી સાથ હું પરણનાર છેઉં, એ વાત જો મારાં માય બાપના કે હર દોસ્તદારોના કાંન ઉપર ગેઇ, તો તે બધાં કાંચડ મારવા નીકલશે. વાસ્તે હાલ તુરત એ ખુલાસો કરવો ફોકટ છે."

દાદીએ, એવા વિચારમાને વીચારમા ગુલીસ્તાંનને દરીઆ કીનારેથી લઇ, બોરીબંદરના સ્ટેશન તરફ ચાલવા માંડયું, પણ તેવામાં ગુલીસ્તાંનને એકાએક, એક ઉંડી હાયનો દંમ ભરતી સાંભલી તે બોલ્યોઃ—

"એ શું છે! ગુલીસ્તાંન વલી તુને શું યાદ આવ્યું! ડીયર, તારી આંખમાં આંસુ છે?"

"નહી કંઇજ નહી. આવે વખતે મારાં માએ જો હોતે, તો તેઓની મદદ મને કેટલી કાંરગની થઇ પડતે.!" ગુલીસ્તાંન પોતાની રડતી આંખો લુછી બોલી. "માએ નહી તો એક ભાઇ હતે, યા કોઇ દોસ્તબી હોતે તો—"

"દોસ્ત! ગુલીસ્તાંન, મારા જાંન, શું હું તારો મદદગાર નથી? હું તારો દોસ્ત નથી? તારાં સુખ અને દુખનો સાથી, તારી જીંદગીનો સોબતી, શું હું નથી?" દાદીએ ગુલીસ્તાંનને કહ્યું.

"ખરી વાત! મને માફ કરજો દાદી!" ગુલીસ્તાંને તેજ વખતે દાદીનો હાથ પોતાના હાથમાં પકડી, ઉપકાર અને પ્યારભરી લાગણીથી તે દાબી બોલી. "હવે તો મારી બધી આશા તમારી અંદરજ છે."

"ગુલીસ્તાંન, મારા જાંન, મારૂં કહેવું સાંભલી લે." દાદીએ કહ્યું: "આજથી મારાં સુખ અને દુખનો તું ભાગીદાર ઠરી ચુકીછ. મારૂં મરવું અને જીવવું તારી જીંદગી સાથ જોડાએલું છે. જાંહાં સુધી તું પરણીને મારી હકદાર બઇરી નહી થાય, તાંહાં સુધી મારાથી બનતી દરેક મદદો તારી સગવડ માટે કરવાની મારી ફરજ છે. તારા દીલમાં તું જરાબી ઓસકાતી ના. ગરીબોને કાંઇ નાખી દેવાના નથી. માતબરો પોતાની

ગુમાનીની ગુંચવણુમાં અટવાયાજ કરવાના. સઘલાંજ તવંગરો કાંઇ નીતીવાંન હોતાં નથી, તેમજ સઘલાંજ ગરીબો કાંઇ અનીતીવાંન પણ હોતાં નથી."

"જેમ તમારી મરજી. તમારી સલ્લાહ પ્રમાણે મારે ચાલવુંજ જોઇએ દાદા." ગુલીસ્તાંને જવાબ દીધો.

"તાહારે ડીયર ગુલીસ્તાંન, આવતી કાલે ચાર વાગે——

"હું તમુને મલસ, દાદી.

તેઓ બંને જન છુટાં પડયાં.

ગુલીસ્તાંન પોતાના મકાન તરફ ચાલી. દાદીનો ઘણો વીચાર થયો, કે, તે પોતાની પ્યારની પુતરીને તેને ઘેર સુધી પોહોચાડે, યા તો તેણીના ઘરનું ઠેકાણું પુછે, પણ તેમ કરતાં તે અચકાયો. અચકાયો એટલાં માટે, કે ગુલીસ્તાંનને મબાદા તેથી અપમાન થાય.

* * * *

બીજે દીવસે ઠેડવેલે વખતે ગુલીસ્તાંન પોતાના બવીશાના ખાવીંદને મલવા, એ.રીબંદરના સ્ટેશન આગલ ગઇ. દાદી તેની વાર જોતોજ ત્યાં ઉભો હતો.

"આવો આવો મોહટાં લોક! એમજ તરસાવીયા કરશો કે કેમ?"

"દાદીબા——

"દાદીબા નહી, પણ

"હું ભુલી! દાદી. મારા તો તમે દાદીજ!"

"હા. ગુલીસ્તાંન." દાદી બોલ્યો. "હું તારો દાદી. તારો સદાનો દાદી. ગુલીસ્તાંન, આજે આપણુ માર્કસ કંમપનીમા જઇએ. મારાં દીલની રાણીને હું આજે થોડીક "પ્રૅઝંટ" આપુંછ! કેમ ડીયર, કબુલ કરશે કે?"

"હું તમારી મરજીને આધીન છેઉ દાદી." ગુલીસ્તાંને જવાબ દીધો.

તેઓ બંને જાંન એક ભાડુતી ગાડીમા બેસી માર્કસ કંમપનીમા ગયાં. ત્યાંથી દાદીએ કેટલુંક ઝવેરાત ખરીદી ગુલીસ્તાંનને પોતાની મોહોરદાર તરીકે તે ભેટ આપ્યું, અને છુટાં પડતી વખતે દાદીએ એક બંધ પરબીડું ગુલીસ્તાંનના હાથમાં મુક્યું.

"એ શું છે દાદી?"

"મારા જાંન, આજે ચાંદરાત છે. આજે આપણુ અદરાયાં, એમ તારે જાણવું. માર્કસ કંમપનીમાથી ખરીદેલી ચીજો, મારી મોહોરદારને મે આજની ચાંદરાતને મુબારક દીવસે ભેટ કીધીછ. આંએ ચીઠી તું ઘેર જઇ ઉંઘાડજે. એમાં જે રૂપીઆ છે, તે મે તુને પેહરાવીયાછ!"

"રૂપીઆ પેહરાવીયા?" ગુલીસ્તાંન ગભરાટમા પડી બોલી. "તાહારે એમા રૂપીઆ ઉમેરીને મને તમુને પેહરાવવા પડશે."

"તે પેહરામણીના બદલામા હું તારી પાસ કંઇ બીજુંજ માંગુછ, ગુલીસ્તાંન?"

"બીજું? બીજું શું આપુ, દાદી? મારી પાસે બીજું શું હોય?"

"એક મીઠી કીસ!"

* * * *

એક કીસ લઇ દાદી છુટો પડયો. ગુલીસ્તાંન હરખભરી ઉમેદે ઘેર ગઇ. ઘેર જતાંજ તેણીએ દાદીનુ આપેલું પરબીડું ઉખેડી જોયું, તો તેમાથી સો સો રૂપીઆની દસ નોટ નીકલી.

"એક હજાર રૂપીઆ!"

હા. દાદીએ આપેલાં પરબીડાંમાથી એક હજાર રૂપીઆ નીકલ્યા હતા. એ એક હજાર રૂપીઆ દાદીએ ગુલીસ્તાંનને પહેરામણી તરીકે આપ્યા હતા.

એ પછી દાદી ગુલીસ્તાંનને રોજ અવાર નવાર મલતો રહ્યો. તેઓ કોઇ વખત કોટમાં યુનીવરસીટી ગારડનમાં, તો કોઇ વખત દરીઆ કીનારે સ્વીમીંગ બાથ આગલ દરીઆની બાજુ તરફ મલતાં, તો કોઇ વખત વીકટોરીયા

ગારડનમા મલતાં હતાં. દાદી જેવા માતબર કુલનો છોકરો, આવી રીતે ગુલીસ્તાંનને એકાંત જગે મલવાનું પસંદ કરતો હતો, તેનું મુખ્યં કારણ એ હતું, કે તેની ગરીબ માશુકના સંબંધની ખબર, પોતાના બાપ એહરામશાહથી તે છુપાવવા માંગતો હતો.

આવી રીતે છુપાતાં ભરાતાં દાદી અંતે કંટાલી ગયો. અંતે તેણે ઠેરાવ કીધો, કે વધુવાર આવા નાસાગોસાના દાવ ચાલવા દેવા નહી, અને એકાદ પખવાડીઆંમા ગુલીસ્તાંન સાથ પ્રરણી જવું.

દાદીએ અંતે પોતાનો એ વીચાર, ગુલીસ્તાંનને જાહેર કીધો, અને તે ભલી નીરદોશ છોકરીએ દાદીના કેહ્વા પ્રમાણે ચાલવાની કબુલાત આપી.

દાદીએ પોતાની ગરીબ અને મુફ્લેસ બહરી સાથના પોતાના સંબંધની ખબર, પોતાના સાય બાપ તથા સંગા વાહલાંઓથી છુપાવવાની બેશક ઘણીજ સંભાલ આજ સુધી લીધી હતી. પણ તેની તમામ સંભાલ અને સાહાવચેતી છતાં, અત્યાર આગમજ એક બનાવ એવો બન્યો, કે તેની ખબર દાદીને આ વારતાના સેવટ સુધી પડી નહી.

વાંચનાર પુછશે કે તે શું હતુ.

હું અતરેજ તે જાહેર કરવાની જરૂર ધારૂં છું. દાદી જ્યારે ગુલીસ્તાંનને માર્કસ કંમપનીમા ચાંદરાતની સાંજે ઝવેરાત અપાવવા માટે લઇ ગયો, અને તે દુકાંનમા દાદી, ગુલીસ્તાંન સાથ વાત ચીતમા મશગુલ હતો, તેવામા દીલાવરની બાંનુબાઇની કંમપેનીયન, પેલી મીસ બાલફ્રરનુ એકાએક તે રસ્તેથી જવું થયું, અને તેણીએ, દાદીઆને ગુલીસ્તાંન ઉપર અછો અછો થતો જોયો હતો. મીસ બાલફ્રર આ દેખાવ જોઇ સંતોશ પામી નહી. દાદીઆ કોણની સંગતમા ફ્રરે છે, અને કોણ સાથ આવી રીતનો તે વહેવાર રાખે છે, તે જોવા માટે, રસ્તા ઉપર એક મકાંનને ઓઠે તે ઉભી રહી, તો તેણીએ ગુલીસ્તાંનને તુરત ઓલખી. વાંચનાર જાણે છે, કે ગુલીસ્તાંન, દીલાવરની બાંનુને તેનો પોલકો આપવા, અને વર્ક ક્લાસનુ બીલ ઉઘડાવા ચંપા બાગમા ગઇ હતી, અને મીસ બાલફ્રર સાથ ત્યાં તેને કાંઇક વાતચીત થઇ હતી.

દાદી કેવાં અને કેટલાં ઉંડાં પાણીમા માફ ફરે છે, તે આ બનાવપરથી મીસ બાલફૂરને શોધી કાહાડતાં વાર લાગી નહી. તેણીએ આ બંને જનોની પુઠે ચાલવા માડયું. દાદી ગુલીસ્તાંનથી છુટો પડી મલબાર હીલ તરફ નીકલી ગયો, અને મીસ બાલફૂરે, ગુલીસ્તાંનની પુઠ્ પકડી તેન મકાંનનો પત્તો મેલવ્યો.



## પ્રકરણ ૨૪ સું.

## દીકરીને વેચવા નીકળેલા બાવાજી !

આ ગડ્ડબડ ગોટાળાની અંદર ત્રણ મહીનાની મુદત બોલ બોલતાં પસાર થઇ ગઇ.

બાપરે ! બાપરે ! કંઇ વખત ચાલીઓ જાએછ ! જાણે પાણીનો રેલો ! ચંપા બાગમાં પારટી અપાયાને ત્રણ મહીના થયા હતા. બાનુબાઇ ઉપર રૂસ્તંમ જાંબુલીએ જે નીચ હુમલો કૉન્ઝરવેટરીમાં કીધો, તેનેબી ત્રણ મહીના થઇ ગયા હતા. પેલા સોલીભાઇ સોલીસીટર સાથ ખાંનબહાદુર બેહરાંમશાહે, અરધી રાતના, ખુને બેસી ખત કીધાનેબી તેટલીજ મુદત થઇ ગઇ હતી.

હા. એ સઘલાં બનાવો બન્યાને ત્રણ મહીના થઇ ગયા હતા. સઘલું નવું જુનું થઇ ગયું હતું. લોક ચરચા ઠંડી થઇ ગઇ હતી. પણ એ ત્રણ મહીનાની મુદતમા બેહરામશાહ શેઠના કુટુંબમા શું શું ફેરફારો થઇ ગયા છે, તે જાંણવા જરૂરના છે.

દીલાવરની બાંનુને રૂસ્તમ જાંબુલીના હાથથી થાએલો જખમ ધારતી બરેલો હતો, પણ સરજ્યનોની બાહેશી અને ચાલાકીભરી માહાવજતથી તે રૂજાઇ ગયો હતો. બાંનુ જો કે બીલકુલ હવે તંનદરોસ્ત હાલતમ હતાં, છત્તાં નબુલાઇનું જોર હજી સેહજસાજ હતું. પણ આ બનાવ પછી, તેવને બાહાર જવું આવવું બીલકુલ બંધ કીધું હતું. તે એટલે સુધી, કે તેવન ઘરમાં પણ પોતાના ઓરડામાંથી બાહાર નીકલતાં નહી હતાં, અને નબલાઇનું બાંહાણું કરી પોતાનું ખાવાનુંબી તેવને પોતાના ઓરડામાંજ મંગાવી એખલાં ખાતાં હતાં.

પેલો રંગતો પંચી દાદી ! તે ખાઇ પીઇ પેલી ખુબસુરત હરજને ગુલીસ્તાંનના પ્યારમાં માથાના બાલથી તે પગના તલીયાં સુધી એવો તો ડુબી ગયો હતો; કે તે રાતના ઉંઘમાંબી ગુલીસ્તાનનાજ સ્વપણા જોતો હતો ! એટલુંજ નહી, પણ દીવસના જાગતી હાલતમાંબી તે ગુલીસ્તાંનનાજ સ્વપણા જોયા કરતો હતો ! ટુંકમા ગુલીસ્તાંન-લૈલી-નો દાદી-મજનુ હતો ! ગુલીસ્તાંન-જુલીખાં-નો દાદી-યુસુફ હતો ! ગુલીસ્તાંન-રોદાબે-નો દાદી-જાલ હતો ! ગુલીસ્તાંન-મનીજેહ-નો દાદી-બેજન હતો ! બીજું તે કંઇ જાણતોજ નહી હતો. ઘરબારની ખટપટમાં પડવાની તે જરાબી દરકાર કરતો નહી હતો. ઘેરમાં શું ઉંધુંચતું થઇ જાએ છે, તે તેની બલા જાણે ! બુઢાપાના વખતમા તે પોતાના બાપની મુશકેલીમા મદદ કરવા રાજી હતો, પણ સોલીબઇ સાથ ખુને બેસી ખત કરતી વખતે તેના બાપે તેની બીલકુલ સલ્લાહ લીધી નથી, એવું જ્યારથી દાદીએ જાણ્યું, ત્યારથી પોતાના બાપના કાંમમાં માથું મારવાનુ તેણે પડતું મુકયું હતું.--

પેલો માતબર જંગબારવાલો જેહાંગીર, બેહરાંમશાહની ખુબસુરત દીકરી જરના પ્યારમા લપટાયલો હોવાથી, જો કે તે હજી જરની મુલાકાતે ચંપા બાગમાં આંવતો જતો હતો, પણ હજી સુધી જેહાંગીરે બેહરાંમશાહ આગલ જરના હાથની માગણી, બાંનુની માંદગીના સબબને લીધે, કીધી હતી નહી. તોપણ આ માતબર જવાંન, જરબાંનુને પોતાના દીલથી ચાહાતો હતો, અને જરને એવી દરેક ઉમેદ હતી, કે જેહાંગીર જે દાહાડેબી તેના હાથની માંગણી તેના બાપ આગલ કરશે, તે દાહાડે તેનો બાપ ના તો કહેશેજ નહી.

આમલીબઇ ઉરફે બેહરામશાહની વડી દીકરી એમીલીની હાલત, ધોબીના પથર જેવી હતી ! જવાંની અને ખુબસુરતીમા ઉઘરી રહેલી એમીલી પોતાના ખવાસ અને સ્વભાવને લીધે હજી હર પડી હતી નહી ! માતબર જવાંનો તેણીની સંગતમા બે ચાર દીવસ ફરતાંજ,

તેણીના સ્વભાવની પરીક્ષા કરી લઇ, તેઓ તેણીને પડતી મુકતા હતા. એવી રીતે ઍગીલી, આગેવાંન પારસી કુટુંબના કુમારા છોકરાઓની સંગતમા પરણવા અદરાવાની મતલબથી ફરતાં, ખાંનગી મંડલોમા ઍમીલને મશકરીમા ' Number Seventy Seven ' ના નામની ઉપમા મલી ગઇ હતી !

સોલીભઇ સોલીસીટર એ ત્રણ માસની મુદતમા બેહરામશાહાના ચંપા બાગમાં એવો તો પલાંઠો મારી ઠસી ગયો હતો, કે ઘરનો ધણી હું અને બાહાર નીકલ તું, પ્રમાણેનો તેનો તમામ કારભાર ચંપા બાગમાં ચાલતો હતો ! તે ચંપા બાગમા ગમે ત્યારે આવતો, અને ગમે ત્યારે જતો હતો. તે ગમે ત્યારે, તેડે, વગર તેડે, જમતી વખતે આવી ટેબલ ઉપર બેસી, ઘરના માણસના જેવીજ હાકમી ચલાવતો, અને ઍમીલી તથા જરની સાથે કલાકોના કલાક સુધી બેસી-ટાએલાં કરતો હતો. ખુદ ઘરધણી બેહરામશાહ પણ તેના ગુલામ જેવા થઇ ગએલા જણાતા હતા, અને જેમ સોલીભઇ કહે, તે પ્રમાણે તેવન હાજી હા કરતા હતા.

પણ જવાંન જેહાંગીર, સોલીભઇની આવી અવીવેકી અને ધાઇખોરા જેવી વરતનુકને લીધે, તેની તરફ ધીક્કારની નજરથી જોતો હતો. પણ તેનુ શું ચાલે ? તે કાંઇ ઘરધણી નહી હતો ? લુચ્છો સોલીભઇ એ સઘલું સમજતો તેમજ જાણતો હતો. તે સારી રવેસે જાણતો હતો, કે તેની આવી વરતુકનથી ઘરના દરેક જન તેની તરફ ધીક્કારથી જુવે છે, પણ તેની જરાબી દરકાર કે કનવાર કીધા વગર, તે બીલકુલ અંજાણો થઇ ફરતો હતો, કેમકે તેની ખાતરી હતી કે આં ' ડુકટાંઓ ' તો શું, પણ ખુદ ઘરધણી બેહરામશાહ પણ તેને ચંપા બાગમા આવતો અટકાવી શકે એમ નહી હતું. —

એવી રીતેનો માંમલો ચંપા બાગમા ત્રણ મહીનાની અંદર ફેરવાઇ ગયો હતો.

દેખાતું હતું, કે માતબર જેહાંગીર, આ બંધા અને જમાને ખાધેલ સોલીસીટરની આવી કીસમની આપખુદી સાંખી શકે એમ નહી હતું. આજ સુધી જેહાંગીરે આ સોલીસીટરની સરકશી ઉપર અખાડા કીધા હતા, પણ હવે તેણે વધુવાર એવો માંમલો ચાલતો અટકાવવાનો વીચાર કીધો. તેણે વધારે ખટપટમા જવું ઠીક ધારયું નહી, પણ જરના હાથની માંગણી કરી, આ વાત પડતી નાખવાનો ઠેડાવ કીધો. જેહાંગીરે એક દાહાડે પોતાનો આ વીચાર જરને જણાવ્યો, અને જરના રજાથી, જેહાંગીર, બેહરાંમશાહ શેઠને મલવા તેઅનની લાઇબ્રેરીમાં ગયો.

જેહાંગીરે પોતાના દીલની ઉમેદ અને મનના વીચારો ધીરજથી બેહરાંમશાહની આગલ જાહેર કીધા, અને બેહરાંમશાહે તે ઘણીક ધીરજ, ઘણીક મુંઝવણ, ઘણીક દલગીરી, અને થોડી જેવી ખુશાલી વચ્ચે સાંભલી લઇ, અંતે જેહાંગીરને કહ્યું:—" જેહાંગીરશાહ, તમારા વીચાર સાંભલી હું ખુશી થયોછ. અને જરબાંનુનીબી તેવીજ ખાએશ છે, એમ સાંભલીનેબી હું ખુશી છેઉ. તમારા જેવા ખાંનદાની આદમીના હાથમા મારી દીકરીના પાંખરાં આપવામા મને આનાકાંની શાંની હોય! પણ—

" તાહારે મુરબ્બી, તમારી પરવાનગીનીજ ખોટી છે." જેહાંગીરે જવાબ દીધો. " પણ શું?"

" પણ હું શું કહેવા માગુંછ, તે હું તમુને સમજાવી શકતો નથી જેહાંગીર." બેહરાંમશાહ દલગીર ચેહરે બોલ્યા. " ડીયર મી૦ જેહાંગીર, તમે મને વચન આપો, કે જે વાત હુ તમુને કહું, તે તમે ખાંનગી રાખશો."

" મારા પોતાના કસમ ખાઇ કહુંછ, કે તમે જે કેહશો, તે હું કોઇનેબી જણાવનાર નથી."

" જરને તમે ચાહોછ તે હું જાણુંછ જેહાંગીર." બેહરાંમશાહે કહ્યું. " અને જાહારે તમે તેને એટલા બધા ચાહોછ, તાહારે તો તેનો પ્યાર મેલવવા ખાતર તમુને થોડો ઘણો ભોગ આપવો પડશે."

"ભોગ! ભોગ એટલે શું! સાહેબ, તમે શું બોલોછ, તેની મને કંઇ સમજ પડતી નથી?"

"ધારો—ધારો કે—ધારો—કે—"

બેહરામશાહની જીભ ઉપડી શકી નહી, અને જેહાંગીર પોતાની ચટપટ અટૂકાવી શકયો નહી.

"ધારૂં શું? ખાંનબાહાદુર સાહેબ. તમે મારી પાસ શું ધરાવોછ!"

"ધારો કે જરબાંનુ જેવી બઇરી મેલવતા સારૂં તમુને—તમુને કંઇ મોહટી રકમ આપવી પડે તો—

"રકમ આપવી પડે! એટલે!" જેહાંગીર અજબ થઇ બોલ્યો. "એઅદબી માફ છે, તમો સાહેબ શું જરબાંનુને વેચવા માગોછ? બેહરામશાહ શેઠ તમે શું બોલોછ તેનો કંઇ તમુને વીચાર છે કે?"

"નહી, નહી. તમે મારૂં બોલેલું સમજો તો ખરા." બેહરામશાહ સમજ પાડવા લાગ્યા. "તમે ઉસકેરાઇ ના જાવો જેહાંગીર. તમે એમ સમજો, કે તમે તમારા સસરાને જાણુ મદદ કરોછ."

"દોસ્તીના હકમા, એક વખત અરધી રાતે, એક ધરખમ રકમ, તમારા કરજદારોને આપવા મે કાહાડી આપીછ." જેહાંગીરે જવાબ દીધો. "પણ લગનનું સાટું કરવા સારૂં એવી તમો મારી સાથ સરત કરો, તો તેવાં લગન તરફ હુ ધીક્કારની નજરથી જોવસ."

જેહાંગીર, બેહરામશાહ પાસથી કુદીને ઉઠવા જતો હતો, પણ તેવામાં બેહરામશાહા બોલ્યા:—"જરા સબર કરો જેહાંગીર. મારી બધી હકીકત તમે હજી જાણુતા નથી. કમનસીબે મને તમારી પાસ એવી માંગણી કરવાની ફરજ પડીછ."

તાહારે સાહેબનો જવાબ એજ, કે, મારે તમુને એક મોહટી નાંનાંની રકમ આપવી, એને જરબાંનુ સાથ પરણી જવું!" જેહાંગીરે સવાલ કીધો.

"ભાઇ જેહાંગીર, તું મારાં દુખની વાત શું જાણે.?" બેહરામશાહે કગલીને જવાબ દીધો. "અરે મારી દીકરી તુને કેવી ચાહેછ તેનો તુને કંઇ વીચાર છે?"

"હા. મને તેનો વીચાર છે." જેહાંગીરે કહ્યું. "તેના સુખને સારૂં, અને તેની બહેતરીને સારૂં હું મારી પોતાની દોલત, મારાં માએ તરફથી મને મલેલો વારસો, અને મારા બાપનો તમામ ફાલો, હું ત્રસ્ટમા આપવા તૈયાર છેઉં. પણ જો તમે તમારી દીકરીના બદલામા મને ભોગ આપવા——

"જો તેમ તમે કરવા રાજી નહી હોવો તો——

"તો? તો શું?"

"તો દસ લાખ રૂપીઆ મને કોઇ શરાફની પાસ તમે ધીરાવો?" બેહરામશાહા લાચાર થઇ બોલ્યા.

"ધીરધાર કરવાની વાત તમારા પેલા બ્યાજખાઉ સોલીસીટર સોલીભઇ સાથ કરો.!" જેહાંગીરે તાંનો મારી કહ્યું.

"સોલી, પેલો બદમાસ-લોફર——

"ગમે તે હોય, પણ આજે તમારા ઘેરમાં તમારા કરતાં તેનું રાજ વધારે ચાલેછ!"

જેહાંગીર, બેહરામશાહ આગલથી ફફડી ચટકી ચાલી ગયો, અને બેહરામશાહ ડીગમુઢ થઇ ગયો. જર, જેહાંગીરની ઇંનતેજારીથી રાહા જોતી હતી, તેવામાં ઘરના કારભારીએ આવી તેણીના હાથમાં એક કાગળ મુકયું, અને જર તે ઉખેડી વાંચવા લાગી.

**ડીયર જર—**

**દલગીરી સાથ તુને જણાઉંછ, કે તારા બાવા સાથની વાત ચીતનું પરીણાંમ તારી અને મારી મરજી વીરૂધ આયુંછ. હવે એ બીનાની વીગત લંબાવી દીલને વધુ દુખવવાની કરસી જરૂર નથી. તોપણ ડીયર જર, મારા સાચ્ચા પ્યારની નીશાંન તરીકે, હું કસમ ખાંઉછ, કે જાંહાં સુધી તું કુમારી રહેશે, તાંહાં સુધી હું કદી બી પરણનાર નથી.**

**લા. તારો વાહાલો**

**જેહાંગીર**

જરેની નાસીપાસી, અને ઉદાસીનો પાર રહ્યો નહી. જેહાંગીરનો કાગજ વાંચતાંજ તે જારબેજાર રડવા લાગી, અને ફરી ફરી તે કાગજ વાંચી પોતાના દીલને મનાવા લાગી. પણ સઘલું ફોકટ.

પણ એવામાં તેણીની નજર તે કાગજમા લખેલી છેલ્લી લીટીઓપર પડતાંજ, તે મનમાં સંતોશ પકડી બોલી:—

"એ કોઇબી સાથ પરણવા ના લખેછ. એ કસમ ખાયછ. તાહારે તો મોડે કે વહેલે એ મારોજ થવાનો."



## પ્રકરણ ૨૫ મું.

### ઘર ભાંગુ ગોરી! કરતુકનું કાલબુદ!

"કમ-ઇન, કમ-ઇન, મીસ બાલફૂર? કેમ મીસ બાલફૂર, આવડી મોડી રાતે આવવાની કંઇ તમુને જરૂર પડી?" બેહરામશાહે પોતાની લાઇબ્રેરીમા એકાએક મોડી રાતે મીસ બાલફૂરને આવેલી જોઇ સવાલ કીધો. "બાનુબઇની તબીયત——

"બાનુબઇની તબીયત ઠીક છે." મીસ બાલફૂર બોલી. "હું તમુને રાત પડી તજદી આપવા માટે દલગીર છેઉં. હું તો નાહલ્લા શેઠ સારૂં ખાસ આવીછ."

"નાહલ્લા શેઠ!" બેહરામશાહે અજબ થઇ પુછ્યું. "કોણ? દાદીબા—તેનું શું?"

"મેહરબાની કરી જરી ધીરજથી મારૂં સાંભલશો તો સારૂ." મીસ બાલફૂર બોલી. "આસરે અડી કે ત્રણ મહીનાની વાત ઉપર, મોહટાંબાઇએ પોતાને સારૂં એક પોલકો, પારસી ફેમેલ વર્ક કલાસમાં સીવડાંવેલો હતો, તે પોલકો એક પારસીની છોકરી, ચંપા બાગમાં પોહોચાડવા સારૂં લેઇ આવી હતી."

"પણ તેનું શું?"

"જરા ધીરજેથી સાંભલો સાંહેબ. સમાચાર મોહોકાણના છે!" મડમે બેહરામશાહના ટાંકા ઢીલા કરવા કહ્યું.

"મોહોકાણના સમાચાર!" બેહરામશાહ ઉશ્કેરાઇ બોલ્યા. "વલી કંઇ નવી આફત—

"જરા ધીરેથી સાંભલો." મડમે આગલ ચલાવ્યું. "તે છોકરી જરા દેખાવલી અને ચબરાક હતી. ગેઇ કાલે હું કોટમાથી ચર્ચગેટ સ્ટેશન ઉપર જતી હતી, તેવામાં દાદી શેઠને એ છોકરીની સાથ મે મુાર્કસ કંમ્પનીની

દુકાંનમાં પેઠેયા ! મે જાણ્યું હોસે ! મે એક બાજુ છુપાઇ દુરથી જોયું, તો દાદીશેઠને કેટલીક જનસો વેચાતી લેઇ તેનું બીલ ચુકાવતાં મે જોયા ! મે જાંણ્યુ હોસે ! વધારે ખંતી થઇ મે જોયું, તો તે બધી જનસો દાદી શેઠે પેલી છોકરીને આપી, અને તે તેને લીધી ! મે જાણ્યું હોસે ! પણ પછી મારી ધીરજ રહી નહી. તેઓ બંને જન દુકાંનમાથી બાહાર નીકલીયાં, અને મે તે લોકની પુઠ પકડી. દાદી શેઠ આ એ છોકરી ઉપર એટલો તો અછો અછો થઇ જવા લાગો, અને પેલી છોકરી દાદી શેઠ ઉપર એટલી બધી તો ઓધઇ પંથરઇ જવા લાગી, કે મારાથી તે જોવાઇ શકાયું નહી ! પણ તેટામા તેઓ બંને જન છુટાં પડીયાં. છુટાં પડતી વખતે મે જે કાંઇ બોલો દાદી શેઠને બોલતાં સાંભલી, તે ઉપરથી મે જાણ્યું, કે પેલી છોકરીના પ્યારમાં દાદી શેઠ પડેલા છે. "

" છોકરીના પ્યારમા ! એક રખડતી રઝડતી, અને સીવી સાંધી પેટ ભરતી છોકરીના પ્યારમા દીલાવરખાંનના ખાંનદાનનો દીકરો પડે ! મીસ બાલફૂર તમે કંઇબી સહરાબ્રાત કીધા વગર બોલજો. " બેહરાંમશાહનુ માંથુ ફરી જવાથી તેવન બોલ્યા. " મારો દીકરો એટલો બધો બેવકુફ બને, એ મારા માનવામાં આવતું નથી. "

" તેવન જાહારે તે છોકરીથી છુટા પડતા હતા. તાહારે હું એક ભાડુતી વીકટોરીઆને ઓઠે ઉભી રહી તેવનનુ બોલવું સાંભલતી હતી. હું કબુલ કરૂંછ, કે મે ઘનું બોટું કાંમ કીધું ! પણ તમારી ઇજત અને તમારાં નામને ખાતર મે એવી હીંમત કીધી ! હું ઘણીજ દલગીર છેઉ સાહેબ, કે દાદી શેઠે આએ છોકરીને પોતાનો પ્યાર આપવા અગાઉ, પોતાના ખાંનદાનની ઇજતનો કાંઇબી વીચાર કીધો નહી. મે જે કાંઇ કાંનેકાંન સાંભલીયું, તે હું તમુને કેહી શકતી નથી ! તે કેહવાની મારી હીંમતજ ચતી નથી."

"શું ? એટલું બધું ?" બેહરાંમશાહ ખુરસીપરથી ઉઠી ઉભા થઇ બોલ્યા. "તાહારે તમે શું સાંભલીયું મીસ બાલફ્ર ? બોલો ! બોલી દેઓ ! જેગી તમે સાંભલીયું હોય તે બોલી દેઓ !"

"દાદી શેઠે તે છોકરીને પરણવાનો કોલ આપામોછ !" મીસ બાલફ્રે કહ્યું." તે દીવસે ચાંદરાત હોવાથી દાદી શેઠે પેલું ઝવેરાત તે છોકરીને સેટ આપીયું હતું."

"ઓ ! મુવો તું પેરેનો પડતો !" બેહરાંમશાહ એક હાય મારી, નીરાસ થઇ બોલ્યા." મારી ઇજતની વુરબાની કરવા શું તેં જનમ લીધો ! પણ એ ચુકરી છે કોણ ?"

"એ છોકરી ખુબસુરત છે. દેખાવલી છે. લાઅકીવાલી છે. સાલેસ છે." મીસ બાલફ્ર બોલી. "દાદી શેઠ તે છોકરીથી છુટા પડયા, પણ હું તેનાથી છુટી પડી નહી. હું તેની પુઠે પુઠે છેક તેને ઘેર સુધી જઇ તેનુ ઠેકાણુ જોઇ આવીછ !"

"તે કાંહાં રેહછ ?" શેઠે સવાલ કીધો.

"મજગાંમ," મડમ બોલી.

"તેનું નામ ?" શેઠે સવાલ કીધો.

"ગુલીસ્તાંન ! ગુલીસ્તાંન કેકાસજી સીકનદર !"

"ગુલીસ્તાંન ! ગુલીસ્તાંન કેકાસજી સીકનદર !" બેહરામશાહ વીચારમાં પડી બોલ્યા." અહાં ! હવે બધી મને બરાબર સમજ પડેછ ! એમજ ! આએ છોકરીના પ્યારમા એ પડેલોજ હોવો જોઇએ, કેમકે હું કેટલુંક થયું એ ચુકટાની ચાલચલન અને સ્વભાવમાં ઘણોજ ફેરફાર થયલો જોઉછ ! અગાઉના જેવો ભટકવેરો અને પગે સાવરણી હવે દેખાતીબી નથી ! બરોબર જમવાને વખતે ઘેરમાં એ રોજ દેખાયછ ! નહી તો મહીનાના તીસે દાહાડા બાહાર ભટકતો તો ! કયે જતો આવતોબી નથી ! પારટી કે ડીનરના તેડાંનીબી દરકાર કરતો નથી ! કમબખત ચુકતો આએ કોઇ ચલકટી ચાઇચાંઇને જોઇ, તે

ઉપર મોહી પડી, રખે મારાં ખાંનદાંનને નામોસીમાં લાવી નાખે! પણ નહી. હું તેમ કરવા દેઉ, તો એ પરણશેની! બેશક એને અંહીયાં! જોઉ એ શું કેહછ?"

"અરરર! સાહેબ! સાહેબ!" મડમ ફુગલાઈ જઇ બોલી. "એ તમે શું કરોછો! તમે જો ઉસકેરાઇ જશો, તો નાહલ્લા શેઠ વધારે બગ્ડે થશે! મારી નાદાંનની અક્કલ ઉપર જો ભરસો હોય, અને જો આએ નામોસી-ભરીમાં લગન અટકાવવાનો, અને આએ છોકરીથી દાદીશેઠને છુટા પાડવાનો તમારો વીચાર હોય, તો એ કાંમ તમેં મારી મુનસફી ઉપર સોંપો."

"જો એ પીડાં બાહારો બાહાર પતી જતી હોય, તો ઘનુંજ સારૂ થાય." બેહરામશાહ ખુશી થઇ બોલ્યા. "મીસ બાલફ્રર, તમારી ઉપર મને વીસ્વાસ નહી કાંય હોય? કોઇબી રીતે દાદી, આએ છોકરીના ફંદમાથી છુટો થાય, એવું તમે કરો."

"ઠીક છે. પણ એ વાત મોહાટાંબાઇને કાંને બીલકુલ જવી નહી જોઇએ સાહેબ!" મડમે કહ્યું.

"ઓ નો! નેવર! બીજું કંઇ?"

"હા. પણ એ કાંમમા તમારી મને સહેજ મદદ તો જરૂર જોઇશે?"

"કેવી રીતે?"

"આવતી કાલે સાંજના ચાર, સાડા ચારની વચ્ચે, દાદી શેઠ અને ઍમીલી સાથે તમે આપરી નવી લેન્ડોમા ફરવા નીકલજો.. દાદી શેઠ ઍમીલીની પાસે બેસે એવી ગોઠવણ કરજો, અને ગાડી સર જમશેદજીની ઇસ્પીતાલ આગલથી, કોટ તરફ સાડા ચાર વાગાને અમલે પસાર થાય, એવો હુકમ કોચમેનને કરજો."

"એજ કે? અરે એમા શું મોહટુ કાંમ છે!"

"તાહારે દાદીશેઠને લુચીરતાંનથી છુટો પાડવું, કાંઇ મુશકીલ કાંમ નથી!"

## પ્રકરણ ૨૬ મું.

### ધાંનમા ધુલ ! 'કરમની કાંહાંણી, કોઇએ નહી જાંણી !"

પોતાના દુખના દાહાડા વહી જઇ સુખના દાહાડા આવવાનો સમે થયો હોય, એમ ગુલીસ્તાંન પોતાના મનમા સમજી મગન થઇ રહી હતી.

"એક પખવાડીઆંમ હવે તો મારાં લગન થશે ! એક પખવાડીએ પછી હું મારા માનીતા દાદીની મનમોહન માહાબુબ તરીકે જાહેર થવસ. અને એક પખવાડીઆં પછી મારો દાદી, મને પોતાના સગાં વાહાલાંઓ, અને દોસ્ત આસનાઓમાં પોતાની પરણેતર ધણીઆણી તરીકે 'ઇનટ્રોડયુસ" કરશે.".

"એ કેવી ખુશાલી ! આએ મારી પરણુતી વખતે પેહરવાની સાડી એ માઇ ! કેટલી મોંધી ! અને આએ કસબી કોર ! એ કેવી સરસ લાગેછે ! આએ પોલકો જોઇ મને પેલો દીલાવરની બાંનુબઇનો પોલકો યાદ આવેછે અને તે પોલકો પેહલેથીજ ગમતો'તો, અને તેથી મે તેવોજ મારે સારૂ બનાવીયો ! હવે બાકી શું રેહ્યુંછ ?"

ગુલીસ્તાંન પોતાના લગનના કપડાં તઇયાર કરવાની ગડબડમાં પડેલી હતી. દાદી સાથે આજે કાંઇક વધુ ખરીદી કરવા માટે, તે સહવારની બાહાર ગએલી હતી. ત્યાંથી પાછી ફરતાં, બપોર થયાથી, તે દાકી પરાણે જેવી પાછી ફરતી હતી, તેવીજ તેની નજર, સાંમેથી આવતી મીસ બાલફર ઉપર પડી. ચંપા બાગમા ગુલીસ્તાંને મીસ બાલફરને એક વખત જોએલી હોવાથી, તેણીને તુરતજ ઓલખી, પણ ગુલીસ્તાંન તેણીને કાંઇબી બોલે બોલાવે, તેટલાં મીસ બાલફરેજ ગુલીસ્તાંન તરફ જોઇ પુછવાં માડયું:—

"માફ કરજો હું, પણ તમારો ચેહરો મારા ધ્યાનમાં આવેછ ?"

"તમે મીસ બાલફૂર કે ?" નીરદોશ ગુલીસ્તાંન આ ફીતુરી ઓરતના ઢોંગ સમજ્યા વગર બોલી. "દીલાવરની બાંનુબઇના કંમપેનીયન ? મે તમુને ચંપા બાગમા એક વખત જોએલાં ! હું તાંહાં બાંનુબઇનો પોલકો લેઇ આવેલી તે તમુને યાદ છે. ?"

"ઓ યસ—યસ,–હા. હા ! તમે મીસ ગુલીસ્તાંન !" મીસ બાલફૂરે હસીને જવાબ દીધો. "હવે મે તમુને બરાબર ઓલખીયાં. કેમ, તમે સારી કાંની છેઓ કે ?"

"હા, હું તો સારી કાંની છેઉ મીસ બાલફર, પણ તમારાં બાંનુબઇ કેમ છે ?" ગુલીસ્તાંને ખબર પુછી. "તેવનનો જખમ રૂજાયો કે ?"

"ઓ યસ. જખમ બીલકુલ રૂજાયો." પેલી મડમે જવાબ દીધો. "પણ તબીયત જરા નરમ ગરમ ચાલેછ. હું તમુને રોકતી તો નથીની ? ઓ ! તડકું એટલું તો સખત પડેછ, કે મારાથી તો ચલાતુંબી નથી !"

"હું હીયાંજ રહેઉછ !" ગુલીસ્તાંને ખુલાસો કીધો. "પણ તમુને જો ઉતાવલ નહી હોય, તો ગરીબની ઝુપડીમા જરા આસાએસ લેવા આવો, તડકાથી તમે કંટાલી ગએલાંબી છેઓ, વાસ્તે—

"નહી. કોઇ બીજી વખતે હું—" મીસ બાલફૂરે ઢોંગ કરી આનાકાની કીધી.

"પણ બીજી વખત તમે કેમ આવી શકશો ?" ગુલીસ્તાંને તેને બોલતી અટકાવી કહ્યું. "મારૂં ઘેર તો તમે જોયુંબી નથી, તાહારે આવશો કેમ ? ચાલો, ચાલો, જરા ફેરો તો મારી જાવો !"

નીરદોશ ગુલીસ્તાંન, આ ઠગારી મડમને પોતાની સાથ પોતાને ઘેર લઈ ગઇ, અને ત્યાં પોતાની ગુંજાસ પ્રમાણે તેની પરોણાંગત કરવા લાગી. મીસ બાલફૂરે ગુલીસ્તાંનને વાતચીતમાં એવી તો ઘેરી લીધી, કે તેઓ બંને જનને કેટલીક લાંબા વખતની ધાડી દોસ્તી હોય, તેમ તેઓ એક બીજાં સાથ સુખ દુખની વાત કરવા લાગ્યાં.

"ઓરો! આએ કસબી કોરની સાડી!" મીસ બાલફરે ગુલીસ્તાંનના ધોલીઆ ઉપર, એક કસબી કોર સાથની કીમતી કાળી ક્રૈપની સાડી પડેલી જોઇ પુછ્યું. "કેવી સરસ કોર છે! અને શું સરસ આએ કપડું છે!"

આએ કીંમતી કસબી સાડી જોતાંજ મીસ બાલફરની ખાતરી થઇ, કે ગુલીસ્તાંન પોતાની લંગનની તઇઆરી કરતી હતી. પણ તેજ વખત એક નવો ખ્યાલ તેણીને આવ્યો, કે દાદી જ્યારે ગુલીસ્તાંન સાથ પરણી તેણીને પોતાની ધણીઆણીજ કરવાનો વીચાર લઇ બેઠોછ, તો ગુલીસ્તાંનને આવી નાંહાંની અને ગરીબડી જગામાં હજી સુધી કેમ પડી રહેવા દીધી હશે?

એ વીચાર આવતાંજ, આ ઠગારી મડમે તે ઉપરથી એક જુદોજ અને બાજબી સાર કાહાડ્યો. તેણીએ એવી તરક કીધી, અને તે ખરીજ તરક હતી, કે ગુલીસ્તાંન હજી સુધી દાદીની ખરી હાલતથી બેખબર હોવી જોઇએ, અને દાદી કોણ છે, તેથી તે બેશક અંજાણીજ હોવી જોઇએ. તેમ જો નહીં હોતે, અને દાદી દીલાવરખાંનના બેહરાંમશાહનો દીકરો છે, એમ જો ગુલીસ્તાંન જાણુતી હોતે, તો તે કદીબી પોતાની સાસુ બાનુબુઇની ખબર, એમ વગર ઇનતેજારીએ તેણીને પુછતે નહી.

એ બધા વીચારો પેલી ઠગારી મડમના મગજમા બોલ બોલતાં ઉભા થયા, અને બોલ બોલતાં પુસાર થઇ ગયા. પોતાની ખાતરી થતાંજ તે બોલી:—

"કેવી મજેની સાડી છે! પારસી બઇરાંઓની બધી ખુબસુરતી ખરૂં પુછાવો, તો તે લોકની સાડીમા છે! ખચીત આએ સાડી ગુલીસ્તાંન તમુને ઘણીજ સોભશે!"

"તમે એમ ધારોછ મડમ?" ગુલીસ્તાંને મીસ બાલફરનુ મત સાંભલી પુછ્યું.

"ખચીત, હું એમ ધારૂછ." મીસ બાલફર બોલી. "તમારાં કેટલાંક પારસીઓનાં બઇરાંઓ પોશાક અને માથેના બાલના બાબમાં કાંઇ પણ સમજ

વાપરીયા વગરે હંમેશાં છબરડો કરેછ! ખરી વાત તો એ છે, કે હરેક આદમીના ચેહરા ઉપર જે રંગ શોભે, તે રંગના કપડાં તેઓ જો પેહરે, તોજ તેમની શોભામા વધારો થાય! તેમજ જેવો જેના ચહેરાનો ઘાટ, તે ઘાટને છાજે, એવી માથાના બાલની ફેશન કરવી જોઇએ! નહી કે જે રંગ આંખને સારો લાગે તે શોખને સારૂં પેહરવો, અને એક જને એક ફેશન બાલની રાખી, તો બીજાંઓએબી તેનીજ નકલ કરવી! પણ તેવાં દેખાદેખીથી ખુબસુરત બનવા જતાં, ઘણી વાર તેઓ પોતાની બદસુરતીમા વધારો કરી, બેવકુફીમા ખપેછ! પણ આએ સાડીના રંગથી ગુલીસ્તાંન તમારો ચેહરો શોભી રેહસે."

"એ તો રેહ્યું, પણ હવે જરા કંઇ લેશો મૅડમ?" ગુલીસ્તાંને પુછયું.

"નહી નહી." મડમે આનાકાંની કીધી. "મને કંઇ ગમતું નથી! આએ લત્તા તરફ એક કમનસીબ સંજોગ વચ્ચે મને આજે આપવાની ફરજ પડી, તેથીજ મારૂં હીંયાં આવવું થયું, અને તેવાંમી અચાનુચ તમારે મેલાપ થઇ ગીયો."

"ખચીત તેમજ હોવું જોઇએ મૅડમ." ગુલીસ્તાંન મડમની હાલત તરફ દયા કરી બોલી. "આટલી મુદત થઇ હું હીંયાં રેહુંછ, પણ મેં તો તમુને આજેજ આએ તરફ જોયાં! પણ આએ લત્તા તરફ આવવાનું કારણ?"

"કારણ—મારૂં કમનસીબ!" મીસ બાલફૂરે દગલબાજીના સામાનનો કોથલો ખોલવા માંડયો. "કારણ—તમારા પારસી પોરીઆઓની મોહોકાંણ! આજ કાલ તમારા પારસીઓ પોતાની કોમની છોકરીઓને પડતી મુકી, ગોરી ગોરી મડમોની પછવાડે લાગાછ! શું કેહું મીસ ગુલીસ્તાંન, મારી એક નાહલ્લી બેન છે! તે એવી તો ખુબસુરત છે, કે તેની જેટલી તારીફ કરૂં તેટલી ઓછી! તે છોકરીની ખુબસુરતી જોઇ, એક માતબર પારસીનો દીકરો તેની ઉપર મોહી પડયો. તેની દોસ્તી કીધી, અને તેણીને પઇસાની લાલચ દેખાડી, તેની સાથ પરણવાની ગોઠવણ કીધી! યા તો પેલો પારસી પોતાનો

ધરમ છોડી ખ્રીસ્તી ધરમમાં વટલે, યા તો મારી બેહન પોતાનો ધરમ છોડી પારસી ધરમમાં જાએ! પણ પારસી ધરમમા જુદ્દીનોને નહી લેવાની ગડબડ મારી બેહને જાણ્યા પછી, તેઓ બંને એવા ઠેડાવ ઉપર આવ્યાં, કે બંનેજને પોત પોતાના ધરમમાંજ રેહી, એક બીજા સાથ ધણી ધણીઆણી તરીકે વસવા માટે, એકાદ હમારાં દેવલમા પોતાના લગન રજીસ્ટર કરાવવાં! મારી ગરીબ બેહન! તે બીચારી પેલા ચંડાલ પારસીના મીઠા બોલો ઉપર લોભાઇ, પોતાનો તમામ વીસ્વાસ અને તમામ પ્યાર તેને સવાધીન કીધો. પણ તે નાપાક અંતે બેવફા થયો! તેણે પોતાનો આપેલો કોલ પાલીઓ નહી! મોહટી મોહટી આશાઓ તેણે મારી બેહનને આપી, તેની ઇજતનો નાશ કીધો, અને અંતે તે મુજી પારસી પોતાનીજ કોમની એક ખુબસુરત છોકરી સાથ પરણી ગીયો!"

"અફસોસ! મીસ બાલફર, તમારી બેહનની વાત જાણી હું ખચીત દલગીર છેઉ!" ગુલીસ્તાંન આંખમા પાણી લાવી બોલી.

"મારી ગરીબ બેહન!" પેલી ફીતુરી મડમે બોલવા માંડયું, અને ગુલીસ્તાંન તે ધ્યાંન દઇ સાંભલવા લાગી. "આએ બનાવથી તે તો ફાટીજ ગેઇ! તેની તમામ આસાનો તે ચંડાલે નાશ કીધો, એવું જાણતાંજ તેણીનુ દીલ તુટી ગીયું, અને તેવા ગંમમાં તેણીને, 'હાર્ટ ડીઝીસ' થયું! તે બીચારી મરવા પડીછ! એક વખત તેની ખુબસુરતી એવી હતી, કે ભલાભલાઓ તે જોઇ ભંમરી ખાતા હતાં! આજે ફકત હાડકાં અને ચાંમડાં સીવાય કાંઇ તેના આંગ ઉપર દેખાતું નથી."

"એવા ચંડાલોને તો કોરટમા ઘસડી કાએદા પ્રમાણે સજા કરાવવી જોઇએ." ગુલીસ્તાંન ગુસ્સે થઇ બોલી.

"તે બનાવને આજે કેટલાક મહીના થઇ ગીયા પછી, આજે સહવારના સર જમશેદજીની ઇસપીતાલ આગલથી પસાર થતાં, તે ચંડાલ પારસી ઉપર, મારી અચણુચ નજર પડી." મીસ બાલફર બોલી. "મે

નક્કી ઠેડાવ કીધો, કે તેની પુઠ પકડી, તેને ઉંઘાડો પાડવો. તેને આએજ તરફ કેથે જતો જોઇ, હું તેની પુઠે લાગી, પણ અંતે મારી નજર ચુકથી તે કેથે નીકલી ગીયો, અને તેની શોધ કરતી હું આએ તરફ નીકલી આવી.”

“તમારી બેહનની હાલત ખરેખર દયા કરવા જોગ છે.” ગુલીસ્તાંન બોલી. “એવા નાપાકોને મોહોને મેસ ચોપડી, ગધેડે બેસાડી, મોહલે ગોહલે ફેરવવા જોઇએ, કે દીકરીના મા બાપો એવાં કાલાં મેંઢાંને પોતાકા ઘેરમાં ઘાલતાં અચકાએ.”

“તમે જો તે પારસીને નજરે જુવો, તો તમે કદાબી એવો વીચાર કરો નહી, કે તે મુજીએવો કરપીન હોસે.” મડમ બોલી. “કેવો જવાંન! કેવો ખુબસુરત! કેવો દેખાવલો! ઉમરબી કાંઇ ઘણી નહી! પચીસેક વરશ હશે, પણ આવો તે કરતુકી છે, એમ કોઇબી તેને જોઇને, કેહેજ નહી!”

“અરે રખે કોઇ દેખાવ ઉપર લોભાતું!” ગુલીસ્તાંને ટીકા કીધી.

“જવાંન છોકરીઓએ આજના વખતમા ખાસ તપાસી ચાલવું જોઇએ.” મંડમે જવાબ દીધો. “આજના વખતમા એવા ચીન ચલાકીઆઓ. બીરદોશ છોકરીઓની પુઠે ભંમતા ફરતા હોય, તેના તેઓને શું ખબર? ગુલીસ્તાંન માફ કરજે, હું કંઇ તારે વાસ્તે કેહતી નથી, પણ હું તો એક દુનીયાંની વાત કેહુંછ.”

“મીસ બાલફર હું જાણુંછ, કે તમે શું મતલબથી બોલોછ.” ગુલીસ્તાંને જવાબ દીધો. “પણ મારો ધણી તેવો નથી! મે તેની ચાલ ચલણ અને ખત્રાસ જોઇ લીધાંછ. થોડા વખતમાં હું એવા ધણીની ધણીઆણી થવંસ કે———

“અહો! તાહારે આએ સાડી તો તમારાં લગનની દેખું?” પેલી ફીતુરી મડમ ખુશીનુ ડોલ ઘાલી બોલી. “તાહારે તો તમને હું મુબારબાદી આપુછ. પણું અોહો! પેચુ ચાર થયા! ગુલીસ્તાંનુ હજી તો મને ઢોઢમાં

જવુંછ, અને તાંહાંથી હું ઘેર જવસ. મને હવે હીંઆંથી કોટમાં જવાનો રસ્તો—

"મીસ બાલફુર તમે ગભરાવો ના." ગુલીસ્તાંન વચમા બોલી પડી. "તમુને જો અડચણ નહી હોય, તો કોટ સુધી હું તમારી સાથ આવું. મને કોટમાં મારા કાપડીઆની દુકાને જવુંછ."

"ઘનુજ સારૂં." મડમે ખુશી થઇ જવાબ દીધો. "હું આએ તરફ કોઇ દાહાડેબી આવેલી નહી હોવાથી, મને બીલકુલ રસ્તો ખબર નથી."

ગુલીસ્તાંન તુરતજ તઇયાર થઇ, મીસ બાલફુર સાથે કોટ તરફ જવા નીકલી. મીસ બાલફુર જેવી ફીતુરી અને પ્રપંચી ઓરતના ફરેબને ભોલી ગુલીસ્તાંન પોહોચી શકી નહી. ગુલીસ્તાંને ગલીને નાકેથી ગાડી કરવાની તજવીજ કીધી, પણ મીસ બાલફુરે અનેક બાંહાંણા કાહાડી, સરની ઇરપીતાલ સુધી ચાલી જવાની મતલબ દેખાડી, ત્યાંથી એકાદ ગાડીમાં બેસવાની ખાએશ જણાવ્યાથી, ગુલીસ્તાંને મડમ સાથ આગલ ચાલવા માંડયું.

વાત કરતાં, હસતાં બોલતાં, તેઓ સરની ઇરપીતાલ પાસ આવી પુગ્યાં, અને ત્યાંથી એકાદ ગાડી કરવાની તજવીજમા પડયાં. ગુલીસ્તાંન પોતાના ધ્યાંનમાંજ હતી, અને મીસ બાલફુર, લાંબી નજર કરી ખાંનબહાદુર બેહરાંમશાહની ગાડી, તેવન સાથ કરેલી ગોઠવણ પ્રમાણે, એજ વખતે ત્યાંથી પસાર થવાની રાહા જોતી હતી.

પણ એવામાં એકાએક મીસ બાલફુરે ચીસ પાડી, અને ગુલીસ્તાંનનો હાથ બાજુમાંથી પકડી લેઇ તે બોલી:—

"પેલો! પેલો! જો—જો—

એકાએક એ શું થયું!

મીસ બાલફુરને દીવાંની જેવી બનેલી જોઇ, ગુલીસ્તાંન હેબતી ગેઇ, અને તે કાંઇબી પુછે, તે આગમજ મીસ બાલફુરે ખાંનબહાદુર બેહરાંમશાહની ગાડી, જે તે વખતે તે રસ્તા ઉપરથી પસાર થઇ, આગમજથી કરેલી ગોઠવણ

સામેની કોટ તરફ જતી હતી, તે તરફ આંગલી કરી દાદીને તેની બેહન સોલી સાથ હસીને વાત કરતો ગુલીસ્તાંનને દેખાડી કહ્યું—

"જોયો કેની!" પેલો ચંડાલ! પેલો મુજી પારસી! જો પેલી બે ઘોડાની ગાડીમા પોતાની બયરી સાથે બેસી તે કેવી મજાહ કરેછ?"

ગુલીસ્તાંને તે ગાડી તરફ નજર કીધી, તો તેણીએ શું જોયું!

તેણીએ જોયું કે દાદી કોઇ ખુબસુરત બયરીના પાસાંમાં બેસી હસી હસી વાતો કરેછે! દાદીને જોતાંજ ગુલીસ્તાંને તેને ઓલખ્યો!

હા! તે દાદીજ હતો! દાદીને તેણીએ પીછાણ્યો! તોપણ હીંમત રાખી ગુલીસ્તાંને પેલી શીતુરી મડમને પાછું પુછ્યું:—

"કોણ? કોણ!"

"અરેરે! તેજ! તેને તેં નહી જોયો!" બાલકરે ઢોંગ કરી પુછ્યું. "પેલી બે ઘોડાની ગાડીમાં?"

"હા! મે જોયો! તે કોણ?" ગુલીસ્તાંન ધ્રુજતી, ધપકતી છાતીએ, અરધી બેહોંસ હાલતમા દબાતે અવાજે બોલી.

"પેલો ચંડાલ! મારી બેહનને ફસાવનાર! મારી બેહનને ફુસલાવનાર! અને પેલી તેની બયરીને જોઇ કે?"

"ઓ ખુદા! હું મુંઇ!"

અને તેજ વખત ગુલીસ્તાંન એક ચીસ પાડી ફુટ—પાથ ઉપર બેહોશ થઇ પડી.



## પ્રકરણ ૨૭ મું.

### 'મને તમારી વહુ બનાવો! તમારા દીકરાને તમે સમજાવો!'

ત્રણ મહીનાની એક લાંબી મુદત, છેલ્લાં પ્રકરણમાં બનેલા બનાવને થઇ ગઇ.

એ ત્રણ મહીનાની મુદતમાં બેહરાંમશાહના કુટુંબમાં જાણવા જોગ બનાવો બની ગયા છે. ચંપા બાગમાંથી સુખની સોહાંમની સીકલ સદાની નાબુદ થઇ ગઇ છે, અને તેને બદલે દુખ અને દલીદ્રતા, વીચાર અને વમાસણ, ધાસ્તી અને હેબત, પોતાના નહેસ કદમ, એ સુખવાસી અને એક વખતના હસતાં રમતાં મકાનમા, ઘર કરી પડયાં છે.

વાહાલી અને નમાની જર, જેહાંગીરની જુદાઇના ઝુડાપામાં ઝુરતાં, અને પોતાના દીલની ઉમેદોનો નાશ થયાથી, એ ત્રણ મહીનામાં એવી તો નખાઇ ગઇ, કે તેથી તેની તબીયત અને તંદરોસ્તીમાં મોહોટો ફેરફાર થઇ ગયો. બેહરાંમશાહનો નાલાએક જવાબ મલ્યા પછી, જેહાંગીરે ચંપા બાગમાં જવાનું એકદમ બંધ કીધું, અને જર સાથેની જેહાંગીરની મુલાકાતો તે દીવસથી બંધ પડી. આ બનાવથી જરની તમામ ખુશી ખુશાલી ઉડી ગઇ, અને તે સાલેસ પણ નમાની છોકરી, પોતાના નવીબના તમામ સુખની આશા મુકી, ચંપા બાગમાં પોતાના ઓરડામાંજ પોતાની જીંદગીનું તમામ સુખ સમજવા લાગી.

દાદીનો હાલ તેથીબી બદતર થઇ ગયો હતો. તેને લાગેલો મોહોબતનો ગંમ, તેના જીગરને કાતરી ખાવા લાગ્યો. તેનો ખુબસુરત અને સોહાંમનો ચેહરો, સોરાઇ સુકાઇ જવા લાગ્યો. તેના ચેહરા પરનો ચલકાટ; ઝાંખો પડી ગયો, અને પોતાની જીંદગીથી હવે તે કંટાલ જવા લાગ્યો.

ખાનબાહાદુર બેહરાંમશાહ પોતાની વાહાલી અને નમાની દીકરી જર, અને પોતાના એક પુરા વારેસ દાદીના આવા હાલ જોઇ, રાત દાહાડો સંતાપ કરતા હતા. પણ બેહરાંમશાહના દુખ અને સંતાપના કાંઇ એજ કારણ નહી હતાં. તેવનની જીંદગીના બીજા ખાંનગી બનાવોને લીધે, હવે તેવન અગાઉના જેવા રંગીલા અને મોજીલા હતાજ નહી. તેમ તેવનના ધંણીઆણીના બાબમાં બનેલા છેલ્લા બનાવ પછી, તેવનની હાલતબી તેવીજ હાલહવાલ થઇ ગઇ હતી.

દીલાવરના બાંનુને મન દુનીયાં મરી ગઇ હતી ! તેવનની તમામ દુનીયાં, તેવનનું તમામ સુખ, અને તેવનની તમામ મોજ, તેવન પોતાના ઓરડામાંજ સમજી બેઠાં હતાં. આવી ઉઘરતી જવાંનીમા, અને ખુબસુરતીના ખીલી રહેલા બાહારમા, જ્યારે પોતાનાં સુખના દાહાડા ભોગવવાનો વખત તેવનની સામે આવી ઊભો, ત્યારે નહી ધારેલા સંજોગો વચ્ચે, જે બનાવો તેવનુના બાબમાં બનવા પામ્યા, તે બનાવની અસરથી, તેવન છત્તે ધણીએ રંડાપો ભોગવતી ઓરતો મીસાલ, પોતાનાં ઓરડાંને વલગી રેહ્યાં. ફરવું હરવું, ખાવું પીવું, હસવું બોલવું, તેવનને મન ઝેર જેવાં કડવાં વાગ્યાં લાગ્યાં. તેવનને મન તેવનની તમામ દુનીયાં તેવનના ઓરડામાંજ સમાએલી તેવન જોવા લાગ્યાં.

પણ આપણા આંમલીબઇ ઉરફે એમીલી ! તેવનની તો વાતજ કરવી નહી ! ચંપા બાગમાં જ્યારે કદમ કદમ પર, દલીદ્રતા, દુરેદુશા, અને હેબતનાક ઉદાસી પોતાનાં ભયાંનક દરશણ દેખાડતાં હતાં, અને બેહરાંમશાહ, દાદીબા, બાંનુબઇ અને જર, જ્યારે પોતાના દુખમાં દાહાડા કાહાડી ગંમ ખાઇ જીવતાં હતાં, ત્યારે આપણા આમલીબઇ ઉરફે એમીલીને સરવેથી મોહોટી ધાસ્તી, અને સરવેથી મોહોટી ફીકર, પોતાની ફેશનો અને કપડાંની હતી ! આખા ચંપા બાગમાં આ એકજ જીવડો નફકરો વસતો હતો !

તેણીને પોતાના બાપના સંતાપની, કે બેહનના દુખની જરાએ્રી કનવાર હતી નહી! પોતાના એક પુરા ભાઇની સેહજબી ચીંતા તે કરતી હતી નહી! ખાવું પીવું, અને કયાં જવું, અને કોણને મલવું, શું પેહડવું અને શું નહી પહેડવું, એ મુખ્ય ફીકરોને લીધે ખુબસુરત આમલીબઇ મીઠાં મધ જેવાં હોવા છત્તાં, કડમાં ઝેર જેવાં લાગતાં હતાં.

એ બધા સંજોગો વચ્ચે, પેલા કુનેહભરી કારઁસાજીવાલા સોલીટરને ઠીક તડાકા મડયા જતા હતા. આગલ જણાવ્યા પ્રમાણે સોલીભઇ પોતાનું 'ઘરબાર' ચંપા બાગમાં કરી પડયા હતા, અને રફતે રફતે થોડુંક થયું, તેવન ખરડેલા પગ ગલીચા સુધી લેઇ જવાની કંઇક વેતરણ અને તજવીજમાં પડયા હતા! તેવનનો વીચાર બેહરાંમશાહની બેમાંથી એકાદ દીકરી સાથ પરણી જવાનો થયો હતો! પણ કોણને પસંદ કરવી, તે વીચાર હજી તેવને નક્કી કરેલો નહી હોવાથી, તેવન પોતાનો દાવપેચ હજી પુરો કરતા નહી હતા! હજી તો તેવન આ બંને બુલબુલોમાંથી વધારે પસંદ કરવા જોગ કોણ છે, અને વધારે તારીફ લાયક કોણ છે, તેની તપાસ પોતાની કસોટી ઉપર કરતા હતા!

ચંપા બાગના આવા સમાચાર હતા. સરવે કોઇ પોતાના દુખમાં પડેલાં હતાં. એવામાં એક રાત્રે સુમારે દસ વાગે, મીસ બાલફર તક જોઇ બહેરાંમશાહને મલવા, તેવનની લાઇબ્રેરીમાં ગઇ.

હા. લાઇબ્રેરીમાં. આજ મુદત થઇ તેવનની ઉંઘ અને ભુખ ઉડી ગએલાં હોવાથી, બેહરાંમશાહ મોડી રાત સુધી પોતાની લાઇબ્રેરીમાં વીચાર અને વમાસણ કરતા, કોઇ વખત વાંચતા, તો કોઇ વખત કલાકના કલાક બેસી રહેતા હતા. એ તકનો લાભ લઇ, એક રાતે મીસ બાલફર બેહરામશાહ સામે લાઇબ્રેરીમાં જઇ ઉભી.

"કેમ? મીસ બાલફર! આવી મોડી રાતે!" બેહરાંમશાહે અજબ થઇ સવાલ કીધો.

"હા સાહેબ. આવી મોડી રાતેજ તમારી સાથ મને ખાસ વાત કરવા આવવું પડયુંછ." મીસ બાલફરે જવાબ દીધો.

"જે કાંઇ કહેવું હોય, તે ટુકમા કહી દેઓ." બેહરામશાહે કહ્યું. "મારો જીવ ઉદાસ છે."

"તમો ઉદાસ છેઓ તેમાં મારી શું કસુર!" મીસ બાલફરે કહ્યું. "તમારી ઉદાસી માટે શું તમે મને ઠપકો આપશો?"

"ઠપકો! મુવાં તમે બધાં! જાંહાંનમમાં જાવો તમે એકેએક! મને કોઇની દરકાર નથી!" બેહરામશાહ ગુસ્સે થઇ બોલ્યા. "હું બીલકુલ મરવા પડીયોછ! આએ શું આફત! આએ કેવી મુસીબત! મારૂં હસતું રમતું ઘેર કોઇ મુજીના સરાપથી મસાન જેવું એકાંત અને ભયંકર થઇ પડયુંછ!"

"તેમાંબી શું મારો વાંક છે?" મડમે ઠંડે પેટે પુછયું. "અરે સાહેબ, દુવા માંગો, કે તમારા દાદી શેઠને, એક ગરીબ, સીવી સાંધી પુરૂં કરનારી છોકરી સાથ પરણી જતો મે અટકાવીયો! હું જો મારી હીકમત લગાડતે નહી, તો તમારી નામોસી અને મુસીબતનો પાર રેહતે નહી!"

"બેશક, મીસ બાલફર. તમારૂં કેહવું ખરૂં છે." બેહરામશાહે વીચાર કરી જવાબ દીધો. "પણ તમે જાણોછ, તે પોરીનું પછી શું થયું?"

"નહી સાહેબ, હું તેના વીશે કંઇ જાણુતી નથી." મીસ બાલફરે જવાબ દીધો. "પણ હું એટલું જાણુંછ, કે દાદી શેઠ હજી તે છોકરીની શોધમાં ફરેછ."

"અહે! હશે. પણ તમે શું કેહવા માગોછ?" બેહરામશાહે પુછયું.

"દીબાચો કરવાની કંઇ જરૂર નથી સાહેબ." મીસ બાલફર બોલી. "મે, તમારી અને તમારાં કુટુંબની ઇજત બચાવવા, દાદી શેઠને પેલી છોકરીથી છુટો પાડયો, તે કાંમના બદલામાં તમારી પાસથી હું મારૂં ઇનામ લેવા આવીછ."

"ઇનામ ? તે ના કોણે કહ્યું ?" બેહરાંમશાહે જવાબ દીધો. "પણ તે આવી મોડી રાતના માંગવાની શું જરૂર પડી ? માંગોની, તમુને શું ઇનામ જોઇએછ ?"

"તમે સાહેબ મારૂં ઇનામ આપવા તઇયાર થયાછ ખરા, પણ હું તે માગું તાહારે ગભરાતા ના !" મીસ બાલફૂરે કહ્યું."

"શું તમો કંઇ મોહટો બુક ભરવા માંગોછ કેમ ? બેહરાંમશાહે તકાદાથી પુછ્યું. "માંગો, પણ હદમાં રેહી માંગવું બહેતર છે. શું જોઇએછ !"

"તમારા દીકરાનો હાથ !" મીસ બાલફૂર દ્રઢ અને ગંભીર અવાજે બોલી. "તમારા દીકરાની હકદાર ધણીઆણી હવે મને બનાવો."

"શું ? મીસ બાલફૂર, તમે દીવાનાં તો નથી થયાં ?" બેહરાંમશાહે ચમકી ઉઠી સવાલ કીધો. "કેમ તમે મારી મશકરી કરવા ઉભાંછ કે શું ?"

"મશકરી નહી, પણ હું ખરેખરૂંજ કેહુંછ." મીસ બાલફૂરે ખુલાસો કીધો. "તમારા છોકરા સાથ કોઇબી ભોગે પરણી તેની ધણીઆણી થવાનો મે પાક્કો ઠેડાવ કીધોછ."

"તારૂં ભેજૂં ઠેકાણે નથી ! તું મૅડ થઇછ !" બેહરાંમશાહે ગુસ્સાથી કહ્યું.

"નહી. હું મૅડ નથી. પણ તમે જો મારી માંગણી ના પાડશો, તો તમુને મૅડ થવું પડશે !" મીસ બાલફૂરે મારમીક ઇશારો કીધો. "મારૂં કેહ્યું તમે સમજ્યા કે સાહેબ !"

"હા, હું સમજીયો ! " ધપકતી છાતીએ બેહરાંમશાહે કહ્યું. "પણ તું શું મને એમ કેહવા માગેછ, કે દાદીથી પેલી પારસી છોકરીને છુટી પાડવાની તમામ ગોઠવણ, તું દાદીને જાહેર કરી દેશે ? જા, જા. હમણાંજ જઇને કાંય નહી કેહી દેતી ! જા જઇને સાફ તેને કેહજે, કે તારા બાપે એ બધું કાવતરૂં રચીયું 'તું ! તું શું મને દબાવવા આવીછ ? નીકલ

દીયાંથી, નહી તો ધક્કા મરાવી મારા બંગલામાંથી બાહાર કહડાવસ. નીમખહરાંમ !"

પણ દ્રોકટ ! બેહરાંમશાહની ધમકી જેમ જેમ વધતી ગેઇ, તેમ તેમ મીસ બાલફૂરે તે સાંભલી, મનમા અને મનમાંજ હસતી, ગુપચુપ બેહરાંમશાહ સાંમે મલકાતે ચેહરે ઉભી રહી, અને બેહરાંમશાહ જયારે બોલી રેહ્યા, ત્યારે તે ફરીથી બોલી:—

"હવે તમે મને શું જવાબ આપોછ ? શું તમે આએ બધી ધમકી જે મને આપી, અને જે ભપકી તમે કીધી, તે શું ખરી છે ?"

"તાહારે તું શું એ માંગણી કરેછ તે ખરી છે ?" બેહરાંમશાહે પુછ્યું. "એ લગન બનેજ કેમ ? તું એક જુદદીન, અને હમે પારસી-"

"અને તોપણ તમારા છોકરા જેવા ઘણાક પારસીઓ, મારા દેશમા મારા કરતાંબી હલકા વરગની ઓરતો સાથ પરણી ગએલા છે ! તમે કદાચ પેલાં જુનાં ડોસાં માહેલા એક હશો, કે જેઓ એવાં લગનોની વીરૂધ વીચાર બાંધી બેઠાછ ! પણ તમારી કોમનો કેલવાએલો વરગ તો એવાં લગનને ઉત્તેજન આપેછ ! બુદ તમારો સુધારવાલો છાંપો એવાં લગનની તરફેન કરેછ."

"તેઓ ગમે તે કરે. પણ કોમની ખુવારી કરવાનો ચાર્જ પારસી તવારીખમા તે લોકને નામે નોંધાશે. એ વાત બનેજ નહી." બેહરાંમશાહ બોલ્યા. "હમારા ખરા કેલવાએલા જવાંનો એવાં લગન નામંજુર કરેછ. અને હમારો ખરો છાપો એવાં લગનની વીરૂધ છે. વલી મારો દીકરો દાદી હું નહી ધારતો કે એ વાત કબુલ કરે."

"તમારી તકરાર ગમે તે હોય; મને તેની દરકાર નથી." મીસ બાલફૂરે જવાબ દીધો. "મે જે તમારી સેવા બજાવીછ, તેના ઇનામ તરીકે તમુને તમારા દીકરાનો હાથ મને આપવો પડશેજ ! તે જો ના કેહ, તો તમુને તેને સમજાવવો પડશેજ ! મને ના કહેવા અગાઉ તમે ખુબ વીચાર કરજો શેઠ !"

મીસ બાલફૂરની આવી જબરી અને જોરાવરી જોઇ બેહરાંમશાહ હેબતી

ગયા. હવે તેવનને યાદ આવી, કે આ ઓરતની જોરાવરીમાં કંઇ ભેદ સમાએલો છે! તે ભેદ શું છે, તે તેવન તુરતજ હવે સમજી ગયા. તે ભેદ જો આ ઓરત જાહેર કરે, તો બેહરાંમશાહ—

ઓ! તો બેહરાંમશાહનુ શું થાય, તેનો ખ્યાલ તેવન કરી શકયા નહી!

"હું સમજી સાહેબ કે તમે શું વીચાર કરોછ!" મીસ બાલફર બોલી. "હું બધી વાત જાણુછ; મને બધી વાત ખબર છે!"

"બધી વાત?" બેહરાંમશાહે નરમ પડી જઇ પુછ્યું.

"હા, બધી! તમામે તમામ!" મીસ બાલફર આ ભેદીક ઇશારો કરી બેહરાંમશાહ તરફ ટીકી ટીકી જોવા લાગી. "કેમ હવે શું કેહવોછ?"

"ઓ બાપ! વલીયું નખ્ખોદ! મુવો ઠાર!"

બેહરાંમશાહ કપાલ કુટી ખુરસી ઉપર ફસડાઇ પડયા. પણ તુરતજ પાછા તેવન એક વાઘ મીસાલ ઉછલી ઉઠી ઉભા, અને બાલફરનો હાથ પકડી બોલ્યાઃ—

"બોલ, તું શું જાણેછ! મને હવે વધારે રીબવું નથી! બોલ તું શું જાણેછ!"

"તમારાં ધણીઆણીને ઉંઘમા બોલતાં મે સાંભલીછે!" મીસ બાલફરે ટુંકો જવાબ દીધો. "તેવને ઉંઘમાં સઘલો ભેદ ફોડી દીધોછ!"

"અરેરેરે! આએ શું આફત!" બેહરાંમશાહ ધાસ્તી ખાઇ ખુરસી ઉપર પાછા ફસડાઇ પડી બોલ્યા.

"ખાનબાહાદુર સાહેબ," મીસ બાલફર બોલી. "મારૂં સાંભલો. તમારા દીકરાને હું ખરા પ્યારથી ચાહુછ! મે ઠરાવ કીધોછ, કે હું તમારા દીકરાની ધણીઆણી બની, તેના સુખ તેમજ દુખની ભાગીદાર બનું—એ મતલબને ખાતર તો પેલી ખુબસુરત ગુલીસ્તાંનની સંગતથી તમારા દીકરાને છુટો પાડવાનુ કાંમ મે માંથે લીધું, પણ મારી તે મેહનત તમામ બરબાદ ગઇ. કેમકે હજી તમારો દીકરો ગુલીસ્તાંનની યાદ ભુલતો નથી, અને તેનુ રહેવાનું ઠેકાણું

શોધી કાહાડવા, અને તેને મળવાની ઉમેદમા આજે ત્રણ ત્રણ, મહીના થયા તે કાંહાં મારેઃ પણ તેની મને જરાબી ફીકર નથી. હુ તમારા દીકરાને ખરા પ્યારથી ચાહુછ ! હુ તેને સુખી કરસ ! હું તેની તાબેદારી કરસ ! તમો સાહેબે મારા વીચારો જાણી લીધાછ, વાસ્તે એ કાંમ તમુનેજ પાર પાડવું પડશે ! તમે દાદી શેઠને સમજાવી શકસો! જો તે નહીજ સમજે, તો પછી તેને બધી વાતનો ભેદ ભરમ ખોલીને કેહશો, તો પછી દીલાવરખાંનના ખાંનદાનની ઇજત અને હુરમતના બચાવ ખાતર, મારી સાથ પરણુવા વગર તેનો છુટકોજ નથી ! હવે સાહેબ, હું તમારી રજા લેઉછ. તમે એ વાત ઉપર નીરાંતે વીચાર કરજો, હું તમારો જવાબ લેવા આવસ."



## પ્રકરણું ૨૮ મું.

### એક ભુલા ચુકાનો મા બાપ !

અરરરરર! આ શું આફત ! આ શું હોનારત ! અને આ કેવી ગજબ, આ પારસી શેઠીઆ ઉપર આવી પડયો, કે એક બે બદાંમની કીમતની ઇંગ્રેજ છુકટી, બેહરાંમશાહ જેવા માતુબર પારસીને, પોતાની હડેલીમા પોતાની મરજી પ્રમાણે નચાવે, અને આવી રીતની જબરી અને જાસતીથી, પોતાની મતલબ પ્રમાણેની કબુલાત આપવાની તેને ફરજ પાડે !

અને તે કબુલાત ! તે કાંઇ જેવી તેવી કબુલાત નહી હતી ! બેહરાંમશાહે પોતાના એક પુરા દીકરા દાદીના લગન મીસ બાલફુર સાથ કરી આપવાં, એવી તે કબુલાત હતી. અને જો તે કબુલાત પ્રમાણે મીસ બાલફરના લગન, જો દાદી સાથ બેહરાંમશાહ નહી કરી આપે, તો દીલાવરખાંનના કુટુંબને નામોસી અને ખુવારીમા ડુબી મરવું પડે એમ હતું.

પણ વાંચનાર. પુછશે, કે મીસ બાલફુર એવો તે શું ભેદ બેહરાંમશાહની બાંનુનો જાણુતી હતી, કે પોતાની એક બે બદાંમની કીમતની નોકરને, આવી બેહુંધી અને બેશરમ માંગણી તેવને કરવા દીધી.

તે કાંઇ એવો ભેદ હતો, કે જે મીસ બાલફુર જો જાહેર કરે, તો દીલાવરનું ખાંનદાન ખુવાર અને ખરાબ થઇ જાએ ! તે ભેદનો બરમ ફોડનાર મીસીસ દીલાવર પોતે હતાં ! તેવને કાંઇ જાણી જોઇ એ ભેદ જાહેર કીધો નહી હતો, પણ પોતાની બીમારી દરમ્યાંન, બેહોશીમાથી અરધી જાગરૂત હાલતમા આવતાંજ, તેવન કાંઇ બડબડીયાં હતાં, અને તે મીસ બાલફુરે સાંભલી લીધું હતું. દીલાવરના બાંનુ શું બોલ્યાં હતાં, તે હજી જાહેર થયું નથી, પણ તેવન કાંઇ ઉંઘમાં બડબડીયાં, અને મીસ બાલફુરે તે સાંભલ્યું, એમ જાંણુતાજ બેહરાંમશાહના ટાંકા ઢીલા થઇ ગયાં. તેવનના બદનનાં સાંધા કાંપવા લાગ્યા, અને તેવનનું ભેજુ ભાગીને ભુકો થઇ જતું હોય,

એમ તેવનને લાગ્યું. ટુકમા તેવન એવા તો આવરા બાવરા થઇ ગયા, કે તેજ વખતે તેવનની સુધબુધ ઉડી ગઇ.

પોતાના મગજ ઉપરનો કાબુ બેહરાંમશાહે ખોઇ દીધો. અરધી રાત તો લગભગ થઇ હતી. ઘડીઆલમાં હમણાજ બારની ટકોરી વાગતી તેવને ગણી. તુરતજ તેવન ઉઠયા, અને આંગ ઉપર ડગલો પેહડી લેઇ, પોતાના ઉસકેરાએલાં મગજને ઠંડુ પાડવા, ચંપા બાગમાંથી બાહાર નીકલી પડયા.

કંઇબી ખ્યાલ કે વીચાર વગર વેરડન રોડ ઉપરથી નીકલી, દરીઆની ઠંડી લહેકી મેલવવા, તેવન દરીઆ કીનારે એખલા જઇ, એકાંતમા વીચાર અને વમાસણ કરતા બેઠા.

"જુદદીન સાથનાં લગન !" તેવન મનમા વીચારવા લાગ્યા. "એક ઇંગ્રેજ મડમ મારી વહુ ! જો મારી ધારેલી ગોઠવણ પ્રમાણે હું બૅરોનૅટ બનું, તો મારો દીકરો સરનો ખેતાબ પામે, અને મારી વહુ 'લેડી' બને ! આએ ઓરત જો દાદીને પરણે, તો ભત્રીશમા તે લેડી દીલાવરખાંન બને ! પણ પારસીઓ કંઇ મુગા બેસવાના હતા ! ના કેહાયથી એ રાડ કંઇ સમજે એમ નથી ! અને મારાથી ના કેહવાય એમબી નથી ! પણ જો ના પાડુ તો ! તો—એ કાંઇ ચુપ બેસે એમ નથી ! અરેરે આએ કેવી બલામાં હું સપડાઇ ગયોછ, તેની અને જરાબી સમજ પડતી નથી."

બેહરાંમશાહના આ ધકારાની ધુન, જો કોઇ અટકાવે નહી, તો સહવાર સુધી પુરી થાયજ નહી એમ હતું. પણ તેવામાં રાતની અંધારી વચ્ચે, તેવને દરીઆ કીનારા તરફથી એક ઉંચા કદના શખ્સને, નીચી મુંડીએ ધીમે કદમે પોતાની તરફ ચાલી આવતો જોયો. તે શખ્સ, પોતાના વીચારમા અને વીચારમા ચાલી આવી બેહરાંમશાહની પાસેજ ફસડાઇ પડી બેસી ગયો, અને પોતાના બંને હાથો ઉપર પોતાનું માંથુ નાખી દઇ, તેણે ઉંડા દમ ખેચી, એક નીસાસી મરી હાય મારી.

બેહરાંમશાહે તેની તરફ ટીકીટીકી જોયું, તો તે કોઇ રજપુત હોય, એમ તેના પેહરવેશ પરથી તેવનને દેખાયું. તેના પોશાક ઉપરથી તે કોઇ

મુસાચુકાનો માંબાપ હોય એવો દેખાતો નહી હતો. તેના પગમાં વારનીસના બુટ, રાતના અંધારામાં ચકચકતા હતાં. તેનો ટાઇટ અને તતરબંધ પયજામો, તે ઉપર કાલો શાર્ટ-કોટ, કૉલર અને નેકટાઇ, અને માથે મરોરદાર રજપુતી ઢપનો ફુપટો બાંધેલો જોઇ, બેહરાંમશાહે પુછયું:—

" આપ કોણ છો ? "

" એ કોણ ? આવી મોડી રાતે ! આવાં અંધારાંમાં મારી કદર ખાનાર કોણ છે ? "

પેલો રજપુત એટલું બોલતાંજ એક છલાંગ મારી ઉઠયો, અને બેહરાંમશાહની સામે જઇ ઉભો. બેહરાંમશાહ આ રજપુતની આવી હીલચાલ જોઇ તુરત ઉઠી ઉભા થયા, અને તેઓ બંને એક બીજાને ટીકી ટીકી જોતા રહ્યા. અંતે બેહરાંમશાહે પુછયું:—

" તમે કોઇ સારાં માનસના ફરજંદ દેખાવોછ ? "

" જી હા. " પેલા રજપુતે તુરતજ જવાબ દીધો.

" તમારી ધપછપ, તમારો પોશાક, તમારો સોહામનો ચેહરો, અને તમારી—તમારી—હાલત—

" આપ મારી હાલતની ખબર પુછતાં અચકાવો છો કેમ ? " પેલા રજપુતે જવાબ દીધો. " મારી તમામ હકીકત ઝટપટ હું આપને કહી દઉ છું. હું જાતે રજપુત છું. મે, બી.એ. સુધીનો ઇંગ્રેજી કેલવણીનો અભ્યાસ કીધો છે. રજપુતાનામાં મારાં મા બાપ મોહટાં જાગીરદાર હતાં. હું તેમનો એખલોજ વારેસ હોવાથી, તેમની સઘલી દોલતનો હું એખલો માલેક થયો. મારી તમામ દોલત સાડા ત્રણ લાખની હતી. હું મુંબાઇમા વેપાર કરવા મારે દેશથી આવ્યો. મે મુંબાઇમા મોહટો વેપાર કીધો ! "

" શાંનો વેપાર કીધો ? " બેહરાંમશાહે ઇંનતેજાર બની પુછયું.

" હાથી દાંતનો ! " પેલા રજપુતે જરા દાબી જઇ જવાબ દીધો. મને જુગારીઆઓએ ફસાવ્યો. આજ પાંચ વરેશ થયાં હું મુંબઇમા વસુ

છુ. અનેક વાર મે હજારો રૂપીઆ મેલવ્યા, પણ લાખો ખોયા. આજે બે દીવસ થયાં હું કરજ કરી મારૂં કીસમત અજમાવતાં, હું નીશફલ થયો છું. સાડા ત્રણ લાખમાંથી છેલ્લા પચાસ હજાર રોકડ ખોયા, ઉપરાંત ત્રીસ હજારનું કરજ થયું."

"તમે તમારૂં સરવે કાંઇ ખોઇ બેઠા ?" બેહરાંમશાહે દયા ખાઇ પુછ્યું."

"સરવે કાંઇ. એક કોડીબી ખીસાંમાં રહી નહી. પેલા જુગારીઆઓએ એક દોકડોબી મને વધુ ધીરવા ના પાડી, મને અરધી રાતને સમે ઘરમાંથી હાંકી કાહાડયો. હું સામેથા સીધોજ ચાલ્યો આવુ છું. મારૂં ઘર નથી. મારૂં ઠાંમ નથી. મારૂં મગજ નથી. આ દરીઓ જોઇ મે એકજ નિશ્ચય કીધો, કે જેબી કોઇ શખ્સ આ ઠેકાંણે મને પેહલ્લો મલે, તેને લુટવો, અને જો કોઇજ ન મલે, તો આ દરીઆસાગરને મારો ભોગ આપવો. મે તમુને જોવા નહી, કેમકે હું મારા વીચારમા પડયો હતો. તમારો આભાર થયો સાહેબ, કે તમોએ મને બોલાવ્યો."

પેલા રજપુતની કાંહાંણી સાંભલી બેહરાંમશાહ ધારતીથી ગભરાટમા પડયા ખરા, પણ તે ધારતી અને ગભરાટ, આ રજપુતના હાથ ઉપર લુટાવાને માટે નહી, પણ કોઇ બીજાજ સબબને લીધે તેવનને થતો હતો. આવી અરધી રાતે, આવી કીસમના એક રજપુતનો મેલાપ થવાથી, અનેક વીચારો અને અનેક ખયાલો બેહરાંમશાહના મગજમા ચહડ ઉતર થવા લાગ્યા. જાણે સેહતાંને આ આદમીને રાતોરાત બેહરાંમશાહની સાંમે મોકલી આપી, તેવનની દાદ લીધી હોય, એમ તેવનને લાગ્યું.

"તાહારે, તમે મને લુટવા ધારોછ ખરા ?" બેહરાંમશાહે પુછ્યું.

– "ધારૂં છું ? શેઠજી વલી એમા ધારવાનું તે શું છે ?" પેલા રજપુતે નક્કી જવાબ દીધો. "અને શા માટે હું તમુને નહી લુટું ? તમારે હાથે હીરાની વીંટી ! તમારાં ખીસાંમા પાકીટ તો હશેજ ! જોઉ તમારો કોટ ખોલો ? હા. વલી સોનાના બટન પણ છે ! પાકીટ ભારી છે, કે હલકી ? કેમ શેઠજી, આવી

મોડી રાતે, આવી છુલાછલ ભરેલી પાકીટ લઇ, આ દરીઆ કીનારે આપ કોણુની રાહ જુવો છો? શેઠ, શેઠ, આપ દેખાવો છો તો કોઇ સારા ખાંનદાંની, પણ અરધી રાતે આ જગે, સાહેબે કોઇને મુલવા ભેટવાનો સાંમન તઇયાર કીધો છે કેમ? કેમ બોલતા નથી શેઠજી? બાપજી, ખમા કરજો, મને તો તમારાં ઢોલ ઢીલાં લાગે છે હો?"

"તું કોઇ જબરો ઠોલીઓ છે?" બેહરાંમશાહ બોલ્યા.

"મારો ખવાસ મોઠીઓ છે." પેલા રજપુતે જવાબ આપ્યો. "અને તમારા જેવા સાહેબના જયારેં ખીસાં ખાલી કરૂં, તે આગમજ તમુને જરા મારે રમુજ તો આપવી જોઇએની? કેમ બોલ્યા નહી? વાસ્તે હવે જલદી કરો, અને જે કાંઇ તમારી પાસે હોય, તે ઝટપટ મને કાહાડી આપો. આનાકાની કરશો નહી. સાંભલો. તમે ઘરડા છો, હું જવાંન છુ. સોનીના સો, તો લુહારનો એક! માટે જલદી કરો. પેહલાં લાવો પાકીટ, અને પછી બીજું કાહાડો."

"મારી પાકીટ તુતે હું ખુશીથી આપસ બચ્ચા!" બેહરાંમશાહે કેવી રીતે આ નેકનામ સાથ કાંમ લેવું, તેના ઠેડાવ ઉપર આવી કહ્યું. "તેમા કંઇ નહી તો એક હજાર તો હોસેજ હોસે!"

"મોહટી મેહરબાની માહારાજ!" પેલા રજપુતે તે પાકીટ બેહરાંમ-શાહના હાથમાથી લેઇ તપાસી કહ્યું. "પણ એમ મારી ઉપર એકદમ પ્રસંન થવાનુ કાંઇ કારણ બતાવશો કે નહી?"

"કારણ એટલુંજ, કે મનેં તારા જેવા એક આદમીનીજ જરૂર છે." બેહરાંમશાહે કહ્યું. "મને એક એવા હીંમતવાન આદમીની જરૂર છે, કે જે પોતાને મનપસંદ પઇસા લેઇ, મારે મનપસંદ કાંમ કરે!"

"ખુશીથી! ખુશીથી!" પેલો રજપુત બેહરાંમશાહના હાથ ઉપર તાલી આપી બોલ્યો. "જેવું કાંમ તેવું દાંમ! પછી ગુમે તે કાંમ હશે, તે આ ફીદવી બજાવી આપશે. હમો જાતે રજપુત. ડર શું ચીજ છે, તે તો હમે જાણતાજ નથી. અને, મરવું તો એક દાહાડો છેજ."

"તાહારે બચ્ચા, તું પઇસા ખાતર કંઇબી કરે ખરો!"

"હા. પૈસા ખાતર કંઇબી કરૂં. રજપુત, ને ગેરરજપુત! કેમ તમે મારૂં મોહડું શું જુવો છો?" પેલા રજપુતે પુછ્યું. "ઓળખતા કેમ નથી? કોઇનુ કાટલું કાહાડવું છે કે શું? રંગ તો તેવોજ લાગે છે શેઠજી?"

"અને તેવું જો કાંઇ કાંમ હોય, તો તું કરે ખરો કે?"

"તેમા શું છે." પેલો રજપુત બોલ્યો. "મને મારી મેહનતનું દાંમ મલશે, અને તમારૂં કાંમ થશે. પણ મારાં કાંમ પ્રમાણે દાંમ આપવું પડશે. ત્રણ પાંચ કરવી નહી. જેવું કાંમ તેવું દાંમ. મારા કાંમના ભાવ સાંભલી લો. કોઇના પાંસરાં કે હાડકાં ભાંજવાં હોય, તો બસો રૂપીઆ. કોઇનુ ઘર ફુડાવવું હોય, તો પાંન સો. આગ લગડાવવી હોય, તો એક હજાર રૂપીઆ. અને ખુંનને માટે પાંચ હજાર! રોકડે રોકડા. ઉધારની વાત નહી. લાંબી કીટકીટ કરવી નહી."

"તું મશકરી તો નથી કરતો?" બેહરાંમશાહ વીચારમા પડી ગયા.

"એઇઇઇ ડાકા પારેખ! તમે એમ મને વાતમા નાખી કોઇના આવી પુગવાની રાહ તો જોતા નથી?" રજપુતે ઉલટો સવાલ કીધો.

"તું વેહમી છે. તુંને મારી ઉપર શક આવેછ." બેહરાંમશાહે પોતાના બટને બીડી વીગેરે કાહાડી આપી કહ્યું. "આજે સોમવાર થયોછ. બરાબર આવતે સોમવારે આએજ ઠેકાંણે, આએજ વખતે, મને જો તું મલશે, તો આપણુ કાંઇ સેવટ ઉપર આવશું."

"રાઇના પાહડ રાતે ગયા." પેલો રજપુત હસીને બોલ્યો. "તમે શું મને એટલો મુરખો ધારો છો, કે પુલીસને હાથ પકડાવા તમુને પાછો મલું?"

"તુને પકડાવવામા મને લાભ નથી, પણ તારી પાસે કંઇ કાંમ કરાવવામા મને લાભ છે." બેહરાંમશાહે તેની ખાતરી કરવા કહ્યું. "તું ખાતર જમા રાખજે, કે તારા એક બાલને પણ હું નુકસાંન થવા દેવસ નહી."

"ઠીક છે. તમારા સખુન ઉપર ઇતબાર રાખી હું આવતા સોમવારે રાતના, બરાબર દસ વાગે, આ જગા ઉપર આવીશ. પણ યાદ રાખજો, કે મને જો કાંઇબી દગો થયો, તો તમો હીંયાંથી જીવતા જશો નહી."

# પ્રકરણું ૨૯ સું.

## મડમ વહુના પારસી સસરાજી !

બેહરાંમશાહને હાથ લાગેલો રજપુત, કાંઇ સીક્કો બજાવી આપશે, એવી ઉમેદમાં તેવન તે રજપુતને મલાવા માટે, ઠેરવેલા વખતની કાગતે ડે લે વાત જોતા હતા. તેવન એવાં સેવટ ઉપર આવ્યા હતા, કે દાદીને એક જુદદીન ઓરતને હાથ જતી બચાવ્યાથીજ દીવાનરખાંનના કુટુંબને નામોશીનો કલંક લાગતો અટકશે. તોપણ તેવનનું અંતકરણ તેવનને કોઇબી જાતના પાપી મુલાજો લેતાં અટકાતવું હતું. ફરી ફરી મીસ બાલફરને બોલાવી, તેણીની બેહુધી માગણી ઉપર વીચાર ચલાવવાની તેવને તેણીને અરજ ઉપર અરજ કીધી, પણ તે હઠીલી ઓરતે બેહરાંમશાહના બોલચ ઉપર કાંઇ પણ ધ્યાંન આપ્યું નહીં, અને પોતાના દીલની ઉમેદ પાર પાડવાની બેહરાંમશાહને માથે ફરજ નાખી, તેવનનો છેલ્લો જવાબ, જાંણવા તે જીકર કરવા લાગી.

એક અઠવાડીઉં પુરૂં થાય, તે આગમજ તો મીસ બાલફર પોતાના એક વખતના શેઠ બેહરાંમશાહ સાથ, પોતાના લગનની બાબદમાં ત્રણ ત્રણ વખત તેવનની મુલાકાત લઇ, તરીઆ-પાર ઉપર આવી ગઇ હતી ! અંતે બેહરાંમશાહે સમાધાનીની સરવે આશા ઉપર પાણી મુકયું. કોઇબી રીતે આ નાલેસીભરી ચરચાને દાબી દેવાની તેવનની તમામ કોશેસ ઉંધી વલી, અને તેવન લાચાર થયા.

સોમવાર તો બોલ બોલતાં સીંમે આવી ઉભો. વખત વહી જતાં વાંર લાગી નહી, અને અંતે બેહરાંમશાહ, ઠેઠવેલે વખતે, પેલા રજપુતને મલવા ચંપા બાગમાંથી મોડી રાતે ધીમે કદમે બાહાર પડયા.

પેલો રજપુત પણ બની ઠની ત્યાં ફરતો બેહરાંમશાહની નજરે પડયો. આ વખતે તે ઠઠેરાબંધ, ઇંગ્રેજી પોશાકમાં સજ્જ થાઇ, મોહોડાંમાં એક સલગાવેલી સીરૂટ હાલી, ધુમારો ફુકતો હતો. દેખઇતી રીતે તે પોતાનો

જીવ હડેલીમા લઇ ફરતો હતો. બેહરાંમશાહને દુરથી આવતા જોઇ, તે બોલ્યો:—" શેઠજી, આવ્યા કે ? આવો, આવો, મેહરબાંન આવો ? હું કેવારની તમારી રાહા જોતો ઉભો છું ને ?"

" ઓ હો ! તમે છેઓ કે ?" બેહરાંમશાહ પેલા રજપુત જુગારીને ઇંગ્રેજી લેબાસમાં સજ થાએલો જોઇ અજબ થઇ બોલ્યા. " હું તો તમુને કોઇ ઇંગ્રેજ સમજ્યો હો ! તમે આએ ડ્રેસમાં ફક્કડ લાગોછ ! પણ હીંયાં કોઇ છે કે ?"

" મારા અને તમારા રીવાય બીજું કોઇ નથી."

" તાહારે તો ચાલો, આપણુ આજે વાતનું સેવટ લાવી નાખીએ." બેહરાંમશાહ બોલ્યા.

તેઓ બંને જન દરીઆ કીનારે સાથે બેઠા, અને લંબો વખત પોતાની મતલબને લગતી વાતો કરી, તેવને પોત પોતાની તમામ ગોઠવણો કીધી, અને અંતે તેઓ છુટા પડયા. છુટા પડયા આગમજ, પેલા જુગારીઆએ પોતાને ફરમાવેલા કાંમનુ અરધું દાંમ, બેહરાંમશાહ પાસથી રોકડું લીધું, અને બાકીનું દાંમ કેમ અને કયારે લેવું, તેનું નક્કી કરી લીધા બાદ, પેલો રજપુત સીધે રસ્તે નીકલી ગયો, અને બેહરાંમશાહ પોતાને મકાંને પાછા ફરી, કોઇ જાણે નહી તેમ, પોતાના ઓરડામાં ચુપચુપ જઇ નીરાંતે સુતા.

સહવારે પડતાંજ બેહરાંમશાહે મીસ બાલફરને પોતાની લાઇબ્રેરીમાં બોલાવી મંગાવી, ફરીથી એક છેલ્લી તક, પોતાના સંસારી બખેડાને સમાધાન કરવાની લીધી. મીસ બાલફર ખુશી થતી તેવનની સામે આવી ઉભી, અને બેહરાંમશાહે ફરી એકવાર તેણીને સવાલ કીધો:—

" મીસ બાલફર, તમે વીચાર કરો, કે આએ મકાંનમા તમોને જાહારે પેહલી નોકરી મલી, તાહારે તમારી હાલત કેવી હતી, અને તે વખતે તમો કેવાં ગરીબ અને મુફલેસ હતાં. તમારી તેવી હાલતમાં તમુને મે નોકરી આપી, તમુને મે મારાં મકાંનમાં વસવાની જગા આપી. અને આજે તેજ ધણીનું તમો

ખાનુંખરાબ કરવા નીકલ્યાંછ, એ શું તમારા ધરમની રીત છે! મારી તમુને અરજ છે, કે પેલી પારસીની છોકરીથી મારા દીકરા દાદીને છુટો પાડવાનુ જે હીકમત ભુરીયું કાંમ તમે બજાવીયું, તે કાંમના તમારાં ઇનામ તરીકે, જે રકમ તમુને જોઇતી હોય, તે માંગો, હું તે આપવા તઇયાર થવસ. પણ તમારી નાલાએક માંગણીનો વીચાર ખુદા ખાતર તમે ફેરવો."

"ખાનબાહાદુર સાહેબ, તમે એક બચ્ચાં જેવી વાત આજ આંઠ આંઠ દાહાડા થયા લઇ બેઠાછ." મીસ બાલફુર બોલી. "મારો વીચાર હું કરી ચુકીછ. હવે તો ફકત તમે તમારો વીચાર કરી, મને જવાબ આપો. હા, કે, ના. જે તે કેહી દેઓ?"

"પણ મારો દીકરો બીજીને દીલથી ચાહેછ? ઓ! હું કમબખત, હીણભાયગનાને તે વખતે શું સુજ પડયું, કે તે છોકરીથી તેને છુટો પાડવાનું કાંમ, મેં તુંને સોંપીયું!" બેહરાંમશાહ પોતાનું કપાલ કુટી બોલ્યાં. "હા મેં મારે હાથે આએ બલાને મારે માથે ખેંચી લીધી. અરેરે! એ કાવતરાંનો ને બીચારી જોગ થઇ પડી, અને મારો દીકરો તેની જુદાઇમાં ઝુરી હાડપીંજર જેવો બની ગીયો. હાથના કીધેલાં હૈડે વાગે, તે એ! કરો તેવું પામો, તે એ! ખોદે તે પડે, તે એ!"

"પણ ખાનબાહાદુર સાહેબ, મારાં લગનથી—

"મુવો તારો ખાનબાહાદુર!" બેહરાંમશાહે બુમ પાડી. "મારી કોમ જુદદીનના લગન મંજુર કરતી નથી. સુધારાવાલા અને જુંના વીચારવાલાઓની લડતની વચ્ચે મારા એકપુરા દીકરાનો જીવ જશે! તું દાદી, દાદી, કરી રેહીછ, પણ દાદીને પરણી તું કદીબી સુખી થવાની નથી."

"ભલે સુખી નહી થાઉ તો, પણ ખુશી તો થવસ." મીસ બાલફુર બોલી. "હું તેની દોલત અને તેના દરજ્જાની વારેસ તો થવસ! એક દરજ્જાવાલા ધણીની ધણીઆણી થવું, એ કાંઇ સહેલ વાત નથી સાહેબ? દાદીની ધણીઆણી થવા ખાતર, અને તેની દોલત, અને તેના દરજ્જાની

જાગીદાર બનવા ખાતર, હું મારો બાપીકો ધરમ છોડવા તઇયાર થઇછ. હું તેને સુખી કરસે."

"મુંઇ તું રુપ્પીની કરતી." બેહરાંમશાહે કહ્યું. "તું તેનો જીવ લેસે! હાલ તે તુંને હમારી દીનમાં લેવા સારૂં સદરો કુસ્તી ——

"હું તમારી બોલી સારી રીતે બોલી તથા સમજી શકુંછ!" મડમે ખુલાસો કીધો. "તમે પારસીઓ નાંખે જીમ લગાડોછ, પણ હીનદુસ્થાંનની ભીત્તરના મુલકમાં, તથા ચીન તેમજ યુરોપમાં, તમારા પારસીઓ શું કરેછ, તેનો કાંઇ તમુને ખ્યાલ છે! પણ એ તકરારી સવાલમાં હું ઉતરવા માંગતી નથી. જો મને તમો તમારી દીનમા લેઇ શકતા નહી હોવો, તો બીજો—

"ખાંમોશ. તારી મરજી શું છે તે હું સમજી ચુકો." બેહરાંમશાહે કહ્યું. "તું દાદીને તેના દરજજા અને દોલત ખાતર પરણવા માગેછ. પણ હજી તો તે દોલતનો હું જીવતો, જાગતો, બાર હાથનો અને બતરીસ દાંતનો ધણી, હીંયાં બેઠોછ. જો સાંભલ. મારી ઉપર રેહમ કર. એક લાખ રૂપીઓ હું તુને રોકડ આપુંછ, તું એ વાતથી હાથ ઉઠાવેછ?"

"નહી."

"દોહોડ લાખ આપુંછ! હમણાંજ! આએ ઘડી! રોકડાં!" બેહરાંમશાહ પોતાની તીજોરીની કુંચી પકડી બોલ્યા.

"નહી."

"બે લાખ લેવાછ?" બેહરાંમશાહે પોતાની છેલ્લી ઑફર બુમ પાડીને આપી.

"નહી." મીસ બાલફ્રરે ભાર મુકી કહ્યું "મને ફકત ના કે હા નો જવાબ જોઇએછ. મારે તો લેડી દાલાવર થવું છે!"

"છી—નીકલ હીંયાંથી સા— બદમાસ!" બેહરાંમશાહે બુમ પાડી.

"હું જાણુછ. તમારી આ ધીક્કારભરી ચાલ ઉપર હું જરાબી ગુસ્સે થતી નથી, કેમકે હું જાંનુછ, કે 'મારી' માંગણી અસાધારણ છે." મીસ

બાલફૂર દરવાજા આગલ જઇ, તે ઉંઘાડતાં બોલી. "પણ હું પાછી તમારો જવાબ લેવા આવસ."

"આવજે." બેહરામશાહે નરમ અવાજે જવાબ દીધો. "હું લાચાર થયો. મારો ભેદ તારા હાથમા છે, એટલે મને તારી મતલબ પ્રમાણે કરવુંજ પડશે, એમ તું જાણેછ. હવે તું જા! નોકરને કેહતી જજે, કે દાદીને હીંયાં મોકલાવે. હું તેને સમજાવી તેનો જવાબ લેઉછ. તું મને સાંજના પાછી મલજે."

મીસ બાલફૂરે, તુરતજ દાદીને બેહરામશાહ પાસ જવા માટે નોકર પાસ કેહવડાવ્યું, અને તે કેહણ મલતાંજ દાદી પોતાના બાપની સાંમે આવી ઉભો.

"પપા, તમે મને તેડાવીયો?"

"દાદી! તારા આએ શું હાલ?" બેહરાંમશાહ, દાદીને જોઇ સુઝાઇ જઇ બોલ્યા. "દીકરા, આજ મહીના થયા તુને એવી રીતે રીબતો, અને પીલાતો જોઇ હું વીચારમાં પડયોછ, કે તુંને શું છે! તું મને તારી વાત નહી કેહ, તો કોણુને કેહશે? બોલ દાદી, કંઇ તો બોલ?"

"પપા, એ વાત ખુદા ખાતર તમે મને ના પુછો." દાદીએ દુખી થઇ જવાબ દીધો.. "ખરી વાત છે, કે મે તમારાથી મારા દીલની વાત છુપાવીછ. પણ હું જાનુંછ, કે તે વાત જો તમે જાણો તો—

"તાહારે દાદી, મારી તમામ અટકલ ખરી પડેછ." બાપે દીકરાને કહ્યું. "તું કોઇના પ્યારમાં પડેલો હોય એમ લાગેછ? પણ તેમાં શરમાવાનું કેવું? પરણુવા અદરાવાનો તો આએ તારો વખત છે? તાહારે એ વાત તેં મારીથી છુપાવી કાંએ?"

"હા. છુપાવી. મે તે છુપાવી એટલાં સારૂં, કે તે તમુને ગમે નહી." દાદી રડમસ થઇ બોલ્યો. "મેં તે વાત છુપાવી એટલાં સારૂં, કે તે બીચારી આપરી કરતાં વધારે ગરીબ હતી."

"પણ, તે કોણ છોકરી? તેનું નાંમ શું હતું?" બેહરાંમશાહે બીલકુલ અંજાણ્યા થઇ પુછ્યું.

"તેનું નામ જાણી હવે તમે શું કરશો." દાદી બોલ્યો. "અરેરે તે બચારી કાંહાં છે, અને કાંહા નહી, તેની મને કસ્સી ખબર મલતી નથી. તેનો પત્તો મેલવવાની મારી તમામ કોશેસો ધુલ મલી. ખુદા માલમ તે જીવતી છે કે નહી, તેબી હું જાણી શકતો નથી."

ગુલીસ્તાંનને યાદ કરતાંજ દાદીની આંખમાંથી આંસુ ટપકવા લાગ્યાં. બેહરાંમશાહ તે જોઇ શકયા નહી. તેવનની છાતી ભરાઇ આવી. તોપણ તેવન દાદીને મનાવી લેવાની મતલબથી, તેને સધીઆરો આપી બોલ્યાઃ—"દાદી, દીકરા, આવી નબલાઇ તારા જેવાને છાજે નહી! ખરી વાત છે, કે ચશંમની મોહોબતમા પડેલો ખસમ, પોતાના જીવની પરવા કરતો નથી. પણ દીકરા, તારો ગંમ જોઇ હું દુઃખી થાઉછ. કોઇને ખાતર નહી, તો તારા બાપને ખાતર——

"પપા, મને છોડો." દાદી પોતાના બાપની ગોદમાંથી છુટો થઇ બોલ્યો. "મારી વાત તમે શું જાણો? મારી ગુલીસ્તાંન! જાંહાં સુધી હું તેને સોધી કાહાડસ નહી, તાંહાં સુધી મને ચેન પડવાની નથી. તે કાંહાં હોસે! સુખી કે ખુશી તો તે હોયજ નહી! તે દુખમા સબડે, ને હું મોજ મારૂં? તે વીપતીમાં પડે, અને હું મોજમા મારા દાહાડા ગુજારૂં? ગુલીસ્તાંન વગર મારી જીંદગી મને અકારી છે. મારી આંખોનું તેજ, તે ચોરી ગેઇછ. મારૂં દીલ તે લુટી ગેઇછ. મારો જીવ તેની અંદર છે, તેના વગર જીવવું મને હરાંમ છે."

"દીકરા ધીરો થા." બેહરાંમશાહે દાદીને સમજાવી લેવાની મતલબે કહ્યું. "મારૂં કેહેલું કરશે, તો બધું ઠીક થશે."

"તે શું છે પપા? તમે શું કેહવા માંગોછ?"

"મારાં પુરાણા દોસ્ત કેકોબાદનો દીકરો બેરીસ્ટર થઇ વેલાતથી પાછો ફરીયો, તેની ખુશાલીમાં તેવને પોતાના બંગલામાં આજે રાતના

એક ડીનર આપીયુછ, તાંહાં મને તેરૂં છે. દાદી મારી ખાએશ છે, કે આજે રાતે તું મારી સાથે એ ડીનર ઉપર આવે."

"પપા, હું આજ કેટલું થયું બીલકુલ કયેમી જતો નથી." દાદીએ જવાબ દીધો. "પણ તમુને મારાથી ના કેમ કહેવાય ? જેમ તમારી મરજી. મનેઆં તેડું તો છે."

"ઠીક છે. તાહારે સાત વાગે આપણ અંહીથીજ સાથે નીકલશું." બેહરાંમશાહે કહ્યું.

લાઇબ્રેરીમાંથી દાદી નીકલી પોતાના ઓરડામાં ગયો, અને મીસ બાલફ્રને તેની ખબર પડતાંજ, તે પાછી બેહરાંમશાહ સાંમે જઇ ઉભી.

"મારા દીકરાને મોહટી મુશકેલીએ મે સમજાવીયોછ." બેહરાંમશાહે જવાબ દીધો. "બાપની ઇજત અને ખાંનદાંનની આબરૂ બચાવવા ખાતર, મારો દીકરો અંતે તારી સાથ પરણવા કબુલ થયોછ."

"દાદી જેવા સમજુ અને ખુબસુરત જવાંન પારસી કમ્યુંનીટીમા ઘણાજ થોડા હશે મી૦ બેહરાંમશાહ." મીસ બાલ્ફ્રર બોલી. "હવે એ વાતમાં ધીલ થવી નહી જોઇએ ખાનબાહાદુર. તમો સાહેબે શું ગોઠવણ કીધીછ ?"

"સાંભલો મીસ બાલફ્રર," બેહરાંમશાહ ગંભીર બની બોલ્યા. "હવે તમે મીસીસ દાદી દીલાવરખાંન થશો. તમારૂં ઇંગ્રેજી નામ બબ્બા પરથી છે, તેને બદલે બબ્બાપરથી કોઇ પારસી નામ તમુને રાખવું પડશે. તમો "બચઇ" નામ રાખશો તો ઠીક !"

"તમો સાહેબ તમારી કોમને અનુસરતા રેવાજ મુજબ ચાલવા માટે મને જેબી કેહશો, તે કરવાને હું તઇયાર છેઉ." મીસ બાલફ્રર ઉલટમાં આવી બોલી."

"ધ્યાંનથી મારૂં સાંભલી લેઓ, મીસ બાલફ્રર." બેહરાંમશાહે ભપકી કીધી. "મારી કોમમાં હું એક આગેવાંન તરીકે ગણાઉછ. અને પારસીઓ મુને સારી રીતે ચાહીને માંન આપેછ. વાસ્તે મારાંજ

કુટુંબમાં થતાં આએ જુદદીન લગનને મારી તરફથી ઉત્તેજન મલેછ, એવું જાહેરમા જો હું દેખાડું, તો પારસીઓના ગુસ્સાનો હું ભોગ થઇ પડું. વાસ્તે હું એ કામમા બીલકુલ સાંમેલ નથી, એવું મારે દેખાડવું જોઇએ. સઘલો ઠપકો હું દાદીને માથે નાખવા ધારૂછ. વાસ્તે મીસ બાલફુર, તમો અને દાદી બંને જંને મુંબઇની બાહાર જઇ લગન કરવાં. અલબતાં એ વાતની ખબર તુરતજ મુંબઇમાં ફેલાશે. હું દાદી ઉપર ગુસ્સે થવાનું ડોલ ઘાલસ, અને થોડાક મહીના તમો દુર દેશમાં યા ગમે તો પૅરીસમાં જઇને રેહજો. વખત જતાં લોક મત દબઇ જશે અને તમો પાછાં ફરજો."

"એમા ખોટું શું છે?" મીસ બાલફુરે જવાબ દીધો.

"મીં૦ કેકોબાદને તાંહાં આજે રાતના ડીનર પારટી છે." બેહરાંમશાહ બોલ્યા. "આજે હું દાદીબાની સાથે કેકોબાદના મારબલ હૉલમાં જમવા જનાર છેઉં. દાદીબા કેથેબી જમવા જતો નથી, પણ કેકોબાદને તાંહાં ખાસ એજ કારણુસર તે જમવા આવનાર છે."

"હું તમારી મતલબ બીલકુલ સમજી ગેઇ ખાંનબાહાદુર સાહેબ." મીસ બાલફુર બોલી. "લોકો એમ સમજે કે દાદી—

"સબર કરો. ઉતાવલાં ના થાવો." બેહરાંમશાહે ટીકા કીધી. "આંઠ સાડા આંઠ વાગે દાદી મારબલ હૉલમાંથી લોકોની નજર ચુકાવી નીકલી પડી, તમુને આવી મલશે?"

"મને એવન કાંહાં મલશે?" મડમે પુછ્યું.

"તમે આંઠની લોકલ ટ્રેન, ગ્રાંટરોડથી પકડી, માહીમ જઇ, લેડી જમશેદજી રોડને નાકે, પુલની પાસે ઉભાં રેહજો. દાદી પોતાની મોટૉરમાં અરધા કલાકમા તાંહાં તમુને આવી મલશે. માહીમથી મોટૉરને પડતી મુકી, તમે વાંદરાના સ્ટેશન ઉપુર જઇ, સુરતની મેલ ટ્રેનમાં નીકલી જજો. નવજોત કરવાની જરૂર નથી. તમે પારસી બોલી જાણોછ. ચુપચુપ સુદરો

ઓરવી દેઇ, કુરતી બાંધી દેજો, અને સાડી પેહડતાં તો તમુને આવડેછ ?"

"હા. સાડી પેહડતાં મને આવડેછ, અને તુમારી ઝંદ અવસ્તાના કલાંમોબી મારે મોહોડે છે." બેહરાંમશાહના વહુ થતાં બોલ્યાં. "પણ ખાંનબાહાદુર સાહેબ, તમે લગનની તઇઆરી એટલી ઝડપથી કરી નાખી, કે લગનના કપડાં તઇઆર કરવા જેટલોબી વખત મને તમે આપતા નથી. મારે સારૂં સાડી, સદરો, કસ્તી, એ બધું જોઇએ, તે આજને આજ કાંહાંથી લાઉ ?"

"શાબાસ ! જો મારી વહુ થવા નીકલીછ તે !" સસરાજી બોલ્યા. "લાધ દે, લધામન દે, અને વલી લાધનેવાલાબી સાથ દે ! તેમ દીકરો આપું, દોલત આપું, માંન અને મરતબો આપું, લગન કરવાના પલાનો ગોઠવી આપું, અને સાથે કપડાં ચપરાંબી આપું કે ?"

"હું તમારી પાસે તે માંગતી નથી, પણ તે ખરીદવા જેટલો. હવે વખત રેહ્યો નથી સાહેબ." મડમ-વહુમાય બોલ્યાં.

"હા. વાત ખરી ! કંઇ નહી તો એક જોર કપડાં અને થોડું ઘરેણું તો જોઇએ." સસરાજીએ વીચારમા પડવાનુ ડોલ ઘાલ્યું. "ઠીક યાદ આવી. બાંનુબઇની કબટની ચાવી કોણ પાસે છે. ?"

"તે તો હુંજ રાખુછ !" મડમ-વહુ બોલ્યાં. "તેવનની કબટની તેમજ તીજોરીની ચાવી મારીજ પાસે રેહેછ."

"અં ! હં ! તાહારે ચાલો, હું કેહુછ તેમ કરો." સસરાએ વહુની કદર બાધી. "બાંનુની એક બે સૌજી કસબી સાડી અને સદરો કુસ્તી તેવનની કબટમાંથી કાહાડી લેજો, અને બને તો તીજોરીમાંથી હીરાની બુટી, મોતીની બ્રેસલેટ, ગલાની માલા, અને બે એક હીરાની વીંટીઓબી લેઇ લેજો. તેની એક ગાંસડી કરી સાથેજ લેતાં જજો."

"નહી સાહેબ. મારાથી એ ચોરીનુ કાંમ થાયં નહી." વહુના સુર ગગડવા લાગ્યા. "વાત જો જાહેર થાય, તો હું ચોરમા ખપું."

"તમો ભુલ કરોછ વહુ-માય." સસરાજીએ સમજ પાડી. "એક સસરો કદીબી પોતાની વહુ ઉપર ચોરીનો 'ચારજ' મુકેબી કે ? અને તમે ભુલી કેમ જાવોછ. તમારા હાથમાં શું મારી મુંડી ઓછી છે કે ? અરે તે મોહરાણુને લીધે તો તમે મારી પર આવી રીતે ફાવી જાવોછ."

"હાજ તો." મીસ બાભફર છલકાઇ જઇ બોલી. "હું તે જાંણુછ. અને મને ઉમેદ છે, કે તમે મને પાર પાડશો. હું તમારાં કુટુંબને લાયક નીવડવાની હરેક તજવીજ કરસ, અને તમારા દીકરા દાદીને સદાનો સુખી કરસ. તમારી કીમતી સલ્લાહ માટે ઉપકાર થયોછ. હવે હું રજા લેઉછ."

"સીધારો. સુખી રેહો." બેહરાંમશાહે દુવા દીધી. "પણ બરોબર વખતસર માહીમ જઇ પુગજો હો કે ?"

"તેની તમારે ફીકર કરવી નહીં."

## પ્રકરણ ૩૦ મું.

## લેડી જમસેદજી બ્રીજ.

એક પારસી શેઠીઆના પારસી દીકરા સાથ, તેની દોલત અને તેના દરજ્જાના જીવ ઉપર પરણવા નીકલેલી આ મડમના હરખનો પાર રહ્યો નહી. પોતાને મંન પસંદ ધણી, પોતાને મંન પસંદ દોલત, અને પોતાને મંન પસંદ દરજ્જાની પોતે ધણીઆણી થશે, થશે અને થશેજ, એવી હવે તો મીસ બાલફ્રરની ખાતરી થઇ, કેમકે સસરાજીએ હા કહી, અને ધણી થતા દાદીએ, પોતાના કુટુંબની ઇજત માટે, તેણીનો હાથ ધરવા અંતે કબુલ થયો, એ ખુશાલી કાંઇ મીસ બાલફ્રરને મંન જેવી તેવી નહી હતી.

બેહરાંમશાહની સુચના પ્રમાણે, મીસ બાલફ્રરે પોતાની શેઠાંણી બાંનુબઇની કબાટમાથી તેવનની એક ઘણીજ કીમતી કસબી સાડી, એક સદરો, અને કસ્તી, તેમજ પોલકો, છુપી રીતે કાહાડી, તેની એક નાંહની જેવી ગાંસડી બાંધી તઇયાર કીધી, અને તીજોરીમાંથી જોઇતું ઝવેરાત પણ ઉચાપત કરી, એક નાંહાનો પતરાંનો કેશ–બાકસ, જે બાંનુની તીજોરીમા પડેલો હતો, તેમા તે મુકી, તેને કપડાંની ગાંસડીમા વીટાલી, અને રાતના આંઠ વાગાની તે વાર જોવા લાગી.

આંઠ વાગતા ઘણી વાર લાગી નહી. આંઠનો વખત થતાંજ, પારસી વરની આ મડમ–વહુ, પેલી કપડાંની ગાંસડી બગલમા મારી, બની ઠની, સઘલાંની નજર ચુકાવી, કોઇનેબી જણાવ્યા વગર, ચંપા બાગમાથી ગુપચુપ બાહાર નીકલી પડી, અને ગ્રાંટરોડના સ્ટેશન ઉપર જઇ, ત્યાંથી માહીમ જતી ગાડીમા પહેલ્લા વરગની ટીકીટ લેઇને ચહડી બેઠી.

અરધા કલાકમાં તો તે માહીમ જઇ પુગી. સ્ટેશન ઉપરથી તે સીધ્ધીજ પુલ તરફ નીકલી ગઇ, અને પુલને છેડે, અંધારાંમા પોતાના ધારેલા ધણીને મલવા તે તુલપી રહી.

"હજી નહી આયા ? નવ વાગી ગીયા ! સાડા નવ થયા ! શું મને એહરાંમશાહે ભમાવી ! નહી, તેમ તો કરે નહી, કેમકે તેવન જાણેછ, કે મારા હાથમા તેવનની મુંડી કુંચી છે !"

આવા વીચારમા મીસ બાલફુર લેડી જમશેદજી પુલના પગથીઆં આગલ અંધારાંમા ઉભી ઉભી તપતી હતી, તેવાંમા સાંમેથી કોઇને આવતો જોઇ તે બોલી:—

"હલ્લો ! મારો ડીયર આયો ! ડીનરે ઉપરથી" સરવેની નજર ચોરાવી સટકી આવતાં વાર લાગી હશે !"

મીસ બાલફુર પોતાના 'ડીયર'ને મલવા તઇયાર થાય, તેટલાં તો દાદી ફક્કડ ઇંગ્રેજી ડ્રેસમા સજ થાયલો ત્યાં આવી પુગ્યો. તેનો પોશાકજ કહી આપતો હતો, કે તે ડીનર ઉપરથી આવેલો હતો. તેણે પોતાના સુંદર કીમતી ઇવનીંગ ડ્રેસની ઉપર એક લાંબો 'કલોક' પેહડી લાધેલો હતો, અને રાતની અંધારી છત્તે, તેના પગમા પેહડેલાં વારનીસના બુટ ચમકતાં હતાં. દાદીને પોતાની તરફ ગોઠવણુ પ્રમાણે આવતો જોઇ, મીસ બાલફુર મનમા મલકાઇ બોલી:—

'દાદીર.'

'યસ ! લીલી !'

એટલુ બોલતાંજ દાદીએ લીલીનો—મીસ બાલફુરનો— હાથ પોતાની બગલમા લેઇ, પુલની ઉપર ઉતાવલે કદમે ચાલવા માડ્યું. દસેક મીનીટ સુધી તેઓ બંનેજન ગુપચુપ ચાલ્યાં કીધાં. લીલી મનમા ગણુતી કરતી હતી, કે જ્યાં સુધી દાદી મને બોલાવે નહી, ત્યાં સુધી મારે બોલવુંજ નહી. પણુ પોતાના તે ઠેડાવ પ્રમાણે લીલી ચાલી નહી, કેમકે જેમ જેમ પુલ ઉપર રાતની અંધારીમા દાદી સાથે તે આગલ ચાલતી ગઇ, તેમ તેમ દાદીની ચુપકીદી ઉપર તે શકમંદ થતી ગઇ, અને આસપાસનો એકાંત દેખાવ જોઇ, તે મનમા તરેહવાર વીચારો કરવા લાગી. તે બારી નજરે દાદીના ચેહરા તરફ નજર કરી, પોતાની ખાતરી કરવા લાગી, પણુ તેમાંથી તે નિશફળ થઇ, કેમકે દાદીએ

પોતાના 'ક્લોકનો' કૉલર ઉંચો ચહડાવેલો હોવાથી તેનુ મોહડું રાતની અંધારીમા લીલી બરોબર જોઇ શકી નહી.

આ વમાસણમાથી ચીંતાની ચીંગારી લીલીના જીગરમા સલગી ઉઠી. તેણીના દીલમા ધાસ્તી પ્રગટી નીકલી. "દાદી ગુપચુપ કેમ ચાલે છે! તે બોલતો કેમ નથી! આવી એકાંત જગા ઉપર જો તે મને મારી નાખે, તો મને બચાવે કોણ! મારી મદદે કોણ આવે! મારી મોહટી ભુલ થઇ! હવે શું કરૂં!"

"દાદી શેઠ તમે બોલતા કેમ નથી?" મીસ બાલટ્રે અંતે પુછ્યું. "સુરતની ગાડી વાંદરાના સ્ટેશન ઉપર આપણુને મલશે કે?"

પણ દાદીશેઠે લીલીબાઇને કાંઇબી જવાબ આપ્યોજ નહી. દાદીની આવી ફાટેલ ચુપકીદી જોઇ, લીલી વધુ ગભરાવા લાગી, પણ તે હીંમત કરી બોલી.

"દાદી શેઠ, તમે મારી ઉપર ગુસ્સે છેઓ? પણ મારો ચાહ્યા તમારી ઉપર અથાગ છે. મારો પ્યાર હદ વગરનો છે. તમે મને અકારીના ગણો. હું તમારી માફી માગુંછ. આવી એકાંત જગા જોઇ હું બીહુંછ. તમે બોલતા કેમ નથી? બોલો દાદી! ડીયર દાદી! મીસ્તર દાદીશેઠ, હું અરજ કરૂંછ કે બોલો? જો તમે એમ મુગા ચાલશો, તો હું તમારી સાથ આગલ ચાલનાર નથી. મને ધાસ્તી લાગેછ. તમે મારી સાથ દગો રમોછ, કે શું?"

લીલી હવે ખરેખર ધાસ્તી ખાઇ ગઇ. ધાસ્તીની મારી તેણીની છાતી ધડકવા લાગી. અંધારી રાતની સીહાઇમા તેણીએ આગલ પાછલ નજર કીધી, તો તેણીને તમામ અંધારૂં ઘોર આસપાસ દેખાયું. તુરતજ લીલીએ દાદીનો હાથ બાજુમાથી બંને હાથે પકડી લીધો, અને બુમ પાડી બોલી:—

"નહી, હવે હું આગલ નથી આવતી! દાદી શેઠ જો મારી સાથ તમુને નહી પરણવું હોય તો ભલે, તમે ના પરણો, પણ તમે મને જવાબ આપો. મીસ્તર દાદી શેઠ! ડીયર દાદી!! મારા દાદી શેઠ—"

લીલીની સઘલી આજેજી ફોકટ ગઇ. દાદીએ અંધારાંમા આગલ ચાલવા માંડયું, અને લીલી દાદીની પછવાડે, પોતાની મરજી ઉપરાંત ઘસડાતી ગઇ. તે ઉભી રહી શકી નહી, કેમકે દાદીની બગલમાથી તે પોતાનો હાથ છોડવી શકી નહી. તેણીને લાગ્યું, કે તેનો હાથ કોઇ લોખંડના સકંજામા સીકડાઇ ગયો છે. અંતે તેણીએ લાચાર થઇ એક ચીસ પાડી—

"ઓ કોઇ આવો! બોલ તું કોણ છે!-દાદી તું મને કાંહાં લેઇ જાએછ? અરે! તું કંઇ દાદી નથી? ઓ ખુદા—કોઇ બચાવો——

પુલની વચોવચ' જઇ પુગતાંજ લીલીએ એક જોર કરી, પોતાની સાથે ચાલતા શખસની જેબમાંથી પોતાનો હાથ ખેચી કાહાડી પાછલ હટી ગઇ, અને તેજ વખતે દાદી પોતાનો ચેહરો ખુલ્લો કરી લીલીની સાંમે ઉભો.

એકજ મીનીટ!

અને લીલીની ખાતરી થઇ, કે તેણીનો સાથી દાદી નહી, પણ કોઇ ભલતોજ શખસ છે. તેણીની આંખે ચક્કર આવવા લાગયાં. તેણીના બદનના તમામ સાંધા ઢીલા થઇ ગયા, અને તેજ વખતે પેલી કપડાંની ગાંસડી અને કેશ-બાકસ તેણીના હાથમાથી જમીન ઉપર તુટી પડયાં. હેબતની મારી લીલીએ એક જબરી ચીસ પાડી, માહીમ તરફ તેણીએ નાહાસવા માંડયુ. પણ તે નાહાસે શું!

તેજ વખતે એક ફટકો લીલીના માથાં ઉપર એવો તો જોરથી પડયો, કે તે પડતાંજ, ચક્કર ખાઇ તે જમીનપર પડી. જેવી તે નીચે પડી, તેવોજ એક બીજો ફટકો પેલા ખુનીએ તેના માથાંની ખોપરી ઉપર મારી, તેને સદાની મુગી કરી નાખી.

* * * *

વધુ શું 'બન્યું' તે બંયાન કરવાની જરૂર નથી. બીજે દાહાડે સહવારના પોહોરમા છાપામા નીચલી ખબર ઘેરે ઘેર વંચાવા લાગી.

# ચંપાબાંગમા ચોરી!

## મોહટી રકમની દાગીનાનું ચોરાવું.!

### મડમ—બાલફરનુ ગુમ થવું!

ખાંનબાહાદુર બેહરાંમશાહ દીલાવરખાંનના ચંપા બાગમા, ગઇ રાતના, તીજોરીમાથી મોહટી રકમના દાગીના તેમજ કીમતી કપડાંની ચોરી થવાની ફરીઆદ, ગ્રાંટરોડ પુલીસ ચોકી ઉપર કરવામા આવી હતી. ખાંનબાહાદુર બેહરાંમશાહ પોતાના દીકરા દાદી સાથ મી૦ કેકોબાદના મારબલ હૉલમા ડીનર ઉપર ગયા હતાં, અને બાર વાગતાને સુમારે પાછા ફરતાં, નોકરોએ તેવનને ખબર આપી, કે મીસીસ દીલાવરની કંમપેનીયન મીસ બાલફર ઘરમાથી વગર ચેતાવવે જતી રહી છે. ખાંનબાહાદુર બેહરાંમશાહે તુરતજ નોકરોને ઘરની તપાસ કરવા કહી, કે કાંઇ ચોરી થઇ હોય તો માલમ પડે. તપાસ ચલાવતાં મીસીસ દીલાવરની તીજોરી ઉઘાડી માલમ પડી, અને તેમાથી ઝવેરાતનો બાકસ, તેમજ કબાટમાથી કેટલાંક કીમતી કપડાંઓ ગુમ થએલાં માલમ પડયાં. પુલીસ મીસ બાલફરની પુઠે લાગી છે, અને જુદાં જુદાં સ્ટેશનોં ઉપર તાર મારફતે આ ચોરીની ખબર પણ આપી છે.”

પણ જે દાહાડે સહવારના ચંપાબાગમા થએલી ચોરીની ખબર છાપામા છપાઇ, તેજ દાહાડે સાંજે સાંજના છાપાઓમા એક જાણવા જોગ બીજીજ ખબર છપાઇ.

# માહીમમા મોહકાંણ!

## લેડી જમશેદજી પુલ ઉપર મીસ બાલફરનું ખુંન!

“આજે સહવારમા હમોએ આપેલી ખબર પ્રમાણે મીસીસ દીલાવરના બાનુની કંમપેનીયન મીસ બાલફર, જે મીસીસ દીલાવરની તીજોરીમાથી

દાગીના અને કપડાં લઇ નાહાસી ગઇ હતી, તેનું ગઇ રાતના કોઇ કરપીન ખુનીએ માહીમ મેધે, લેડી જમશેદજી પુલ ઉપર ખુંન કીધું છે. મરનારની પાસથી ચોરાએલી મતા બીલકુલ મલી આવી નથી, પણ એવું માલમ પડે છે, કે મરનારનુ ખુંન કોઇએ તેની પાસની મતા છીનવી લેવા માટે કરેલુ હોવું જોઇએ. જે જગા ઉપર મરનારની લાસ પડી હતી, તેની આગલથી એક ખાલી નાહનો કેશ-બૉકસ મલ્યો છે, જેની ઉપર મીસીસ દીલાવરનુ નામ કોતરેલું છે. મરનારના માંથાની ખોપરી બીલકુલ ફુટી ગઇ હતી, અને તેણીના કાંનમા પેહડેલા દાગીના કોઇએ જબરીથી ખેંચી કાહાડી લીધેલા માલમ પડતા હતા, કેમકે મરનારના કાંનના ચાબકા ચીરાઇ ગએલા જણાતા હતા. મરનારની લાસ ઉપર તુરતજ કોરોનરે માહીમ મધે જ્યુરી ભરી હતી. જ્યુરી એવા અભીપરાય ઉપર એક મતે આવી હતી, કે કોઇ નામ નહી જણાયલા શખસે, મીસ બાલફુર પાસની મતા મેલવવા, જાણી જોઇને તેણીનુ ખુંન કીધું હતું."

* * * *

આ બનાવ બન્યા પછી, સોલ માસની મુદ્દત, ચંપા બાગમા વસનારાંઓના બાબમા, કાંઇબી જાણુવા જોગ બનાવ બન્યા વગર, વહી જાએ છે. પણ——

પણ એ સોલ માસમા ગુલીસ્તાંનનું શું થયુ ? તેની ખબર કોણ પુછે ? ગરીબની દાદ કોણ લીએ !

ગરીબનો યાર ખુદા !



## પ્રકરણ ૩૧ સું.

### ભર દરીએ ડોલતું વાંહાણ !

હા. સોલ માસ. પુરેપુરા સોલ માસ.

એ મુદતમાં ગુલીસ્તાંનનું શું થયું, તે જાણવાની ખાસ જરૂર છે. એ સોલ માસની મુદતમાં ગુલીસ્તાંનની જીંદગીમાં મોહટા ફેરફારો થઇ ગયા છે. એ ફેરફારો કેવા હુતા, તેની વીગત આ વારતા આગલ વધે, તે આગમજ જાણવા જોઇએ.

ઠગારી મીસ બાલફરની ઠગાઇનો ગરીબ બીચારી ગુલીસ્તાંન ભોગ થઇ પડી. એક ઉઘાડી ગાડીમાં, તેણીએ પોતાના ધણીને તેની પરણેલી બઇરી સાથે બેઠેલો પોતાની નજરે જોયો, એટલુંજ નહી, પણ જે શખસ ઉપર તે પોતાનો જાન આપતી હતી, તે શખસ મીસ બાલફરની બેહનને દગો દેનાર માલમ પડયો, એ વાત જાણતાંજ તે ભોરવાઇ ગએલી. બોલી, બેભાંન થઇ જમીન ઉપર ત્યાંની ત્યાંજ પડી.

અભાગણી ગુલીસ્તાંન ! કમનસીબ ગુલીસ્તાંન !. આ જગતમાં તારે માટે સુખ સરજેલુંજ નહી હતું. કેમકે અનેક વાર સુખના રસથી ભરેલું પ્યાલું, તારા હોાથ સાથ લાગતાંજ, તે તારા હાથમાથી જમીન ઉપર પડી ગયું. દુનીયાંના ફંદ ફરેબ અને પ્રીતુરથી તુ બેખબર હોવાને લીધે, તારાં અભાગ્યાં નસીબે તું ભોરવાઇ ગઇ, તેમા કસુર તારાં કીસમતનો કે કસુર તુને ભોરવનારનો, તે અટકલી શકાતું નથી.

ગુલીસ્તાંન દાદીને કોઇ પારકી ઓરત સાથ હસી હસી વાત કરતે જોઇ ભડકી ગેઇ. મીસ બાલફરના કાવતરાંને તે પોંહચી શકી નહી. પોતાને પરણનાર શખસ કોઇ બીજી સાથ પરણેલો છે, એટલુંજ નહી, પણ મીસ બાલફરની બેહનને દગો દેનાર શખસ પણ તેજ છે, એમ જાણતાંજ, તે બેભાંન થઇ; મીસ બાલફરના પગ આગલ રસ્તા ઉપરજ પટકાઇ પડી. મીસ બાલ-

ફ્ટર તેજ વખતે એક ભાડુતી વીક્ટોરીયામા ગુલીસ્તાનને નાખી, તેણીને ઘેર લેઇ જઇ, તેણીનો ભરભાડુતોને સવાધીન કરી, સઘલી બનેલી બીના તે લોકને જણાવી તે પોતાને મકાંને ગઇ.

ગુલીસ્તાંનના દુખ અને નીરાસીનો શું પાર! તેની મીઠાંમાં મીઠી ઉમેદોનો કેવો નાશ! તેની આશા અને ઉમેદોનું કેવું નખ્ખોદ! તેની દલગીરીનુ તોલ કોણ કરે! તેની આંખોમાથી વેહતાં આંસુની ધાર કોણ અટકાવે! તેને કોણ સમજાવે! તેને કોણ મનાવે! તેની આશા અને ઉમેદના સઘલા કીલ્લા એકાએક જમીનદોસ્ત થઇ પડયા! દાદીને ચાહાવા માટે, અને તેની ઉપર વીસ્વાસ મુકવા માટે, તે પોતાને હજારો હજાર ફટુવા દેવા લાગી.

આદમી ધારે છે શું, અને ખુદા કરે છે શું!

એક પખવાડીયાંમાં તો ગુલીસ્તાંન પરણીને સાસરે જનાર હતી. એક પખવાડીયાં પછી તો તે દાદીની ધણીઆણી, દાદીના સુખની ભાગીદાર અને દાદીની દોલતની માલેક થનાર હતી. અને તેટલાંમા આ શું બનાવ! કંમનસીબ ગુલીસ્તાંનના કરમની આ કાંહાંણી હતી.

રાત તેણે સારી બેકરારી અને વીચાર વમાસણમા ગઇ. પણ તેજ રાતે ગુલીસ્તાંન પોતાના ભવીશ માટે ઠેઠાવ ઉપર આવી. સહવારું પડતાંજ તેણીએ પોતાના લગનના તઇઆર કરેલાં કીમતી કપડાંની ઘડી કરી, તે સઘલાં એક પતરાંની ત્રંકમાં ગોઠવ્યાં, અને તે કપડાંની સાથે, દાદીએ ઞાર્કસ કંમપનીમાથી તેણીને અપાવેલું ઝવેરાત, તેમજ દાદીના પઇસામાથી તેણીએ ખરીદેલી સઘલી ચીજો, તેજ ત્રંકમા મુકી, તેણીએ ચાવીથી તે ત્રંક બંધ કીધી. અને પોતાના ઘરવાલી ભાભર ભુંજાના માકી ડોસાંને તે ત્રંક સ્વાધીન કરી, તે બોલીઃ—

"માસી માય, અને માફ કરજો. હું જાઉછ. આએ લત્તા ઉપર, તેમજ આએ ઘેરમા હવે મારાથી રેહવાય એમ નથી. દેખઇતું છે, કે તે મારી શોધમાં આએ તરફ આવશે: તે મારો પીછો છોડનાર નથી, એમ હું જાણુંછ, અને તેથીજ હું તેનીથી નાહાસવા સાંરૂજ આએ ઘેર છોડી જાઉછ. કદાચ મારા

ગીયા પછી તે જો હીંયાં આવી લાગે તો મારી ઉપર મેહરબાની કરી, આએ. ત્રંક તમે તેને આપી દેજો. તે ઉંચો, સાંમલા રંગનો, ખુબસુરત, સોહામના દેખાવનો છે. તેનું નામ દાદી યા તો જમશેદ છે. માસી, તમે તેને કેહજો—તમે કેહજો—કે—

ગુલીસ્તાંનની છાતી ભરઇ આવવાથી તે રડી પડી, અને માકી ડોસાં પણુ આંખમાં પાણી લાવી બોલ્યાં:—

"ના રડ—દીકરી ના રડ! મરેરે. એ શું થઇ ગીયું!"

"તમે તેને કેહજો, કે હું મારી સાથે તેનું આપેલું અપાવેલું કંઇબી લેઇ ગેઇ નથી, પણુ બધું હીંયાંજ મુકી ગેઇછ. હવે મને મલવાની જરાબી તેને આસા રાખવી નહી."

ગુલીસ્તાંન માકી ડોસાને મલી, રડતી આંખે અને તુટેલે દીલે, પોતાનું જુંનુ મકાંન ખાલી કરી ગેઇ.

ખાલી કરી તે કયાં ગઇ?

## મુશ્કેલીની મુસીબતોના સંકટ.

આજે ત્રણ મહીના થયાં ગુલીસ્તાંન કોટ મધે એક કંગાલ ગલીમાં આવેલાં એક ગલીચ મકાનને ભોંયતલીએ જઇ વસી છે.

હીંયાં તે એક નાહલ્લી ઓરડીમાં, એક નાહલ્લી ખાટલી ઉપર, એક ફાટેલી સાદરી નાખી, તે ઉપર એક જુંનુ પુરાંણું ખોરીયું નાખી, સુતેલી છે. હીંયાં તેની દાદ લેનાર કોઇ મલે નહી. હીંયાંની ગલીચીમાં વસતાં, હવા અને ઉજાસની તંગીને લીધે, કંમનસીબ ગુલીસ્તાંનને આજ અડી માસ થયાં મેલેરીયા-તાવ લાગુ પડવાથી, તે ખુબસુરત જવાંન છોકરીની હાલતમા મોહટો ફરક પડી ગયો છે. એ મુદતમા પોતાની નાદરૂસત તબીયતને લીધે, પોતાના પેટની વેઠ કરવા જેટલુંબી સીવી સાંધી નહી શકવાને લીધે, મોહોટે ભાગે ગુલીસ્તાંનને ભુખમરો વેઠવો પડયો હતો, અને પુરતા ખોરાકની તંગીને લીધે, તેનો એક વખતનો ખુબસુરત ચેહરો કજરાઇ ને કરમાઇ ગયોં હતો. તેની સોહાંમની સીકલ સોહેદરાઇ ગઇ હતી. તેના

શરીરનો ભરેલો બાંધો સુકાઇ તવાઇ ગયો હતો, તેના ખીલી રેહલાં ગોલાબી ગાલે ફીક્કા પડી ગયા હતા, અને તેણીના ગાલમાં તેમજ આંખોમાં ખાડા પડયા હતા.

ગુલીસ્તાંનમાં આ બધો ફેરફાર ત્રણ મહીનામાં થઇ ગયો હતો. એ ખુવારીભરયો ફેરફાર, ગરીબી અને મુંફલેસી સાથ, ભુખમરાથી થયો હતો. એ મુદત દરમ્યાન ગુલીસ્તાંનને પજવનારા, અને ગુલીસ્તાંનની ખુબસુરતીપર ભમતા ભમરાઓ કાંઇ ઓછા નહી હતા. પણ ગુલીસ્તાંન પોતાની સઘલી લાચારી અને ગરીબ છતાં તેવા બદમાસોની તરફ ધીક્કારથી જોતી હતી.

ત્રણ માસની મુદત બાદ, પોતાની તબીયતમાં કાંઇક સુધારો થતાંજ, ગુલીસ્તાંને પોતાના પેટની વેઠ માટે, પાછું સીવવાનું કામ શરૂ કીધું. પણ તેમાં તેનું શું દલદર ફીટે !

પણ તે કરે શું ? પેટ ભરવા માટે સીવવા સાંધવા વગર ગુલીસ્તાંનને છુટકોજ નહી હતો. કલાકના કલાક સુધી ગલીચી અને હવા ઉજાસ વગરની જગામાં બેસી સીવતાં, અંતે તેણીના જીંદગી ખુવારીને ખરાબે ચહડવા લાગી, અને ગુલીસ્તાંન જ્યારે બીલકુલ નાતવાંન અને અશકત થઇ પડી, ત્યારેજ તેણીએ જાણ્યું, કે હવે આ ફાની દુનીયાંમાં તેના વસવાટનો વખતનો છેડો, જે વખત જાએ છે તેમાં જલદી આવવો જોઇએ.

તેણીના દુખના દાસતાંન લંબાવવાંની જરૂર નથી. ગુલીસ્તાંનની જીંદગીને કાતીલ ઝેરનો સરો લાગી ચુકયો હતો. તેણીનુ એક વખતનું ભરેલું આંગ, તવાઇ જવા લાગ્યું. સુકી ખાંસીથી સારી રાત તે બેજાર થવા લાગી. રાતના પસીનાથી તે હેરાંન થતી રહી. તેની છાતીમાં, અવાર નવાર થતાં ધપકારા, તે પોતે સાંભલવા લાગી, અને એ સઘલાં સાથ ઝીણી બારીક બુખાર તેના જીવનો કાતીલ જમ થઇ લાગી !

એ શું દરદ થતું હતું !

તે ખઇનું જીવ લેન દરદ હતું.

અને ગુલીસ્તાંને કાંઇ તેથી બેખબર કે અંજાણી હતી નહી પોતાની નાદરૂસ્ત તબીયત અને નાતવાંની છત્તે અંતે એક દાહાડો તે કોટના ધરમના દવાખાનામાં દવા લેવા ગઇ, અને નજદીક બે અઠવાડીયાં સુધી દવાઇના ઓટારા પીધા પછી, એક દાહાડે ડાકટરે તેણીને જણાવ્યું, કે "તમોએ દેવલાલી જવું. કેમકે, તમારા દુખને, દવા કરતાં હવાની જરૂર ઘણી છે."

મુફલેસ ગુલીસ્તાંન! તે બીચારી દેવલાલી તે કયાંથી જાએ? જયાં એકબી વખત પેટમાં નાખવા માટે અંન કે ખોરાકની તે મોહતાજ હતી, ત્યાં દેવલાલી જવાનું ગાડી ભાડું, અને ત્યાં જઇ ખાવા પીવાનું, તે કયાંથી મેલવે?

"જી હું મરવા જરાબી બીહતી નથી. પણ મને કેહવો તો ખરા, કે મને શું દરદ છે? મને દરરોજ રાતના ઠંડી વાગી તાપ ચહડેછ, અને સહેજસાજ મને ઠાંસો છે. પણ છાતી ઉપરથી બરખા કે કફ જેવું જરાબી પડતું નથી. મારાથી ઘનો વાર બેસાતું નથી. બે ટાંકા સીવું, ને દરજી કંઇ આપી જાય, તો તેમાંથી ચોખાની કાંજી કરી પીવુંછ. બીજું તો મને કંઈ જરતું નથી, અને ખાવાને નામે મને ઉલટી થતી હોય એમ લાગેછ."

"તમારાં માએ જીવતાં છે કે?" ડાકટરે પુછયું.

"જી માએ જો જીવતાં હોતે, તે આજે આવી આફતમા હું કદીબી પડતે નહી." ગુલીસ્તાંન બોલી. "તેવન મરી ગીયાંછ."

"મરી ગીયાંછ! તાહારે તમારા બાવા?"

"બાવા સાથી મરી ગીયા, અને તેવનને શું થયું, તેની મને જરાબી ખબર નથી." ગુલીસ્તાંન રડી પડી બોલી.

"તમે હેબતી ના જાવો. તમને ખરાબ ઠાંસો લાગુ પડીયોછ. આએ બારીક તાપ, અને સુકો ઠાંસો, ખઇની શરૂઆત દેખાડનારી નીશાંનીઓ છે.

તમુને દેવલાલીની હવાથી ફાએદો થશે. તમે જો દેવલાલી જવાને રાજી હોવો, તો હું તમુને મોકલી આપવાની કંઇ તજવીજ કરી આપું ''

તેજ દીવસે ગુલીસ્તાંને પોતાની કજાની સરજત ઉંપર સહી કીધી હતી. તેણીએ નક્કી જાણ્યું, કે આ ગરીબોને રીબાવનારી દુનીયાંમાથી તેણીનો ચાલી જવાનો વખત, હવે પુરો થવા આયો છે.

પણ અફસોસ ! આવી જવાંન, આવી ખુબસુરત, આવી નીરદોશ, આવી ભલી અને આવી નેકને આવું જાલંમ દરદ ! એવી ફરેસતાઇ, સદગુણી ઔરતનુ મોત, આવાં રીબાવી રીબાવી જીવ લેનાર દરદથીં કાંય આવતું હશે ?

ગુલીસ્તાંન પોતાના મોતનો પેગામ સાંભલી જરાએ દુખી થઇ નહી. જરાબી તે બીહીધી, કે હેબતી નહી. તેણીએ ઘર જઇ તુરતજ એક પોસ્ટ કાર્ડ લઇ, પોતાના જુંના ઘરવાલાં માકી ડોસા ઉપર લખી જણાવ્યું, કે તે પોતે આંવી શકે એવી હાલતમાં નથી, વાસ્તે તેઓને જો ફુરસદને વખત તેને મલી જશે, તો મોહટી મેહરબાની થશે.

નીરાધાર ગુલીસ્તાંન ! એથી વધારે તે બીજુ શું કરી શકે ? આએ દુનીયાંમાં તેનું બીજું કોઇબી સગું વાહાલું કે દોસ્ત આશનાવ હોય, તો તેને તે પોતાની મદદે બોલાવે, યા પોતાના આવી પુગેલાં મોતની ખબર, તે તેને આપે. પણ ગુલીસ્તાંનનું કોઇ સગું કે દોસ્ત આ દગલબાજ દુનીયાંમાં હતુંજ નહીં, એટલે તે એથી બીજું શું વધારે કરે ?

એક માસ સુધી ગુલીસ્તાંનની ખબર કોઇએ લીધી નહી. તોપણ દયાને ખાતર તેણીના પડોસીઓએ અવારનવાર તેણીને વારા ફરતી મદદ કરવાનો ઠેડાવ કીધો. પેહલે માળથી સહવારના ચાહેનુ એક કપ અને પાંઉની કાતરી, બીજે માળથી બપોરના કાંઇક લુખ્ખું સુકકું ભોજન, ત્રીજે માળથી રાતના તેવોજ કાંઇ ખોરાક તેણીને સારૂં તેના પરદુખ-ભંજન બાનુઓ મોકલતાં હતાં. એવી કંગાલીયતમા એક માસ, વધુ

ગુજરી ગયો. અંતે એક દીવસે ગુલીસ્તાંનના જુના ઘરવાલા માકી ડોસાં, ગુલીસ્તાંનના ઘરનો પત્તો પુછતાં આવી પુગ્યાં.

"ઓ, મરૂ રે! માયજની, આએ તારો શું હાલ તેં કીધો?" માકી ડોસાં ગુલીસ્તાંનને જોતાંજ હેબતી જઇ બોલ્યાં. "ગુલીસ્તાંન! ગુલીસ્તાંન! આએ તેં શું મોહોકાંણુ વારી? અરે તારૂં રૂપ કાંહાં છે? તારૂં હોસાંન કાંહાં છે? ગુલીસ્તાંન, માય જની, તુને શું છે? મને કહે તો મારી ઘોરન?"

માકી ડોસાંની આંખમા ગુલીસ્તાંનનો હાલ જોઇ પાંણી આવી ગયાં, અને ગુલીસ્તાંન જે એક ભાગી તુટી ખાટલી ઉપર ખોરીયું ઓઢી પડેલી હતી, તેને ભેટી પડયાં.

"માસી, તમને તજદી પડીછ, તે માફ કરજો." ગુલીસ્તાંન પડી પડી ધીમે અવાજે બોલી."

"અરે પણ ગુલીસ્તાંન આએ તારા શું હાલ?" માકી ડોસાંએ ફરીથી પુછ્યું. "પણ કંઇ નહી દીકરા, ખદાએ સારૂ કરશે. ધીરજ ધર. હું તુને સારી કરસ. હું તુને મારે ઘેર લઇ જવસ. સરની ઇસપીતાલના મોહોટા ડાકટરની દવાં કરસ. હું આજની આજ તુને મારી સાથે લઇ જાઉચ. તારો ઓરડો હજુર ખાલીજ છે દીકરા. હજુર કોઇ ભાડુતઁ આયુંજ નથી. પેલો તારો ધણી થતો, પેલો જમશેદ, એક વખત પુછતો પુછતો આયો તો——

"તેવન આયા'તાં માસી?" ગુલીસ્તાંને ઇંતેજારીથી સવાલ કીધો. "તાહારે તો મારાથી તમારે તાંહાં અવાએજ નહી માસી."

"દીકરી ગુલીસ્તાંન, એમ ચેરાં શું કરેછ?" માકી ડોસાએ ઠપકો આપ્યો. "આએ દુખના જોરે બધી સોહરાઇ સુકાઇ ગેઇ, અને એમ ચેરાં ના કર. તારો ધણી થતો, બચારો પેસો જમશેદ, દર દસ પંદર દાહાડે તારી ખબર પુછવા આવતો ને આવતોજ રેહછ. હું તારૂં ઠેકાનું જોંણતી હોતે, તો તેને જરૂર કેહતે. તારો ફોસ-કપાટ મલીયો, તાહારે મેં તો તારી વાત જાંની!

બચારો કેવો બલો. જાહારેબી આવે તાહારે તુંને યાદ કરી, આંખ પાંણી ભરી, તારૂં ને તારૂંજ નામ બોલી પાછો જાય."

"તે ગમે તે હોય, પણ મારે તે શું કાંમનો ?" ગુલીસ્તાંન ડીબો તાણી બોલી. "સે મને ચાહેછ, એમા તો જરાબી શક નથી. અને ખુદા જોણેછ, કે હું તેને કેવો ચાહતી હતી. હું હજી તેની ભલાઇઓને યાદ કરૂછ. હું હજી તેની પ્રીત અને મયા દયાને યાદ કરૂછ.. તેનો પ્યાર ગમે તેવો હોય, પણ તેના દીલમા પાપ હતું. તે બીજીને પરણેલો હોવા છતાં, મારી સાથ પરણવા તઇયાર થયો હતો. તેના પ્યારમા પાપ વસેલું હતું. મારી ઇજ્જતનો તે નાશ કરવા માંગતો હતો. જો હું તેનુ પાપ વખતસર જાણતે નહી, અને હું જો તેની સાથ પરણી જતે, તો પછી--પછી--માસીમાય—પછી—

ગુલીસ્તાંનથી હવે ડોબાયું નહી. તે જારજાર રડી પડી, અને માકો ડોસાંએ તેને સધીઆરો આપી પેટમા ઘાલી કહ્યું :—

"ના રડ, મારી માય કરૂં, ના રડ. તું રડેછ, તે મારા પેટમા ચુંકાઇ આવેછ. તું જોઇએ તો તેને ના મલતી. પણ મારી વાત તો સાંભલ ? તારા સધાવીયા પછી, આંઠ કે દસ દાહાડે, કોઇ પેહરેલો ઓધેલો, સોહામનો પારસી આવી, તુને પુછવા લાગો. મે કેહ્યું, કે "બા તે તો ખાલી કરી ગેઇ." તું ખાલી કરી ગેઇછ એમ સાંભલતાંજ તે તો ફીકકોજ પડી ગીયો. પછી તારી પેલી પેટીની કુંચી મે તેને આપી. તે પેટી ઉંઘારી બધાં કપડાં જોઇ ને આંખમા પાણી લાયો, અને તે પાછી બંધ કરી મને કેહ્યું જે "આએ પેટી ને કુચી તમે હીયાંજ રાખો. હું ગુલીસ્તાંનને શોધી કાહાડુ તાંહાં સુધી એ પેટી તમે રાખો." તે મને કુચી આપી ગીયો, અને પંદર વીસ દાહાડે પાછો આવી મને તારૂં ઠેરઠેકાનું પુછવા લાગો. પણ ઠેકાનું તે કાંથી આપું. હું જો જાણુતી હોતે તો જરૂર તેને કેહતે ?"

"મારી સરજત' મારાં કરમની કાંહાંણી પુરી થઇ." ગુલીસ્તાંન બોલી. "તેના પ્યારની કીમત હું જાણુતી હતી, પણ તેની દગલબાજીથી હું બેખબર હતી."

"દીકરી ગુલીસ્તાંન, હવે ચાલ ઉઠ મારી માય કર." માકી ડોસાં બોલ્યાં. "હું ગારી મંગાઉછ. તું મારે ઘેર ચાલ. જમશેદ હવે પાછો તારી તલાસ કરવા આવે એમ મને લાગતું નથી, કેમકે તે ઘડી ઘડી આવી જાહારે હાકો ગાંગો, તાહારે તે મને કેહી ગીયોછ, કે જો ગુલીસ્તાંનની કંઈબી ખબર મલે, તો મને તરતજ લખી જણાવવી."

"કાંહાં લખી જણાવવી માસી ?" ગુલીસ્તાંન એકદમ બોલી પડી.

"પેલું કીયું છાપાખાંનું જો ? બામદાદનું છાપાખાનું." માકી ડોસાંએ યાદ કરી કહ્યું. "પણ હવે તે આવે એમ નથી. તું હમણા તો મારે તાંહાં ચાલ. પછી તુંને જરા ફેર પડે, તું ફરતી હરતી થાય, ને મારી બેહન ઝીલુને ઘેર કોલાબે તુને હવા ફેરફાર કરવા હું પોતે લઇ જવસ."

માકી ડોસાંની મેહરબાની આગલ ગુલીસ્તાંનની હુજત ચાલી નહી, અને ગુલીસ્તાંનને લાચારીએ તેવનની સાથે તેવનને ઘેર જવુંજ પડયું. ગુલીસ્તાંનને તેની લાચારી કરતાં, લાએકી અને ભલમનસાઇ માટે માંકી ડોસાં વધારે ચાંહાતાં હતાં. તેના સદગુણે તેવન વખાણતાં, તેના વીચારની તારીફ કરતાં, અને તે સબબોને લીધેજ માકી ડોસાં ગુલીસ્તાંનના દુખથી દુખી થતાં હતાં. ગુલીસ્તાંન જેવી જવાન છોકરીઓ તો કંઇક ઘણીબી પડી હશે, પણ ગુલીસ્તાંનના જેવી સદગુણી, ગુલીસ્તાંનના જેવી પાક દયાનતવાલી, અને ગુલીસ્તાંનના જેવી ભલા અને નેક વીચારવાલી તો ઘણીજ જુજ હશે.

એક લાંબી મુદત ગુલીસ્તાંનની સારવાર અને ઇજત કરવામા માકી ડોસાંએ કાહાડી નાખી. સરની ઇસ્પીટાલના મોહટા ડાકટરની દવા, ગુલીસ્તાંનના જીવલેન દરદ ઉપર કાંઇબી કારગત લાગી નહી. ગુલીસ્તાંન પોતાની જીંદગીનો તમામ હીસાબ પુરેપુરી બાહોસીથી તપાસી રહી હતી. તે જાંણતી હતી, કે ખઇનો રોગ કદીબી સારો થતો નથી, અને તે રોગના પંજામી એક વખત સપડાયા પછી, તેના હાથમાંથી છુટવાનો ફાંફાં મારવાં ફોકટ છે.

આખરે એક દીવસ ગુલીસ્તાંને માંકી ડોસાને કેહ્યું:-" માસી માય, મને કસાંથી ફેર પડે એમ લાગતું નથી. તમારે માથે હવે હું કાંહાં સુધી પડી રેહું. મારૂં નાંખ કપન જાએછ માસી?"

"ના રે–ના રે, એ શું બકેછ ગુલીસ્તાંન." માંસીએ બુમ પાડી. "હવે તો તુને ઘણો ફેર પડયોછ. અગાઉના જેટલો તુને હાંસો કાંહાં છે?"

"હાંસો અગાઉના જેટલો નથી, એ ખરૂં. પણ માસી અગાઉના જેટલી હવે મારાંમા શકતી નથી." ગુલીસ્તાંન બોલી. "એ બધા હાકાના ગાઉ છે."

"ખબરદાર પોરી, જો એવું કાંઇ મારા ઘરમા વખત કવખત બોલીછ તો!" માસીએ ગુલીસ્તાંનને મનાવી લેવાનું કીધું. "જા બા ગુલીસ્તાંન, તું જરા જરામા એમ તારા મનમાં ઓછું ના લાવ."

"તમે મારી વેઠ કાંહાં સુધી કરશો માસી?" ગુલીસ્તાંને સવાલ કીધો. "ખુદા તમુને ઘણાં સુખ આપે. મારે લીધે તમુને કેટલી મેહનત અને કેટલી તજદી! જો હું મારી બામારીમાંથી સાજી થઇ ઉઠવાની હોતે, તો હું તમારી મેહરબાંની, તમારી તાબેદારી કરી ફેરવતે. પણ જાહારે સાજી થવાની આશાજ નથી, તાહારે—

"ઓવારૂં રે તારી પરથી! તું તો મારી જીભરઇ પબોરી નાખી, હસતી રમતી ઉઠશે." માસીએ દીલાસો આપવા કહ્યું. "આએ ઠંડીના દાહાડા છે કેની, તેથી તુને એમ નબલાંઇ લાગેછ. પણ હવે હવા ફેરવાશે એટલે —

"ગુલીસ્તાંન! ઓ ગુલીસ્તાંન!! અરે કોઇ આવોરે! ઓ મારી માયજની—બોલની—ગુલીસ્તાંન! ગુલીસ્તાંન હોશીયાર છે કેની?"

કાંઇજ નહી. વાંમનાર ગુલીસ્તાંનની વધતી જતી નાતવાનીને લીધે, તે 'ફેન્ટ' મારી ગઇ હતી. પણ "વાહાંણુ ભરદરીએ તો હતુંજ."

સોલ બાર્સમાં ગુલીસ્તાંનની આવી હાલત થઇ હતી.

## પ્રકરણ ૩૨ મું.

### હાણાઅંદરનો રાજકુમાર !

### 'જૈસેકુ મીલા તેસા—તેસેકુ મીલા તાઇ !'

નીચલી જાહેરખબર મુંબઇના સઘલા ઇગ્રેજી છાપામાં ચકચકી રહી હતી.



ભીતે ભીતે આ નાટક કંમપનીની જાહેરખબરનાં કાગજો ચોંટાડવામાં આવ્યાં હતાં, અને ત્રાંમને નાકે ગંજાવર કદના રંગ બેરંગી પ્રોગ્રાંમો, લલચાવનારી ભાશામાં લખાએલાં, છુટથી વેહચાતાં હતાં. છાપાવાલાઓએ આ કંમપનીની તારીફ ઉપર તારીફ છાપી મારી, લોકોની લાગણી બેહદ ઉસકેરી મેલી હતી.

એટલું બધું તે આ કંમપનીના ખેલમાં શું અસાધારણ જોવાનું હતું ?

તમે સમજ્યા નહી. એ બધી મોહોકાંણ છાપાવાલાઓની સીફારસની હતી. ઇગ્રેજી છાપાએ છાપ્યું હતું, કે લંનડનની જાણીતી ગેઇટી નાટકશાલાના ચાલીસ નામીચા ખેલાડીઓ, મુંબઇમા ખાસ પોતાનો હુંનર દેખાડવા

આવ્યા છે, અને તેમા થોડીક 'મેમ સાહેબો' એવી છે, કે તેઓએ પોતાની ખુબસુરતીથી લંનડનના આગેવાંન મંડલોમા ચકચાર અને હોકાર મચાવી દીધો હતો.

આપૂણું કાંઇ જાણુતા નથી, પણ લંનડનના આગેવાંન મંડલોના સભાસદો, આ ગેમ સાહેબોને જોઇ એમ ગાંડા ઘેલા થઇ ગયા હતા, તો આ પફ અને પાઉંડરમા લપટાએલી મેમણ્સાહેબો કેવી જબરી 'કટીંગ-માસ્તર-જનરલ' હોવી જોઇએ !

માર તોપ કોણુ પુછેછ ! ખેલાડીઓ તો કોઇ રેંજીપેંજી જેવા હશે, અને મેમ સાહેબો, કોઇ ખુંને ખાંચરેથી ગાંસડા બાંધી નીકલી પડી હશે. પણ અધીપતી સાહેબને બે વધારે સારી જેવી ટીકીટો પોહોચી ગેઇ હશે, તેના પરતાપથી તેવને એક ફકરો ચીતરી કાહાડ્યો, અને તેની અસર મુંબઇની નાટકી દુનીયાંમાં વીજલી વેગે ફરી વલી.

તોપણુ ઇંગ્રેજો આ બેમુલ હુંનરના કદરદાંન તો ખરા. બે કારણુ સર તેઓ પોતાના જાતભાઇ નાટકી ધંધાદારીઓને ઉત્તેજન આપવાની પોતાની ફરજ સમજે છે. પેહલ્લું મુખ્ય કારણુ તો પોતાના જાતભાઇઓ, જોખંમ માંથે બેંચી હજારો માઇલથી દરીઓ દોહોવતા મુંબઈ સુધી ઉમેદ બાંધી આવે, તેમને નુકસાનમાં જવા દેવા નહી, અને બીજું કારણુ નાટકના હુંનરને તેઓ એક હુંનર તરીકે સમજી તે ધંધાને ઉત્તેજન આપે છે.

આ બે કારણોને લીધેજ નૉવેલટી નાટકશાલા આજે રાતના તમામ આગેવાંન યુરોપીયન બાંનુઓ અને ગ્રહસ્થોથી ચીકાર ભરાઇ ગઇ હતી. અલબત્તાં તેમાં થોડીક પારસી મડમો, તેમજ પારસી જાંગલાઓબી ઘસડાઇ તનાઇ આવેલા દેખાતા હતા ! પણુ તેમની હાલત 'બેહરો બે વાર હસે' તેવી નજરે પડતી હતી. જેઓ ઇંગ્રેજી સમુજતાં હતાં, તેઓની વાત તો ખેરસલ્લાહ, પણુ જેઓ દેખાદેખીને લીધે ફકત પોતાનું અને પોતાનાં

કપડાંનું ‘ એગઝીબીશન ’ કરવા આવ્યાં હતાં, તેઓ પેહલાં સરવે કોઇને હસતાં જોઇ, વગર સમજવે સમજુમા ખપવા હસતાં, અને પાછલથી જ્યારે કોઇ તેઓને સમજાવતું, ત્યારે ‘ મરેરે એમ થયું કે ! ’— ફરી ફરીથી તેઓ હસતાં હતાં.

પણ રંગ રાગના આ મહાંન મંદીરમા, ખુબસુરતીના બજારમાં દરેક મડમ પોતાને વધારે ખુબસુરત દેખાડવાની તજવીજ કરતી હતી. અલબતાં અત્યાર સુધી કાંઇબી જાણવા જોગ, યા ધ્યાંન ખેંચવા જોગ બનાવ બન્યો નહી હતો, પણ બરાબર નવમાં પાંચ મીનીટ કંમ હતી, તેટલાં ઓરચેસ્ત્રામાંથી સઘલાં જન, ફરી ફરીને ઉંચે ડરેસસરકલ તરફ, ટીકી ટીકી, નંબર અગીઆરવાલા બૉકસ તરફ જોવા લાગ્યાં.

એ કંઇ તમારા પારસી કે હીન્દુ નાટકો નથી, કે મચ્છીબજાંર જેવા પુકારો નાટકશાલામા નાટકની રાતના ખેલ દરમ્યાંન મચી રેહ. મારા ભાઇ અમથીજ ડીંગ મારોછ, કે હમે તો નાટકના કદરદાંન, અને સમજદાર છેઇએ ! અરે ખાંડ ખાવો ! જો સાંભલો. ઇંગ્રેજી નાટક તખતો અને ઇંગ્રેજી સંસાર, જેની તમો નકલ કરવાની બડાઇ મારોછ, તે તમારાથી ૪૦૦ વરશ આગલ વધેલો છે. તેમના આજના સંસારની પકતીએ, તેમજ તેમના આજના નાટકની પંકતીએ, તમારા સંસારની અને તમારા નાટકની આજની હાલતને પોહોચતાં, કાંઇ નહી, તો બીજાં બસો વરશ જોઇએ.

એ કોણ ? એ ડરેસ સરકલમા ઉંચી ડોકી કરી, બધાં જન કોણને જોઇ રેહલાં હતાં ? ભલી ભલી મડમો, તેમજ ઇંગ્રેજો વટીક ફરી ફરી ડરેસ સરકલમા નંબર અગીઆરવાલા બૉકસમા જોતાં હતાં.

હા. નંબર અગીઆરવાલો બૉકસ ખરેખર ભાયગશાલી હો ! કેમકે તે બૉકસમા એક સરવ જેવાં સીધાં કદની, કાલી ભંમર જેવી આંખોવાલી, અને સુંદર રૂપથી દીપી રેહલી એક મડમ, કીમતી જુવર અને જરીઆંનથી ભરેલી, ઉમદા પોશાકમી સજ થાએલી આવી બેસતાંજ, સરવેની નજર તેના

તરફ ખેંચાઇ. નજરજ ખેંચાઇ એટલુંજ નહી, પણ લોકોના દીલઓ તેની ખુબસુરતી તરફ ખેંચાઇ રેહ્યાં.

પણ તે કાંઇ એખલી નહી આવી હતી. તેની સાથે એક સોહામના ચેહરાનો, પણ સાંમલા રંગનો, એક ઉંચો કદાવર જવાંન પણ હતો. તેઓ બંને જનમનંબર અગીઆરવાલા બૉકસમા બેઠાં હતાં.

"આઇ સે, એ આએ છાવો કોણ છે?"

"તમે ઓલખોછ, એ કોણ છે?"

"પેલો કોણ છે?"

"આઇ સે, એ પેલી છાવી કોણ છે?"

"હું નથી જાણુતો, પણ હમણુાજ મે એ લોકને બે ઘોડાની લૅન્ડોમાથી ઉતરતાં જોયાં."

"કોઇ અમેરીકન હોય, યા તો સરકેસ્યન!"

"પણ એની સાથે કોણ છે? તે કંઇ યુરોપીયન જેવો લાગતો નથી? કોઇ પારસી હોયં, યા નેટીવ હોય. કદાચ કોઇ મુંબઇથી ડાકટર કે બૅરીસ્ટર થવા વેલાત ગીયો હોય, અને કોઇને પરણી લાયો હોય?

"ઑ! [illegible]–આ–શેમ!"

* * * *

"ડીયર સ્ટેલા, તેં તો આ હાઉસમા આગ સલગાવી દીધી! આ બધાંના જીગર તારી ખુબસુરતી જોઇ ભડકી ઉઠયાં છે! જોયું કેની, બધાં જનાંઓ 'ઑપેરા' લઇ તુનેજ ભોપેછે! જાણે એ લોકના બાપનોજ માલ!"

"ડીયર રૂપી, તમો એમ અદેખા ના બનો." સ્ટેલા બોલી. "હમારા લોકો ઓરતોની ખુબસુરતીને વખાણે, તેને તમો લોક અપમાન સમજોછ. હમોં લોક તેમા 'કૉમપ્લીમૅન્ટ' સમજીએછ. એક ખુબસુરત ઓરતની ખુબસુરતીની તારીફ કોઇ કરે, તો તમારી કોમની ઓરતો તેમજ મરદો તેમાં અપમાન સમજેછ, પણ હમે તેમ સમજતાં નથી. ખુબસુરતી પૂરવરદેગારની

બક્ષેલી બક્ષેસ છે, તેનું કોઇ જોઇને વખાંણે, અને કોઇબી પસંદ કરે, તો તેમાં તમારૂં ને મારૂં શું ગયું ?"

"ના, ના, એમ નહી બને." પેલો જવાંન બોલ્યો. "જ્યારે હું તારી સાથે પરણ્યો, અને તું મારી સ્ત્રી થઇ, એટલે મારા વીચારો મલતાજ વીચાર તારા થવા જોઇએ ડીયર. તારે માટે મે કેટલો ભોગ આપ્યો છે, તેનો ખ્યાલ કર ? મે મારો ધરમ તજ્યો. મારો દેશ તજયો. મારો વેશ તજયો. તને રાજી રાખવા તારા ધરમમા વટલી, મારૂં રૂપસીંહ નામ બદલી મે રૂપર્ટ રાખ્યું ! મારી પુંજીનો મોહટો ભાગ તને યુરોપની મુસાફરી કરાવવામા મેં ખરચ્યો. એ સરવે મેં તારા પ્યારને માટે કીધું છે ડીયર."

"હા. પણ રૂપી, તેટલાં માટે હું તુને કેટલીં બધી ચાહુંછ." સ્ટેલા બોલી. "પણ ડીયર રૂપી, તું મને ગભરાવ ના. તારી પુંજનો મોહટો ભાગ તેં યુરોપની મુસાફરીમાં ખરચી ખાધો, એમ તું હમણાં બોલીયો, તેની મતલબ શું ?"

"હા, હું એમ હમણાં બોલ્યો ખરો." રૂપી ઉરફે રૂપર્ટ ખુલાસો કરવા લાગ્યો. "મારી પુંજી એટલે મને મારાં રાજ તરફથી દર વરશે જે વરશાંન મારા અંગત ખરચ માટે મલે છે, તે. હવે તું સમજીની."

"ઓ ! હું સમજી." સ્ટેલા બોલી. "પણ–ડીયર રૂપી, તારાં રાજમા તું મને એક વખત નહી લેઇ જાએ ?"

"અરે લેઇ જવાની વાત કેમ બને સુંદર." રૂપી બોલ્યો. "મારો ભાઇ મારી ગાદી પચાવી બેઠો, જો કે ગાદી વારેસ તો હું છું. અને જો હું હવે તેના રાજમા જાઉં, તો તે મારો જીવ લેવાની તજવીજ કરે ! વલી હું વટલી ખ્રીસ્ટી ધરમમા દાખલ થયો, એટલે મારી તમામ નાત મને જોતાંજ છેડાઇ પડે તો ? અરે ચટ કરતાં રાજમાં બલવો ઉઠે ! અને વાઇસરૉયનો મારી ઉપર ઠપકો આવે ! એટલાંજ વાસ્તે મારા દેશમા જવાની મારી હીંમત થતી નથી. પણ હું મારા હક માટે હવે ગવરનરને અરજી કરવા માગુછું. હું પારલામેંન્ટ સુધી લડીશ. હું મારા બાપની ગાદી ઉપરનો મારો હક જતો મુકનાર નથી."

"તમારાં રાજ સાથ નીકટ સંબંધ ધરાવનારની તમારે મદદ લેવી જોઇએ, ડીયર રૂપી." સ્ટેલાએ સલ્લાહ આપી.

"હા મારી લાડલી! મારી ગાદીને ચોહાઇ ભરતા સઘલા રાજાઓને હું મેલવી લેવા ધારૂછું. હીઝ હાઇનેસ ધી ઠાકોર સાહેબ ઑફ પાંજરાપોલ, મારો અંગત મીત્ર છે. જરૂર પડવે, એક બોલે તે મને ત્રણ કરોડ રૂપીયા ધીરવા તઇયાર થાય એમ છે! મહારાજા ઑફ જુંના ભોઇવાડા, મારા બાપના બનેવીનો જુનો મીત્ર છે. તે મને મદદ કરવા એક કરોડ રૂપીઓ આજે આપે એમ છે! ફકત એક પોસ્ટ કાર્ડ લખવાની ખોટી! કોસંમર્બાની રાણી સાહેબ, મને બહુ માનથી ચાહે છે! અરભંગાબાદના માહારાણા, ભરમપુરના ઠાકોર, અને એવા બીજા અનેક મહાંન પુરૂશો, મારા અતલગના ખેશી છે! તેઓ મને આજે મદદ કરવા નીકલે. પણ તારી પ્રીતમા પડી, મે મારો ધરમ ખોયો, એટલે હવે મારે મંન મારૂં રાજ અને રાણી તુંજ છે."

"તમારાં કુલ અને ખાંનદાંનની નામદારી, અને તમારી કેલવણી ઉપર તો હું મોહીત પડી." સ્ટેલા બોલી. "પણ ડીયર રૂપી, તમારી દાણાબંદરની ગાદીની વારસીક આવક કેટલી?"

"દાણાબંદર સ્ટેટની વારસીક મેહસુલ, તો બાર કરોડની ઉપર છે!" રૂપી બોલ્યો. "પણ ડીયર સ્ટેલા, તું મને મારી ગાદીની યાદ આપી મારૂં દીલ દુખી કરે છે. મને એ વાતની યાદ પડતાંજ, મારૂં દીલ ઉદાસીત થઇ જાએ છે. વાસ્તે હવે એ વાતજ નહી કરવી સ્ટેલા ડીયર. અરે મારા જેવું હેત તને કોઇ નહી કરે મારી લાડકી પુતલી?"

"તમે શું ફક્કડ ઇંગલીશ બોલોછ હ!" સ્ટેલા ખુશી થઇ બોલી. "પણ ડીયર રૂપી, તમે એમ જરા જરામા ઉદાસીત, જરા જરામા ગભરાએલા, અને જરા જરામા ફગલાએલા કેમ દેખાવોછ?"

આ પ્રેમભાવમાં પડેલાં, અને એક બીજાંની પ્રીતમા અહાઇ ગએલાંઓ પોતાની વાતચીતમા એટલાં તો ગુંતાઇ ગયાં હતાં, કે નાટક લગભગ પુરો થવા આવ્યો, અને તેમની આસપાસ બેઠેલાં લોકો તેમની તમામ હીલચાલ અને

ચેનચાલા જોઇ તેમને માટે અનેક જાતના ટીકા કરતાં હતાં, તેનું તેમને જરાએ ધ્યાંન કે ભાંન પણ રહ્યું નહી.

અંતે નાટક પુરો થવા આવ્યો. હજી નાટક પુરો થવાને થોડીક વાર હતી, તેટલાં રૂપસીંહે સ્ટેલાને ઘેરે જવાની ફરમાસ કરી, અને તેઓ બંને ડ્રેસ સરકલમાથી બાહાર નીકલ્યાં. નીચે ઉતરતાંજ, રૂપસીંહની જોડીમા જોડેલી લૅન્ડો ગાડી નાટકશાલાના દરવાજા પાસ આવી ઉભી. સ્ટેલા અંદર દાખલ થઇ અને તેનીજ પછિલ રૂપસીંહ ઉરફે રૂપી અંદર દાખલ થયો.

પણ હજી તો તે સ્ટેલાની પાછલ ગાડીમા દાખલ થતો હતો, હજી તેનો એક પગ ગાડીના પાવડા ઉપરજ હતો, તેટલાં પુલીસ ઇન્સપેકટર મી૦ ડારસીએ રૂપસીંહની ખાંધ ઉપર જોરથી પોતાનો હાથ નાખી કહ્યું:—
"સબર, કરો ! જરા સબર કરો !"

પુલીસના એક ગોરા સાહેબના હાથમા રૂપીને જોતાંજ, સ્ટેલાએ એક ચીસ પાડી. તે ચીસ નાટકશાલાની અંદર બેઠેલાંઓને કાંને પડી, અને તુરતજ ઓરચેસ્ત્રામાથી થોડાક ઇંગ્રેજો બાહાર નીકલી આવી, આ ગડબડનો ખેલ જોવા લાગ્યા.

"There is some mistake in this." સ્ટેલાએ પુલીસ ઇન્સપેકટરને કહ્યું "why don't you tell them who you are Roopshin? Unhand him Mr.—He is Raj Koomar Roopshin of Dana Bunder.

"We know it Ma'am" ડારસી બોલ્યો. "Just the very gentleman we want. You see the forgeries have come out at last."

સ્ટેલા આ સાંભલતાંજ ડઘાઇ ગઇ. ફૉરજરીના સબ્દો તેણીને કાંને પડતાંજ તરેહવાર વીચારો આંખના પલકારામાં તેણીના મગજમાથી પસાર થઇ ગયા. તેણીની આંખે અંધારાં ફરી વલ્યાં, અને તેજ વખતે તે બેહોશ બની પોતાની ગાડીમા પટકાઇ પડી.

## પ્રકરણ ૩૩ મું.

### પાપના પરપોટા ફુટવા માગે છે.

### "જીવ લીધો નહી પણ જીવ લેવડાવ્યો."

છાપાવાલાઓને કાંઇ પુછવું પડે નહીં! છાપાવાલાઓને પુછે તેને જંમ પુછે!

ગેઇ રાતનો બનાવ જોકે મોડી રાતના નાટકશાલામા બનવા પામ્યો હતો, તોપણ એકાએક સહવારું પડતાંજ, તે છાપાઓમાં મોહટા મોહટા ટાઇપવાલાં મથાલાં હેડલ છપાઇ પ્રગટ થયો.

રાજકુમાર રૂપસીંહ તો કેવો જબરો કાચીનો સાહુકાર માલમ પડયો? પેલી મડમ સાથ દાણાઅંદરના રાજકુમારને જે કાંઇ વાતચીત થતી વાંચનારે સાંભલી લીધી, તે ઉપરથી તે બંને જનની ખરી હાલતનો કાંઇક ખ્યાલ આવવો તો જોઇએ. પણ હવે જરા આગલ ચાલીએ.

પોતાની વાહાલી દીલદાર ગુલીસ્તાંનની શોધ હજી દુખી દાદી કરતોજ ફરતો હતો. દરરોજ તે જુદા જુદા લત્તા ઉપર ગુલીસ્તાંનની શોધમા 'સહવારું' પડતાંજ નીકલતો, કે તે અચાનક રસ્તે મલી જાએ. પણ હજી તેણીનો કંઇભી પત્તો તે મેલવી શકયો નહી. આજે સહવારનો તે એજ કાંમ ઉપર નીકલ્યો હતો, પણ તે નીરાસ થઇ જેવો ચંપા બાગમા બપોરને સુમારે પાછો ફરયો, તેવીજ તેની નજર બાગમા કોઇની કુમ ઉપર પડી. હજી તો તે કુમ તરફ જુવે છે, તેટલાં દાદીએ મીસ બૅનૅટને તે કુમમાથી બાહાર નીકલતાં જોઇ. મીસ બૅનૅટને પોતાના મકાંનમાં જતી જોઇ, દાદીની અજાએબીનો પાર રહ્યો નહી. પેહલાં તો તે હેબતીજ ગયો, અને મીસ બૅનૅટને ચંપા બાગમાં એમ એકાએક આવેલી જોઇ, સેંહકડો વીચારો તે કરવા પડયો.

" એ હીંયાં કેમ આવી? ચંપા બાગમા એને આવવાની શું જરૂર? શું મારૂં ખરૂં નામ એને શોધી કાહાડયું? પપા સાથ જો એનો મીલાપ થઇ જશે, તો બધો ભરમ ફુટી જશે. નખ્ખોદ જાએ એ રાંડનુ, રેહી રેહાને મારાં દુખમા વધારો કરવા એ કાંહાંથી ફુટી નીકલી! એ કંમજાતને લીધેજ મારી આવી હાલત થઇ. વીકટોરીયા ગારડનમા ગુલ્રીસ્તાંનની સાથ હું જો એની નજરે પડતે નહી, તો મારી ઉપર આજે આવી આફત પડતે નહી. પણ કોઇબી રીતે એને બેહરાંમશાંહને મલતી અટકાવવી જોઇએ."

મીસ બૅનેટની પુઠે દાદી બંગલામા દાખલ થયો, અને તલાશ કરતાં નોકરોથી એવી ખબર તેને મલી, કે તે મડમ તો બેહરાંમશાહ શેઠનેજ મલવા આવેલી હતી, અને હાલ તે શેઠની સાથ તેમના દીવાંનખાનામા વાતે બેઠી છે.

" શું આવતાંને વાર તેણીએ બેહરાંમશાહનેજ મલવા માગીયું?" દાદીએ નોકરને સવાલ કીધો.

" જી.હા." નોકરે જવાબ દીધો.

" તેને શું નાંમ આપીયું?" દાદીએ ફરી પુછયું.

" મીસીસ રૂપર્ટ" નોકરે જવાબ દીધો.

" રૂપર્ટ!" દાદી વીચાર કરવા લાગો. " આજે સહવારના ન્યુસમા રૂપર્ટ નામના કોઇ ઇંગ્રેજને સારૂં છપાયલું મે વાંચ્યું, તે રૂપર્ટની 'મીસીસ' તો એ નહી હોય? હોયબી? કદાચ મીસ બૅનેટના હાથમાં કોઇ નવો શીકાર સપડાયો હોય, એ બનવા જોગ છે. પણ મારા બાવા પાસ એ શું કાંમ આવી, તે સમજ પડતી નથી."

દાદીને આ બનાવ ઉપરથી અનેક વીચારો આવવા લાગ્યા. મીસ બૅનેટને જ્યાં સુધી તેના બાપ સાથ કાંઇ આગલી ઓલખાંણ હોય નહીં, ત્યાં સુધી તે એકદમ તેવનની મુલાકાતે આવે નહી, એવું તે અનુમાન કરવા લાગ્યો. ગમે તે હોય, પણ મીસ બૅનેટ તેના બાપ સાથ શું વાંતચીત કરે છે, તે જાણવા, દાદી

અધીરો બની ગયો. તે જાણતો હતો, કે તેનો બાપ એક ઓરત સાથ કાંઇક ખાનગી ગોફતેગોમા મશગુલ છે, છત્તાં તે બેચંદક નોકરોની નજર ચુકાવી, તેના બાપના ઓરડાની પાસેનાજ એક દીવાંનખાનામા, ચોરી છુપીથી દાખલ થઇ તેઓ વચે થતી વાતચીત કાંન ધરી સાંભળવા લાગ્યો.

" ત્યારે ખાંનબાહાદુર સાહેબ, તમો મને શું જવાબ આપોછ ?" મીસીસ રૂપર્ટને દમમાજ વાત કરતી દાદીએ સાંભલી.

" શું જવાબ આપું. ! મીસીસ રૂપસીંહ, હું શું જવાબ આપું ?" બેહરાંમશાહ ધ્રુજતે અવાજે બોલ્યા. " રૂપસીંહ શું કેહવા માંગેછ ? તે જે કેહશે તે હું કરમં. પણ તે શું મને દમ ભરાવી મારો જીવ લેવા તઇયાર થયોછ ?"

" જીવ લેવાની વાત ના કરો ?" પેલી મડમ બોલી. " તે તો બનવાનું હતું, તે બની ગીયું. ઘડી ઘડી કાંઇ આદમીનો જીવ લેવાતો નથી, મી૰ બેહરાંમશાહ ?"

" કોણે જીવ લીધો ! કોણનો જીવ લીધોં !" બેહરાંમશાહ ધ્રુજતે અવાજે સોફા ઉપર ફસડાઇ પડી બોલ્યાં. " શું મે જીવ લીધો ?"

" ખામોશ ! તમે કોઇનો જીવ લીધો નહી, પંણ કોઇનો જીવ તમે લેવરાવીયો ! હવે તે વાત કરવાનો આએ વખત નથી. બંસ વધારે ના બોલો." મીસીસ રૂપસીંહે ધીમે અવાજે કહ્યું. " ગેઇ વાત ગુજરી. હું તમારી સાથ કજીયો કરવા નથી આવી. હુ જેને ખરા પ્યારથી ચાહુછ, તેને તેની મુસીબત અને આફતમાથી બચાવવા સારૂં તમારી પાસં મદદ લેવા આવીછ. તે મદદ તમોને આપવીજ પડશે. તમારીથી ના નહી કેહવાશે. કેમકે હું બધું જાણુછ. મને બધી વાત ખબર છે."

" બધી ?" બેહરાંમશાહે ભેદમા સવાલ કીધો.

" હા. બધી ?" મડમે તેવીજ રીતે જવાબ દીધો. " મે તમોને કહ્યુંની, કે હું બધી વાત જાણુંછ. તેણે ઘનું ખરાબ કાંમ કીધુંછ. પણ તે તમારે

સારૂં કીધું. તમે તેની પાસે તેવું કાંમ કરાવીયું. પણ ગમે તેવું ભયંકાર કાંમ તેણે કીધું, છતાં હજી હું તેને ચાહુંછ. અને તેટલાં સારૂં તો તેને બચાવવા હું તમારી મદદ માગુછ. રૂપસીંહ ફૉરજરીના અપરાધ માટે કેદ પકડાયોછ. પણ તે બચી શકે એમ છે. જેને નામની તેને ફૉરજરી કીધીછ, તેને જો તેના રૂપીઆ મલી જાએ, તો રૂપસીંહનો છુટકો થાય. હજી કેસ માજીસ્ત્રેટ આગલ નીકલીયો નથી, તેટલાં તેને બચાવવાની તક છે. ફકત વીસ હજાર રૂપીઆની વાત છે."

"વીસ હજાર!" બેહરાંમશાહે અજબ થઇ પુછયું. "પણ કોણને નામની ફૉરજરી તેણે કીધીછ?"

સોલીબઇ—સોલીસીટરને નાંમની." મીસીસ રૂપસીંહે જવાબ દીધો. "સોલીબઇ સોલીસીટર? નંબર ૮૬ હંમમ ઓીટ. કોટ."

"સોલીબઇ?" બેહરાંમશાહે તાજુબ થઇ પુછયું. "ઓલખીયો. હું તેને ઓલખુછ."

"તાહારે તો ઘનુંજ સારૂ. તાહારે તો આએ મુકદમાની સમજોતટ સેહલથી થઇ શકશે, અને આએ નાખુશ ચરચા વધુ થતી અટકશે." પેલી મડમે સલ્લાહ આપી. "સાંભલો ખાંનબાહાદુર સાહેબ, તમરિી બહેતરી માટે કેહુંછ, કે એ કાંમ તમોએ જેમ બને તેમ ગુપચુપ કરવું. એ નાંનાં તમે સોલીબઇને ભરી દેશો, તો તે મુકદમો ખેંચી લેશે. તમારી ભલામણથી તે તેમ કરશે. તે જો ના કેહ તોબી તમારે તેને કંઇબી કરી મુકદમો ખેચી લેવા સમજાવવું. તમે જો તેમ નહી કરશો, તો યાદ રાખો, કે રૂપસીંહ પોતે મરશે, અને તમુને મારશે. તે બધી વાત જાહેર કરી તમારી ઉપર પોતાનું વેર લેશે."

"બસ. હું સમજીયો." બેહરાંમશાહે જવાબ દીધો. "તે પોતે ફાંસી જશે, અને મને ખુવાર કરશે. ઠીક છે. સોલીબઇ આજે રાતના નવ વાગે મને મલવા આંવનાર છે, આવતી કાલે દસ વાગે તમે મને મલજો."

મીસીસ રૂપસીંહ આ ભેદભરી 'ખટપટનું આવી રીતે સેવટ લાવી, બેહરાંમશાહના દીવાંનખાનામાંથી જેવી બાહાર નીકલતી હતી, તેવામાં એકાએક તે અજાએબ થઇ ઝપકીને પાછલ હટી, બોલીઃ—" અરે! આએ કોણ? આએ સબી કોણની?"

" કેઇ સબી?" બેહરાંમશાહે એકદમ પુછ્યું.

" આએ મારી સામે દેવાલ ઉપર જે ટાંગેલી છે તે?" મીસીસ રૂપટ ઉરફે રૂપસીંહ બોલી. " મારી તો એની ઉપર હમણાજ નજર પડી?"

" કેમ? એનું શું? એ સબી મારા દીકરા દાદીની છે?" બેહરાંમશાહે જવાબ દીધો. " ગરીબ દાદી!"

" દાદી! જમશેદ-દાદી?" એક નહી ધારેલી બીનાનો ભેદ માલમ પડયાથી પેલી મડમ અજબ થાઇને બોલી. " આહા! હું ધારતીજ હતી. મને પેહલેથીજ શક હતો કે—

" તાહારે તું મારા દીકરાને ઓલખતી દેખું?" બેહરાંમશાહે પુછ્યુ. " મારા દીકરા દાદીને મીસીસ રૂપસીંહ તું કાંહાથી ઓલખે?"

" તે વાત ના પુછો?" મીસીસ રૂપસીંહ દલગીર થઇ બોલી. " પેલી પારસીની છોકરી ગુલીસ્તાંનની મોહોકાંણમા હમો છુટાં પડયાં."

" કોણ? ગુલીસ્તાંન! હા, તે ચંડાલ! નાપાક!" બેહરાંમશાહ એક હાય મારી બોલ્યા. " તે છુકડીનીજ મોહોકાણ! બધું મારૂં નખ્ખોદ, તે છોકરીથી વલ્યુંછ! જો તે છોકરી દાદીને મલી નહી હોતે, તો આજે હું સુખી થતે, અને મારો દીકરોબી સુખી થતે! તેનેજ લીધે આએ આફતમા હું ફસી પડયોછ! તેનેજ લીધે રૂપસીંહના હાથમાબી હું ફસઇ ગીયોછ!"

બેહરાંમશાહને બોલતા સાંભલી મીસીસ રૂપસીંહ ડવાઇને તેને જોતી હતી, અને બેહરાંમશાહે પાછું બોલવા માંડયુઃ—

"અરે તું જાણતી નથી મીસીસ રૂપસીહ, કે એ છોકરી ગુલીસ્તાંનને લીધે, મને તારા ધણી રૂપસીંહને બસ કેમ પડવું પડીયું! અરેરે! આએ દુખ, આએ આફત, આએ ધાસ્તી અને ગંજબના કરતાં તો મારો દાદી પેલી મુફલેસ ગુલીસ્તાંન સાથ પરણી જતે, તો કેવું સારૂં થતે, કે હું આજે એક ખુંની—

"એક શું? ખુંની?"

દાદી જે પાસેના ઓરડામાં ભરાઇને આ બધી વાતચીત સાંભલતો હતો,. તેને કાંને પોતાના બાપના છેલ્લા સખુનો પડતાંજ, તેની આંખે અંધારાં ફરી વલ્યાં. તે પોતાના પગ ઉપર ઉભો રહી શકયો નહી. તેના બદનના તમાંમ સાંધા ઢીલા થઇ ગયા, અને તે કાંઇભી બોલે, તે આગમજ જયાં તે ઉભો હતો, ત્યાંજ તે જમીન ઉપર બેહોશ થઇ પડયો.

## પ્રકરણ ૩૪ મું.

### ખુને બેસી કીધેલાં ખતમાં શું સરત હતી?

દાદી જયારે પોતાની બેહોશીમાંથી જાગરત થયો, ત્યારે તેણે તે ઓરડાની અંદર, અંધારાંમાં પોતાને જમીન ઉપર પડેલો જોયો. તુરતજ તેણે ઉઠવાની તજવીજ કીધી, પણ તેના મગજ ઉપર જે છાપ તેના બાપના છેલ્લા સખુનોથી પડયો હતો, તે એવો તો જબુન હતો, કે હજી તે સખુનો તેના કાંનમાં ધુંમી રહ્યા હતા.

તોપણ તે અંધારા ઓરડામાંથી ઠોકરાતો બાહાર નીકલી ગુપચુપ પોતાના ઓરડામા ગયો, અને ત્યાં પોતાના કુટુંબ ઉપર આવી પડેલી આફત, અને દુખના વીચારમાં પડી, હાય અને અફસોસ કરવા લાગ્યો.

"અરેરેરે! તારૂં નખોદ જાય, તારૂં, તે આએ શું મોહોકાંણ વાલી! દીલાવરખાંનનો દીકરો, એક ફૉરજરી કરનારના સપાટામા કેમ ફસગો! અને તેથી આવાં કારાં ધોરાં? ત્રણ લાંકડે ચહડવાનો સોદો! દેશનીકાલની સજા! દીલાવરનો નબીરો એક ખુંની? તાહારે પેલો ફૉરજરી કરનાર જો ચાહે, તો મારા બાપને દેશનીકાલ કરાવે! અરરર! મોહોકાંણ તો કેથી અંહીયાજ થઇ, અને મારી મનમોહન ગુલીસ્તાંનથી મને જુદો પાડનાર તો મારી જરની સાંમે વસતો દેખું? પણ આ ગુંચવાએલો ગાંઠ હજી હું છોડી શકતો નથી! આએ ખુનામરકી અને કટલેહાંમભરીયાં કાવતરાંનો રખે મારી ગુલીસ્તાંન ભોગ થઇ પડી હોય!"

આ વીચાર ઉપરથી, દાદી એકદમ મીસ બાલફરના ખુંનનો સબબ અને કારણ શોધવા ગુચમાડામા પડયો. તે ધડીમા પોતાના બાપને એકદમ જઇને સઘલો ખુલાસો કરવાના ઠેડાવ ઉપર આવતો, અને

ઘડીમાં મીસ જૅનૅટને મળી સઘળો ભેદ જાણવાનો વીચાર કરતો હતો, તેવામા તેનો દરવાજો કોઇએ બાહારથી ઠોકયો.

"કોણ છે ?"

"જમવાનું કાહાડું કે સાહેબ ?" કારભારીએ બાહારથી હુકમ માંગ્યો.

"નહી. હું બાહાર જમવા જાઉંછ." દાદીએ જવાબ દીધો.

પણ ખરી વાત જુદીજ હતી. દાદી કાંઇ બાહાર જમવા જવાનો હતો નહી. તેની ભુખ બીલકુલ મરી ગઇ હતી, અને તેનુ તમામ ચકધ્યાંન તો સોલીભઇ સોલીસીટર સાથ તેનો બાપ આજે રાતના શું વાતચીત કરનાર હતો, તે સાભલવામા ભરાયું હતું. અને તેટલાંજ સારૂં તે બાહાર જમવા જનાર છે, એમ જણાવી, નવ વાગતાંજ, ગુપચુપ પેલાજ ઓરડામા કોઇ જાંણે નહી તેમ જઇને પાછો ભરાઇ બેઠો.

નવ વાગતાંજ ઠેડવેલે વખતે સોલીભઇ સોલીસીટર બેહરાંમશાહના દીવાંનખાનામાં દાખલ થયો. બેહરાંમશાહ તેની વાર જોતા બેઠા હતા.

"સેવક નમેછ ખાંનબહાદુર સાહેબ." સોલી દાખલ થતાંજ બોલ્યો. "કેમ સાહેબ નવ વાગા? હમણાજ નવ થયા. ચાલો તાહારે આપરે કાંમ ઉપર આવી જઇએ."

"જરા સબર." બેહરાંમશાહે પુછયું. "સોલીભઇ, હું હમણા જમીને હીંયાં આવતો'તો, તેટલાં હૅાલમા મે પેલા હાઇકોરટના બેલીફ ખાંઉનને બેઠેલો જોયો. તમે તેને એમ ખાસ કાંય મોકલીયો વારૂં !"

"આહાહાહાહા !" વકીલ હસી પડી બોલ્યો. "બેહરાંમશાહ શેઠ, મારૂં સઘલું કાંમ કાયદાને ધોરણે થાયછ. તમે સમજ્યા સાહેબ ? આજથી બરાબર બે વરસની મુદત ઉપર, જે, લખત ઉપર, તમોએ રૂપીયા લેઇને સહી કીધી હતી, તે લખતમાં લખેલી સરત પ્રમાણેજ હું ચાલુંછ. તે

લખતની મુદત આજે પુરી થઇછ. તે લખતમાં લખાયલી સરત પ્રમાણે તમો ચાલો, અને જુવો કે બેલીફ્ ઘ્યાંઉન કેવી રીતે પાછો ચાલી જાયછ."

"તાહારે ચંપા બાગગા બે વરસે તમે પાછો બેલીફ્ને લાવી બેસાડગો." બેહરાંમશાહ લાચારં થઇ બોલ્યા.

"તમે સરત પ્રમાણે ચાલો, તો તે ચાલી જશે?" સોલીભઇ બોલ્યો. "હું તો કાયદા પ્રમાણે ચાલુંછ. પણ હવે વખત ખોવાની કંઇ જરૂર છે?"

"તમે શું કેહવા માંગોછ તે બોલો." બેહરાંમશાહ બોલ્યા.

"ખાંનબાહાદુર સાહેબ, તાહારે સાંભલો." વકીલ સોલીભઇએ ચલાવ્યું. "આજથી બે વરસની વાત ઉપર, તમો મારાં માંગતાં નાંનાં પગાર કરી શકયા નહી. તે વખતે તમારા સેવકે તમુને એવી અરજ કીધી હતી, કે તમો સાહેબ જો મને તમારો જમાંઇ કરો, તો મારે મારાં માંગતાં નાંનાં મુકી દેવાં, અને તે ઉપરાંત બીજા પચાસ હજાર રૂપીયા મારે તમુને પ્રૅઝંટ કરવા. ખરી વાત કે સાહેબ?"

"ચલાવો." બેહરાંમશાહે ડોકું ધુનાવ્યું.

"ખુલ્લા બોલોમાં બોલું, તો બેઅદબી માફ છે, તમારી દીકરી ઍમીલીને હું તેટલી રકમે વેચાતી લેવા તઇયાર થયો હતો. પણ તમો સાહેબે મારી તે માંગણીને ગુસ્સાથી ધીક્કારી કાહાડી ના પાડી હતી. ખરી વાત કે સાહેબ?"

"ચલાવો."

"વારૂં સાહેબ. તાહાર પછી તમોએ છ માસમાં મારાં સઘલાં નાંનાં મને ભરી દેવાની કબુલાત આપી, મને ઠંડો મીઠો રાખીયો હતો. પણ તે છ માસની મુદતથી પુરી થતાં, તમો મારાં નાંનાં ભરી શકયા નહીં, અને મને અંતે લાચારીથી મારાં નાનાં વસુલ કરવા સારૂં, તમારાં મકાંનમાં, જે દાહાડે રાતે પારટીની ધાંમધુંમ ચાલી રેહી હતી, તે રાતે મે જપતી નાખી હતી. તમો સાહેબે લગભગ આંઠ સો માણુસોને તે

રાતે ખાણીપીણી આપી, હજારો રૂપીઆનો ધુમાડો કીધો હતો, પણ તમારા કરજદારોને તેટલા રૂપીઆ ભરી દેવાની તમોએ જરાબી દરકાર કીધી નહી. ખરી વાત કે સાહેબ?"

"નહી. તે વાત ખરી નથી." બેહરાંમશાહ બોલી ઉઠયા. "સોલીભઇ, તે ખાણીપીણી તો મારે માંથેની જોખમદારી દુર કરવા માટે યોજેલી ફક્ત એક યોજના હતી."

"હશે. હું ભુલીયો." સોલીભઇ બોલ્યો. "પેલા જંગબારવાલા જેહાંગીરને ગલે તમારી નાહલ્લી દીકરી જરને ઓરવવાની મતલબથી એ પારટી તમે આપી હતી. હું સારી રવેસે જાંનુંછ, કે તમે લોકો જાહારે કંઇબી પોતાની મતલબ કાહાડી લેવાની હોવેછ, તાહારે એવી પારટી ફારટીના છટકાં ગોઠવોછ! તાહારે એ પારટીની મતલબ એટલીજ, કે કોઇ છાંડાવાલા ફુકટાઓને ગલે તમારી દીકરીઓને ઓરવી દેવી. હશે. તેને સારૂં મને કંઇ કેહવું નથી. તે પારટી અપાઇ હતી. અને તેજ રાતે પેલા રૂસ્તંમ જામુલીએ મીસીસ બેહરાંમશાહની ઉપર———

"આગલ ચાલો સોલીભઇ." બેહરાંમશાહ વચમા બોલી ઉઠયા. "તે વાત સાથ આપણી વાતને કંઇ લાગતું વલગતું નથી."

"જરાબી નહી." સોલીભઇ બોલ્યો. પણ રૂસ્તંમ જામુલીની બાંનુબઇ ઉપરની જાસતીવાલો બનાવ બનીયા પછી, તેજ રાતે તમો સાહેબે તમારા દીકરા દાદીબા પાસે મને મોડી રાતે ચંપા બાગમાં તેડાવી મંગાવીયો હતો, અને હું સાહેબના સખુનને માન આપી રાતોરાત તમારી આગલ આવી ઉભો હતો. વાત ખરી કે સાહેબ?"

"બરાબર છે. વાત ખરી છે."

"તમો સાહેબે દસ લાખ રૂપીયા, ચોકસ બ્યાજે બે વરસની મુદતે, મારી પાસ તે રાતે માંગ્યા, અને ઠેડવેલી મુદતમાં જો તે નાંનું તમો ભરી નહી દેઓ, તો તમારી એમાંથી જેબી એક દીકરી હું પસંદ કરૂં તેનો હાથ

તમે મને લગનના ગાંઠથી જોડી આપવાનો મારી સાથ એક લખત મારફતે કરાર કીધો. કેમ સાહેબ, ખરી વાત કે ?"

"હા. વાત ખરી છે." બેહરાંમશાહે લાચારીભરીઓ જવાબ દીધો.

"પણ મને બેવકુફ બનાવતાં, તમે પોતે મુરખ બનીયા સાહેબ." સોલીભાઇએ હવે ખુલાસો કીધો. "તમારો વિચાર તો એવો હતો, કે મારા રૂપીઆં તમારી મતલબ ખાતર લેઇ લેવા અને બે વરસમા કોઇ સધ્ધર છાંડાવાલા જમાઇઓને ગલે, તમારી છોકરીઓને ઠોકી દેઇ, મને ખરતો કરવો. પણ બંદા એવા ભોલાભટાક નહી હતા,' કે તમારી ગણતી સમજે નહી. મારો ડોરો તમારી દીકરીમા ખોબાયલો હતો, અને તમુને તો ઉંચે ઉપારેના જમાઇનો આભખરો હતો. તમારી તેહેકરાઇએજ તમો જેર થયાછ. તમારા ટાંટીયા તમારાજ ગલાંમા પડયાછ. બંદાએ એવો ઠેડાવ કીધો હતો, કે દીલાવરખાંનના ખાંનદાનનો જમાઇ થવું, ને ફેર થવું, અને દેખાડી આપવું, કે સાદો માદો અને ગરીબ ખાંનદાંનનો સોલીભાઇ, ગુણી અને તેહકરાંઇથી ભરપુર દીલાવરખાંનદાનના બેહેરાંમશાહ કરતાં હજાર ગણો માતબર છે."

"સોલીભાઇ આવી રીતની તાણાજનીની શું મતલબ ?" બેહરાંમશાહે સેહજ તપી જઇ પુછ્યું.

"મતલબ પુછોછ મારા મેહરબાંન ?" સોલીભાઇ બોલ્યો. "અરે મતલબ તે કંઇ જેવી તેવી ! ખચીત, તમારાં છટકાંમા કોઇ છાંડાવાલો જમાઇ સપડાયો હોતે, તો તમે મને કેવું અપમાંન કરી આએ ચંપા બાગમાથી બાહાર કાહાડતે, તેની હું જાહારે અટકલ કરૂંછ, તાહારે મારાથી બોલીયા વગર રેહવાતું નથી. આએ રેહ્યુ તે લખત. સાંભલો તે કલમ હું વાચુંછઃ—

"મજકુર રૂપીયા દસ લાખની રકમ, બે વરશની મુદતની અંદર, અગરજો ખા૦ બા૦ બેહરાંમશાહ ભરી દીએ, તો બીજા રૂપીઆ દસ હજાર, વ્યાજ ઉપરાંત 'બોનસ' તરીકે સોલીભાઇને બેહરાંમશાહ શેઠે આપવા; પણ એ બે

વરશની મુદત અંદર, ખા૦ બા૦ બેહરામશાહે પોતાની બંને દીકરીઓના લગનના સાટાં કોઇની બી સાથે કરવાં નહી. આ કરાર તોડવાની કાંઇબી હીલચાલ મજકુર બેહરામશાહ અગરજો કરતા માલમ પડે, તો સદરહુ દસ લાખ રૂપીઆની કુલ્લે રકમ, તેના ચકરવરધી બ્યાજ, તથા બોનસવાલી રકમ સાથ, વસુલ કરવામાં આવશે. મજકુર દસ લાખ રૂપીઆની રકમ, બે વરશની મુદત પછી, અગરજો ખા૦ બા૦ બેહરામશાહ ભરી નહી શકે, તો તેવનની બે દીકરીઓ બેગી અને જરશાંનુમાથી જેબી એક દીકરી સોલીમઇને પસંદ પડે, તેને તેવન પોતાની હકદાર ધણીઆણી બનાવી શકે."

"તમે સાંભલીયું સાહેબ?" લખતની કલમ વાંચી રહી સોલીમઇ બોલ્યો. "એ સરત તમોએ કબુલ કીધી છે. તમારા કબુલ કીધા પછી, તે આએ લખતમા લખઇ છે. અને તે લખાયા પછી, તમોએ તે ઉપર તમારી સહી કરી છે, અને તમારી સહી કીધા પછી, મારા કક્ષારકે તે ઉપર તમારી રૂબરૂ સાખ કરી છે. આજે બરોબર એ લખતની મુદત પુરી થઇ છે."

"સોલીમઇ, એ બધી વાત ખરી છે." બેહરામશાહ હાય મારી રૂંધાઇ જતી છાતીએ જેમ તેમ બોલ્યા. "હા, ખરી, ખરી વાત છે."



## પ્રકરણ ૩૫ મું.

### નોટ બુક કે મોત-બુક!

આફત ઉપર આફત ધસારાબંધ આવતીજ જતી હતી. ગજબના ગુચવણભરીઆ ગુચવાડાની ગુંચ્છમા ગુંચ્છ ગુચવાતીજ જતી હતી. સીતમનો સુમાર ક્યાં હતો! આફતની હદ ક્યાં હતી!'

દાદીનું દીલ અને દેમાગ ફાટી જતાં હતાં. દાદીને કાંને આ નવી આફતના સમાચાર પડતાંજ, તેના હોશ કોશ ઉડી ગયા! જે અંધારા ઓરડામા ભરાઇને તે પોતાના બાપની હીલચાલ તપાસતો હતો, તથા સોલીભઇ સાથની વાતચીત સાંભલતો હતો, તાહાંથી તે હીલી કે ખસી શકયો નહી. સુલી વચ્ચે સોપારી જેવી તેની હાલત થઇ પડી હતી. જો તે પોતાના બાપની મદદે તેના ઓરડામા જાએ છે, તો તેની ખાંનગી વાતચીત સાંભલવાના અપરાધમા તે સપડાય છે. જો તે તેની મદદે નથી જતો, તો પેલો કશાઇ હેડાંનો વકીલ, તેના બાપને તાણાજાનાથી સતાવે છે. પણ અંતે તેણે વીચાર કીધો, કે સેવટ સુધી કોઇ જાંણે નહી તેમ આ વાતચીત સાંભલી લેવી.

"વૅલ, એહરાંમશાહ શેઠ," વકીલ સોલીભઇએ પાછું બોલવા માંડયું, અને દાદી કાંન દેઇ સાંભલવા લાગ્યો. "હવે જે બનીયું તે બનીયું. એ વાતનુ સેવટ આએ તર કે પેલી તર લાવવા આપણ આજે મલીયા છેઇએ. લખતમાં લખાએલી મુદત આજેજ પુરી થએછ. મારાં ધીરેલાં નાંનાં તમોએ કરાર પ્રમાણે એ મુદતમાં ભરીયાં નથી. હવે તમે તમારે મોહોડેથી બોલો, કે તમે શું કરવા માગોછ. યા તો મારાં નાંનાં વ્યાજ સીકકે ભરી દેઓ, યા તો તમારી બેમાથી એક છોકરી, જેને હુ પસંદ કરૂં, તેની સાથ મને પરણાવી દેઓ."

"મી૦ સોલીભઇ," બેહરાંમશાહ ઘણીજ મુશકેલીએ જેમ તેમ બોલ્યા. "મી૦ સોલીભઇ, તમારાં નાંનાં ભરી શકું એવી હાલતમા હું બીલકુલ નથી. બે વરસની ઉપર જેવી મારી હાલત હતી, તેવીજ, બલકે તેથી ઘણી વધારે બદતર હાલત આજે મારી છે. મારી દીકરી જરનું કારજ પેલા જેહાંગીર જંગબારી સાથ થતું સેહજમા અટકી પડયું, અને——અને——

"તાહારે——સાહેબ મને શું ફરમાવોછ?" સોલીભઇ હરખભરી ઉલટમા આવી બોલ્યો.

"તમારે જોઇએ ને કરો. હું લાચાર થયો. મને લાચાર કીધો." બેહરાંમશાહ રડી પડી બોલ્યા.

"તાહારે તો તમારી બેમાથી એક દીકરી, મીસીસ સોલુ ઘોલચા થવાની." સોલીભઇ મજાક કરી બોલ્યો. "પણ તમે શરમાવો ના. ઘોલચાની અટક મારા બાપદાદાની હતી, કેમકે તેવન ગાંમડેના વસનારા ગમિડીયા હતા. પણ માફ કરજો સાહેબ, તેઓ ગમે એવા ભોલાભાલા હતા, પણ તમારા ટીપટાપવાલા મુંબઇગરાઓ કરતાં હજાર ગણે પ્રમાણીક હતા હો કે? હું તેવનનો દીકરો, વખતને અનુસરી; શીખી, કેલવાઇ સોલીસીટર થયો. કલબમાં ગીયો, દોસ્તો સાથે ફરીગો હરીયો, બુટ ઇસટાકીન, અને કૉલર નેકટાઇ પેહડયાં, એટલે સોલુનો સોલીભઇ થઇ ગીયો! મારી આગલી ઘોલચાની અટકનું કોણુ જાણે શું થયું. આજે કોઇ એમ જાણતું નથી, કે સોલીભઇ સોલીસીટર તે આગલો સોલુ ઘોલચો છે. પણ હું તમુને ખાતરી આપું છ, કે તમારી દીકરી કદીબી મીસીસ ઘોલચા તરીકે ઓલખાશે નહી. અરે કંઇ ખુદા ખુદા કરો; દીલાવરખાંનની દીકરી ગરીબડા ઘોલચાની ધણીઆણી થઇ, તેથી શું તેની ઇજતની બરબાંદી કરવાની છે?"

"સોલીભઇ, મારી પડતીમાં તમો આવી રીતની મારી મજાક કરોછ?" બેહરાંમશાહ નીરાસી થઇ બોલ્યા.

"હવે એ વાતને પડતી મુકીએ સાહેબ." સોલીબઇ બોલ્યો "હવે સવાલ એ છે, કે બેમાંથી તમારી કેઇ દીકરીને હું પસંદ કરૂં. આએ બે વરસમા મને તમારી બેઉ દીકરીઓના ચેનચાલા અને ખવાસની બારીક તપાસ કરવાની તમે જે મને તક આપી હતી, તે ઠીકજ થયું. જુવોની સાહેબ, તમારી વડી દીકરી ઍમીલી બેશક કોઇનુંબી ધ્યાન ખેચે એવી છે. તેના કેટલાક ગુણોની જેટલી હું તારીફ કરૂં તેટલી થોડી છે."

"મારી બેઉ દીકરીમા મારી ઍમીલી વધારે ચાલાક તો ખરી." બેહરાંમશાહે ઍમીલીની વખાણ કરી કહ્યું.

"બેશક, બેશક." સોલીબઇએ પાછું બોલવા માંડયું. "પણ એ છોકરીમા કેટલીક ખાંમીઓબી છે. કોઇનીબી અદેખઇ કરવાંમા, એ છોકરી પેહલ્લાં નંબરની છે. મીજાજની જરા આકરીબી છે, પણ તેનું કંઇ નહી! પણ તુમાખી અને તેંહેકરાઇમા તો એની બરાબર કોઇજ નહી. તે તો હોય! ખાંનદાંની બચ્ચું, તે તેના લોહીનો દોર અને દમામ દેખાડે. પણ બેહરાંમશાહ શેઠ, એવી એવી તો કચકચા ટીચકાંબઇઓ અને નસકોરાંબઇઓ આપો, આપ ઠેકાંણે આવી ગએલી છે. એ છોકરી મારે ગાંમ જઇને એક બે ત્રણ મહીના રેહ કેની, તો બધો એસકાટ મેસકાટ ને તેંહકરાઇ હેંકરાઇ ભુલી જાએ. દાહાડામા બે વાર કુવામાથી ખેચીને પાણી ભરશે, અને બે બે તન તન દાહાડે પાએલી પાએલી ચોખા દરશે, તો તબીયતબી સુધરી જશે, આંગબી ખીલશે, અને મીજાજબી ઠેકાણે આવી જશે. હમણા ધાસલેતના તેલની કાંની જરા જરામા ભડકું લેઇ ઉઠેછ, તે ઘીં જેવી નરમ થઇ જશે. હાલ એ ખુબસુરત છોકરી આતશ જેવી ગરમ છે, તે થોડા વખતમા હું તમુને દેખાડસ, કે બરફ જેવી ઠંડી થઇ જશે."

"અરે ખુદા! આએ શું જુલમ!" બેહરાંમશાહ કપાલ કુટી બોલ્યા. "અરે ઓ પારસી, તું શું મારો જીવ લેવા માંગેછ! શું મારાં ગોલાબ જેવાં

બચાં ઉપર તું આવી રીતનો જુલમ ગુજારવા ચાહેછ? તું શું તેની ઉપર તારૂં વેર લેવા માગેછ? મારા ખુદા! મારો છુટકો કેમ નથી કરતો!"

"તો સસરાજી સાહેબ, તમે શું મારી દોલત લુટાવવા ધારોછ?" સોલીબઇએ સખત ગંભીરાઇથી મશકરી ચલાવી. "દીકરી પોતાના માય બાપને વાહાલી હોય, અને માય બાપ કંમઅકલ હોય, તો ભલે તેને લાડ લડાવે. પણ તેથી કંઇ ગરીબે પોતાની ઝુંપડી તોડી પાડવી જોઇએ શું? તમે પચાસ પચાસ રૂપીઆના પોલકા પેહરાવીયા, સો સો રૂપીઆની સાડી પેહરાવી, મોહટા મોહટા બાલની લાંબી લાંબી ફેશીનો કહડાવી, સાલુ અને સઘર છાંડાવાલા જમઇઓને લગનની મારકીટમાથી પકડવા જાલતો ઘણીબી બીછાવી, પણ તે લોકના સારાં નસીબ કે કોઇ તેમા સપડાયું નહી. તે ફાલાફુલીના ખરચોની મોહકાણમા તો આવી આફતમાં આવી પડયા. તમારી સુજે શું મારીબી હાલત તમારા જેવી હું કરૂં કે? પારસી તોલો નાબુદ થશે, કેમકે કુમારાપણું પારસીઓમાં વધી પડયુંછ, એવી ફરીઆદ પારસી કોમ કરેછ. પણ હું કેહુંછ, કે એક કુમારી જીંદગી ગુજારનારો પારસી ખરેખર ઘણોજ દાનેશમંદ અને દુરઅંદેશ છે. કેમકે એવા ઉછાછલા ખરચો કરનારી છોકરીઓને પરણવા કોઇબી સમજુ શખસ એકાએક એમ તઇઆર થાય નહી. લાલા, તમે શું એમ ધારોછ, કે તમારા જેવાજ ઉછાછલા અને લખલુટીયા ખરચ તમારી દીકરીને પરણીને હું ચાલુ રાખુ?"

"તેમ નહી, પણ સોલીબઇ, તમો મારી દીકરીને પરણી તેને દુખી ના કરતા." બેહરાંમશાહે કહ્યું.

"તમારો સખુન મારે માથે ચહડાંઉછ." સોલીબઇએ બેહરાંમશાહને હવે વધારે પજવવાનુ ઠીક ધારયું નહી. "હવે હુ તમારી રજા લેઉછ. આવતી કાલે બપોર પછી હું પાછો આવસ, તેટલાં તમે તમારી દીકરીને આએ વાતની ખબર આપજો. સાહિબજી ખાનબાહાદુર સાહિબ!"

સોલીભાઇ બેહરાંમશાહની રજા લેઇ તુરતજ ચાલી ગયો, અને બેહરાંમશાહ ઉંધે મસ્તકે પોતાની ટેબલ ઉપર પડી, ડચકાં ખાઇ રડવા લાગ્યા.

પોતાના બાપની હાલતની આ નવી ખાતમી મલતાંજ, દાદીના મગજની હાલતનુ કોણ તોલ કરી શકે ! સોલીભાઇ બેહરાંમશાહથી છુટો પડયો, એટલે દાદીને હવે વધુ વાર પેલા અંધારા ઓરડામા ભરાઇ રેહવાની કાંઇ જરૂર હતી નહી. અંધારાંમાથી તંતોસતો, ધીમે કદમે, દાદી તે ઓરડામાથી બાહાર નીકલી, ગુપચુપ પોતાના ઓરડા તરફ જતો હતો, પણ તેટલાં ચાલમાથી પસાર થતાં, તેનો પગ, જમીન ઉપર પડેલી કોઇ ચીજ ઉપર પડયો.

તુરતજ તેણે વાંકો વલી જોયું, તો તેની નજર ભોંયપર પડેલી એક નાંહલ્લી જેવી 'નોટ બુક' ઉપર પડી. દાદીએ તુરતજ તે ઉંચકી લીધી, અને પોતાના ઓરડામાં જઇ તે તપાસવા લાગ્યો.

તે નોટ બુકના ઉપર પેહલીજ નજર કરતાં, તેણે સોલીભાઇનું નાંમ તેના પુઠાં ઉપર લખેલું વાંચ્યું. સોલીભાઇની આ નોટ બુક છે, એમ જાણતાંજ, દાદીના મગજમા તરેહવાર વીચારોના તરંગો એક મીનીટમા ઉભા થયા. આ પાખંડી વકીલના પાપી પ્રપંચથી દાદી જાણીતો થયલો હોવાથી, આ નોટ બુકમાંથી કંઇ કંઇ નવું તે જાણશે, એવું સમજી તે તેના પાનાં ફેરવવા લાગ્યો.

પાનાં ફેરવતાં દાદીને તેમાંથી એક ઘણું જુંનું કાગજ મલ્યું. તે કોઇ ઓરતે લખેલું હતું, એમ તે કાગજ પરના દસકત ઉપરથી તેને માલમ પડયું. દાદીએ તે કાગજ વાંચવા માંડયું—વાંચતાંજ તે ચમકીયો. જેમ જેમ તે વાંચતો ગયો, તેમ તેમ તેના ચેહરા ઉપર તરેહવાર ફેરફારો થતા ગયા. અંતે તે કાગજ વાંચી તેણે પુરૂં કીધું.

પણ અરે ખુદા ! આ શું ? આ કાગજની હેઠલ સપ્પતંગ કોણ ? આ કાગજને છેડે તેના લખનારના નામ ઉપર દાદીની નજર પડતાંજ, તે અજાએબ થઇ ચમકયો ! અને તેજ વખતે તેની આંખોમાંથી આંસુની ધાર ટપકવા લાગી.

તુરતજ તે કાગજ દાદીએ પોતાની પૉકેટ-બુકમા તપાસીને મુકયું, અને વધુ વીચારમાં જેવો તે પડતો હતો, તેવામા તેનું બારણું કોઇએ બાહારથી ઠોકયું.

"કોણ?"

"એ તો હું છેઉ જી."

"હું, તે કોણ?" દાદી ચીરડાઇને બોલ્યો. "તારૂં નાંમ નીશાંન કંઇ બરીબુછ કે નહી?"

"જી હું નાજુ." બાંનુની નવી કંમપેનીયને પોતાનુ નાંમ બાહારથી કહ્યું, અને તે સાંભલતાંજ દાદીએ બારણું ઉઘાડી પુછયું.

"કેમ? રાત પડી શું કાંમ છે?"

"જી મોહટાંબાઇ તમુને હમણા ને હમણાજ મલવા માંગેછ." નાજુએ જવાબ દીધો. "કેહછ, કે એક અરધો કલાક આવી જશો, તો મેહરબાની."

"હું આયો." દાદી જવાબ દઇ મનમા બબડવા લાગ્યો. "કોઇ દાહાડો નહી, ને આજે? અને તેબી આવી મોડી રાતે? હમણા ને હમણાજ?"



## પ્રકરણ ૩૬ મું.

## ગુલીસ્તાંનના જતમનો ભેદ!

**'જનમ આપે માબાપ જગતમાં કરમ ન આપે કોઇ.'**

ચંપા બાગના બાંનુબઇને જો તમે અગાઉ જોયાં હોતે, તો આજે કદીબી તેવનને જોઇને તમે ઓલખી શકતે નહી. તેવનનું ભરેલું આંગ, તવાઇને બીલકુલ નખાઇ ગયું હતું. તેવનના કાલા ભંમર જેવા બાલ, સુફેદ રૂપેરી રંગના થઇ ગયા હતા. તેવનની ચલકતી ખુબસુરત આંખોની નીચે, કાલા ડોહાંમનાં ચકરડાં પડયાં હતાં, અને તેવનના ખીલી રહેલા ગાલો બેસી ગયલા દેખાતા હતા. તેવનના ચલકતાં સફાઇદાર કપાલ ઉપરની ચાંમડી, કજરાઇ જઇ, તે ઉપર કરચલી ફરી વલી હતી.

તેવનના એક વખતના સુંદર જોબંનની એવી હાલ હવાલી, અને જવાંનીના બાહારની બરબાદી થએલી દીસતી હતી.

પણ દગલબાજ ખુબસુરતી કોણની સદા રહી છે? ખચીત, કોઇએબી ખુબસુરતી જાવેદાંન વાપરી નથી, અને કોઇથીબી તે જાવેદાંન વપરાઇ નથી.

**'ધન જોબન ને ઠકરાઇ**
**સદા ન કોઇથી વપરાઇ.'**

દીલાવરની બાંનુની તમામ ખુબસુરતી ચંપા બાગમાં બનેલા પેલા જાણવા જોગ બનાવ પછી કરમાતીજ ગઇ હતી.

"દાદીબા, તું આયો?" બાંનુ બેચેન જીવે, દાદી જેવો ઓરડામા દાખલ થયો તેવી બોલી." બેસ, મારી પાસ બેસ. હું તારીજ વાર જોતી બેઠીછ."

"માઈજી, આએ, તમારા શું હાલ?" દાદીએ પોતાની મતરાઇ માંએનો હાલ જોઇ પુછયું. "તમે કંઇ દવાદારૂ——

"મારી વાત તું ના કર દાદી, પણ તારા આએ કેવા હાલ?" બાંનુએ દાદીની નખાઇ ગએલી સીકલ જોઇ સવાલ કીધો. "તું જુવાંન જવાંન બચ્ચું, ને આવી તારી——

"મને શું છે.? કંઇબી નથી ?" દાદીએ વાત ઉડાવવા માંડી. "પણ તમારી તબીયત હાલ કેમ છે ? તમારો જખમ તો રૂજઇ ગીયાને ઘણો વખત થયો ? અને હજી તમે કેમ એવાં બેચેન જેવાં દેખાઓછ ? નખ્ખોદ જાએ પેલી પારટીનું ! કોઇ એવે અભાગીએ ચોઘડીએ તે પારટી તમે આપી, કે તે દાહાડથી મારૂં હસતું રમતું ઘેર આફ્ત, સીતમ અને માહેતમનુ ઠેકાનુ થઇ પડીયુંછ."

"દાદી, દાદી, તે વાતજ ના કર." બાનુ બોલી. "મારા દીલની વાત હું કોણને કેહું દીકરા ! મારાં દુખનુ સાંભલનારૂં કોઇ નથી. હું મુંઇ ! મારે મંન દુનીયાં અકારત છે, પણ સુંન્ના મોહોર જેવી તારી બેહન જર, તેના સુખનો તેં કંઇ વીચાર કીધો દાદી ? એ તમે બધાં જના શું ઘરાથી ઘેરાયાંછ, કે તમુને કંઇ સારૂં સુજ પડતુંજ નથી. વારૂં દાદી, મને કેહશે, કે જહાંગીર જંગબારી જર પાસ આવતો જતો બંધ કાય થયો ? જરનો વિચાર તેની સાથે પરણવાનો હતો, અને તારા બાપનીબી રાજી ખુશી હતી, છીત્તાં એ શું બનાવ બનીયો દાદી, તે મને બીલકુલ સમજ પડતી નથી ? જહાંગીર જેવો ભલો આદમી, એક હાથ ઉપર ચંપા બાગમાં આવતો બંધ થયો, તાહારે બીજા હાથ ઉપર પેલો પઇસાને લીધે પુંજાતો સોલીભઇ, રાત દીવસ ચંપા બાગમાં પઠંગો મારી પડયોછ ?"

'સોલીભઇ ! પેલો સા—. સોલીસીટર ! પેલો બદમાસ——

સોલીભઇનું નામ સાંભલી દાદી બોલતાં બોલતાં ઉસકેરાઇ ગયો. દાદીને એવી રીતે ઉસકેરાએલો જોઇ, બાનુએ ઇનતેજારીથી પુછયું:—

"હા. તેજ ? પણ તેનું શું ? તેને શું કીધું દાદી ? ત્યાહારે તુને કંઇ તેની ખબર હોય, એમ મને લાગેછ ? કેહ, મને કહે, મારા બાપ કરૂં ? તે તો આએ ઘેરમાં પઠંગો મારી બેઠોછ, અને તારા બાપ તેને કંઇ કેહતા કે બોલતાં નથી, તેનુ શું કારણ ?"

"બાંનુમાય તમે જાહારે બધી વાત જાણવાજ માગોછ, તાહારે સાંભલો." દાદીએ ગંભીર અવાજે જવાબ દીધો. "ગભરાતાં ના. પણ હીંયાં કોઇ બીજું છે કે?"

"ઓ નખ્ખોદ! તું મને શું કેહવા માગેછ?" બાંનુ દાદીની બોલવાની ઢપ ઉપરથી ધાસ્તીની મારી, ફાટી જતી છાતીએ બોલી. "દાદી,——પણ નહી, તું બોલ. આએ ઓરડામાં બીજું કોઇ નથી. હું એકલીજ છેઉં."

"ગભરાઓ ના!" દાદી બોલ્યો. "આપરાં બધાંના કરંમ ફુટાં! બધાંના ભાયગ ઉંધાં વરીયાં!"

"ઓ! ઓવારૂંરે! પણ શું થયું શું?" બાંનું ધાસ્તીની મારી હેબતી જઇ બોલી. "મને કેહ? દાદી તારે પગે લાગું? મને જે હોય તે બધું ખરેખરૂ કેહી દે."

"મોતનો સોદો કીધો." દાદી ડોલા ફાડી બોલ્યો. "ખુંનનો બદલો ફાંસી! ફાંસી નહી તો જનમ ટેંપ!"

"ખુંન! ફાંસી! જનમ ટેંપ! એંહ!! દાદી? ખુંન કોણનું? ખુંન કોણે કીધું?" બાંનુએ હેબતી જઇ સવાલ

"વરી કોણે? તમારા ધણીએ! મારાબાપે!" દાદી છાતી કુટી બોલ્યો.

"તારો બાપ! મારો ધણી! ઓ બાપરે! હમે શું કરૂં!" બાંનુ રડી પડી બોલી. "અરે પણ કોણનુ ખુંન કીધું? કયારે કીધું? કાંએ કીધું? કેમ કીધું? દાદી મને રીબાવીને ના માર! મારી તુને કદર નથી? જો તું મને એકદમ બધું નહી કેહી દેસે, તો હું ફાટી મરસ જો?"

"બધાં મુવાં! બધાંનુ નખ્ખોદ વારીયું! બધાંને ખુવાર કીધાં!" દાદી કપાલ કુટી નીચી મુંડીએ પડી ડચકા ખાઇ રડવા લાગ્યો. "સાંભલો બાંનુમાય, ધીરાં પડી' સાંભલો. આજથી બરાબર બે વરસની વાત ઉપર ચંપા બાગમા તમે આપેલી પેલી પારટીની તમને યાદ છે?"

"અરે આંગ લાગેરે તે પારટી ઉપર!" બાંનુ નસોસ થઇ બોલી. "તે પારટી અપાઇજ નહી હોતે તો——પણ મારો તેમાં વાંક નહી હતો. તારા બાપની મરજી. તારી બેહનોને કોઇ પઇસાવાલાને ગરે બોરવી પઇસા કહડાવવાની હતી, તેથી તે પારટી તો તેવને આપી હતી."

"આગ લગાડો તે વાતને!" દાદી બોલ્યો. "હું તે પારટીને સારૂં બોલતો નથી, પણ જે દાહાડે તે પારટી અપાઇ, તેજ દાહાડે એક જુવાંન ખુબસુરત છોકરી, સમારો પોલકો લેઇ ચંપા બાગમાં આવેલી, તે તમુને યાદ છે?"

"ઓ ખુદાએ! બોલરે! તેનુ શું? દાદી, દાદી બોલ તો તેનુ શું?" દીલાવરની બાંનુ ધાસ્તીની મારી એકાએક ભડકી ઉઠી, દાદીને પુછવા લાગી. "હાં! હા! મને તે યાદ છે——

"તાહારે તે પારસીની છોકરી ચંપા બાગમા આવી હતી, તે તમુને યાદ છે ખરી?" દાદી બોલ્યો.

"હા. હા. મને તે યાદ છે. પણ તેનું શું?"

"કેવી ખુબસુરત! કેવી સોહામની!" દાદી ગુલીસ્તાંનને યાદ કરવા લાગ્યો, અને તેને યાદ કરતાંજ તેની આંખમાંથી આંસુ ટપકવા લાગ્યાં. "તેનો દેખાવજ કેહી આપતો.'તો, કે તે કોઇ ખાંનદાંની બચ્ચું હતું! તેની ચાલચલણુજ કેહી આપતી'તી, કે તે કોઇ ઉંચી બુનીઆદવાલી છોકરી હતી! બાંનુ માય, તમે તે છોકરી સારૂં શું ધારીયું 'તું."

"મને તે છોકરી જોતાંને વેરજ ગમી." બાંનુએ જવાબ દીધો. "મને તેની ઉપર બેસુમાર હેત આયું'તું."

"ને, તેનુ નામ!"

"તેનું નામ—તેનુ નામ?" બાંનુ તેનુ નામ બોલી શકી નહી, અને તેની જબાં લડડવા લાગી.

"ગુલીસ્તાંન—કેકાસજી સીંકનદર્ર !" દાદી હેતભરી યાદથી તે વાહલું નાંમ બોલ્યો.

"ઓ ! તાહારે તું તે છોકરીને ઓલખેછ ? નખ્ખોદ ! નખ્ખોદ !"

દીલાવરની બાંનુ, તેજ વખત સોફા ઉપર ફસડાઇ પડી ડચકાં ખાઇ પોતાનુ કપાલ કુટી રડવા લાગી.

પણ તુરતજ બાંનુના મગજમાં કંઇ નવો ખ્યાલ આવી ગયો. સોફા ઉપર તે પાછી તતાર થઇ બેઠી, અને દાદીના ચેહરા તરફ એક છેડાએલી વાઘણ માફક ડોલા કાહાડી, ટીકી ટીકી એકાદ મીનીટ સુધી જોઇને બોલી:—

"દાદી, પરવરદેગારને હાજર નાજર જાંણીને, અને તારાં મરનાર માએના કસમ ખાઇને તું મને કેહ, કે ગુલીસ્તાંનની ઇજત, અને ગુલીસ્તાંનની આબરૂ આએ જગતમા જલવાઇછ કે નહી. દાદી મને ખરૂંજ કેહજે ?"

"ગુલીસ્તાંન ! મારી ગુલીસ્તાન ! અરે તે છોકરીના જેવી દયાંનતની પાંક અને નઇયતની નેક, પારસી કોમમાથી એકબી તો છોકરી મને કોઇ દેખાડે ?" બાંનુની ઉસકેરાએલી હાલત જોઇ, દાદી બોલ્યો.

"મારા સમ ! મને સુવેલી જોય ! તેની ઇજતને જરાબી ડાઘ નથી લાગો ?" બાંનુએ ફરીથી દાદીને પુછ્યું.

"જરાબી નહી. બીલકુલ નહી."

દાદીને મોહોડેથી ઉપલા સખુનો સાંભલતાંજ બાંનુના ચેહરા ઉપર ખુશાલી ખીલી નીકલી. દાદી બાંનુના ચેહરા ઉપર થએલો ફેરફાર જોઇ અજબ થયો. તે ચંચલ જવાંન બાંનુની તમામ હીલચાલ ઉપરથી તુરત પામી ગયો, કે તેની મતરાઇ માએ, તેની દીલદાર ગુલીસ્તાંનના કાંઇ ભેદ બારમથી જાણતી છે.

"બાંનુ માય, તમોરો ભેદ હું અટકલી શકુંછ, પણ સમજી શકતો નથી." દાદીએ પુછ્યું. "તમો મારી ઉપર વીસ્વાસ રાખસો, તો તમારાં કુટુંબ ઉપર

આવી પડેલી આએ આફત દુર કરવાની આપરે સાથે મલી, કંઇ તજવીજ કરી શકસું. આગ્મે જગતમા મારૂં તેમજ તમારૂં દુખ સાંભલનાર કોઇ નથી. તમે જો હલીમલી——

"હા દાદી. મારૂં આગ્મો જગતમા હવે કોઇ નથી. અને તેટલાં સારૂં હું મારા દીલનો ભેદ તારી આગલ ખુલ્લો કરૂંછ." બાનુએ કહ્યું. "તુ જરા ધ્યાનથી સાંભલજે દીકરા."

"બાનુ માય, તમે બોલો, હુ ધ્યાનથી સાંભલુંછ."

"થોડાંક વરસોની વાત ઉપર, અમદાવાદ શેહરની એક માલેતુજાર પારસી વેપારીની એક નવજવાંન સુંદર દીકરી, પોતાની ખુબસુરતી અને લાએકીથી તાંહાંની પારસી વસતીમાં જાણીતી અને માનીતી થઇ પડી હતી. અમદાવાદના ભલે ભલે ઘેરના શીખેલા અને માતબર માબાપના દીકરાઓને તાંહાંથી, તે છોકરીના માગાં આર્યાં, પણ તે છોકરીના ધ્યાનમાં કંઇ ઉતરીયું નહી, અને તેણીએ કોઇનીબી સાથ પરણવાની સાફ ના પાડી. તે છોકરી એકની બે થઇ નહી. સબબ, તે એક બીજા જવાંન છોકરા સાથ પરણવા માંગતી'તી: તે તેને ખરા પ્યારથી ચાહાતી'તી. ઉંમરે તેઓ બંને સરખાં હતાં, અને જેટલી ખુબસુરત તે છોકરી હતી, તેથી વધારે સોહામનો પેલો પારસી જવાંન હતો. તેમના લગન થવાં મુશકેલ હતાં, કેમકે બે છોકરો જો કે કેલવાએલો, અને ચંચલ હતો, પણ ખાંનદાને ગરીબ, અને નોકરી ઉપર ગુજરાંન કરનાર હતો. તેઓ બંને એકબીજાંને એવાં તો પ્યારથી ચ્યાહાતાં હતાં, કે પેલી છોકરી તે છોકરા સાથે પરણવા સારૂં કોઇબી જાતનો જોખંમ માથે લેવા તઇયાર હતી. બંને વચ્ચે અરસપરસની મુલાકાતો થતી રેહી. તેઓ એકબીજાંને મલતાં ભેટતાં રેહ્યાં, અને તેમની મુલાકાતો તરફ કોઇને જરાંબી શંક ગયો નહી. તેમની, તે મુલાકાતો ચાલુ રેહી. તે ચાલુ રેહલી મુલાકાતોનું પરીણામ ઘણૂંજ બુરૂં આયું. ધરંમમાં કલંકનો ડાઘ ઇજત ઉપર પડવાનો, તે કાંહાંથી

હસે ! છઠીના લખાયલા લેખ અંતે ફલી યા ! તે છોકરી લાચાર બની, પોતાનાં ગુનાહની માફી ચાહાવા પોતાના માય બાપની આગલ પોતાના પ્યારનો ખરો એકરાર કરી જાહેર કીધું, કે જે જવાંનની પ્રીતમા તે પડી છે, તેના સાથ તેના લગન કાંઇબી ધીલ વગર એકદમ કરી આપી, તે છોકરીની તેમજ તેના માયબાપની ઇજતને ડાઘ લાગતો અટકાવવો, કેમકે ચંદ મુદતમા તે છોકરી એક બાલકની માતા થનાર હતી."

"પણ ખાંનદાંનની તેહેંકરાઈના ગુમાંનમા ચસીવરી રેહલાં તે છોકરીના માયબાપે તે છોકરીનુ કેહુ જરાબી સાંભલીયું નહી. તેમનો લોભ, અને તેમની ઉમેદ, પોતાના જેવીજ ઇજતવાલો અને પઇસાવાલો કોઇ જમઇ મેલવવાની હોવાથી, તેઓએ પોતાની તેમજ પોતાની દીકરીની ઇજતની જરાબી પરવા કીધી નહી. એ દુખભરી ખબર સાંભલતાંજ તેઓના ગુસ્સા અને નાસીપાસીનો પાર રેહ્યો નહી. પેલી છોકરી ધારતી હતી, કે તેની નાજુક હાલતનો હેવાલ જાણતાંજ, તેના માયબાપ પેલા જવાંન સાથ તેણીના લગન તુરતજ કરી આપશે. પણ—"

"પણ—પણ શું ?" દાદી અજબ થઇ, વચમા બોલી ઉઠયો. "પેલી છોકરીના લગ્ન તે જવાંન સાથ થર્યાં કેની ?"

"નહી—નહી થયાં !" બાંનુએ તુરતજ જવાબ દીધો. "તેના કંમસમજ અને લોભી માયબાપે પેલા છોકરા સાથ લગન કરવાની સાફ ના પાડી. પોતાની દીકરીના લગન જો તેઓએ તે જવાંન સાથ કરી આપીયાં હોતે, તો તે છોકરીની ઇજત અને સુખનો નાશ નહી થતે. પણ તેમ તેઓએ કીધું નહી, અને એ નાલેસી છુપાવવાનો કોઇ બીજો ઇલાજ તેઓ શોધવા પડયાં. પોતાના માયબાપ આગલ અંતે તે છોકરીનુ કંઇ ચાલીયું નહી. પેલા પારસી જવાંનને નાંનાંની એક મોહટી જેવી રકમ તે છોકરીના બાપે આપી, તેને એકદમ સીંગાપોર વેપાર કરવાને બાંહાંણે, અને તાંહાં જઇ

પોતાનું ફોડી લેવા, મોકલાવી દીધો. જે ઓરતને તે જવાંન પોતાના જાંનથી વધારે ચાહાતો હતો, અને જેને ખાતર તે દુનીયાંની પેલી પાર જવા પણ તૈયાર હતો, તે જવાંન કોઇને ખાતર નહી, પણ પેલી છોકરીની સમજાવટથી તેની ઇજતને કલંક લાગતો અટકાવવા સારૂં, ચુપચુપ અમદાવાદથી તે એકદંમ રાતોરાત સીંગાપોર જવા નીકલી ગીયો."

"એ પછી પેલી છોકરીના માયબાપે, અમદાવાદથી થોડેક દુર આવેલાં ચંપાનગર નામના એક ગાંમડાંમા, પોતાની ઓલખીતી એક વીશ્વાસુ પારસી વીધવા સાથ ગોઠવણો કરી, તે છોકરીને, તેણીને તાંહાં ચંપાનગર મોકલી આપી. ચંપાનગરમા જઇ વસીયા પછી, તે માતબર બાપની કંમનસીબ દીકરીએ, ત્યાં એક છોકરીનો જનમ આપીયો. પેલી મયાલુ વીધવાને પેટ એકબી ફરજંદ નહી હોવાથી, તેણીએ તે બાલકીને દીકરી કરી લીધી.

પાછલથી પેલી છોકરીના માયબાપે પેલી બાલકીના ગુજરાંન સારૂં, એક વકીલ સાથ મસલત કરી, એક મોહોટી નાંનાંની રકમ તેના હાથમા ત્રસ્ટ તરીકે આપી, એવી ગોઠવણ કીધી, કે પેલી વીધવા ઓરતને, દર ત્રણ મહીને તે ત્રસ્ટના બ્યાજમાથી એક સારી જેવી રકમ ચાલુ મલતી રેહ, અને તે વીધવાના મરણ પછી, તેજ રકમ પેલી બાલકીને મલે. એ ગોઠવણો થયા પછી, અને પેલી બાલકીને પેલી ભલી વીધવાને સપુરદ કીધા પછી, થોડે વરસે, પેલા માતબર બાપની દીકરીને, મુંબઇનો એક જાણીતો માતબર ખાંનદાંનનો પારસી પરણી ગીયો——

"સબર——સબર !" એકાએક દાદી વચમા બોલી ઉઠયો. "ચંપા નગરમા જનમ પાંમેલી પેલી બાલકીનુ નાંમ શું ?"

"ગુલીસ્તાંન !" બાંનુએ પોતાની ડોક નીચી નાખી દઇ જવાબ દીધો.

"ગુલીસ્તાંન ! અરે ખુદા ! મારી ગુલીસ્તાંન !" દાદી પોતાંનુ કપાલ કુટી સોફા ઉપર અઢેલાંઇ પડયો." પણ સબર ! તાહારે ગુલીસ્તાંનને પાલનારૂ તેની માયનુ નાંમ——

"કેકુસજી સીકંદરની વીધવા, સુતા——

"હા—તેજ, તેજ!" સુનાબઇ કેકાસજી સીકનદર! "દાદી પોતાના હાથ ઉપર હાથ જોરથી અફાડી બોલ્યો." તાહારે ગુલીસ્તાંનને દગો થયો! તે લુટઇ ગઇ! અરે! તેની મુફલેસી અને ગરીબીનુ ખરૂં કારણુ—

"દગો! કોણુને દગો! મારી ગુલીસ્તાંનને દગો!" બાનુ દાદીના બંને હાથ પકડી લેઇ બોલી." દાદી ગુલીસ્તાંન મારી દીકરી થાય! મારૂં પોતાનું ફરઝંદ! પેલા અમદાવાદના માતબર પારસીની કંમનસીબ દીકરી—તે—હું—પોતે——

"ગુલીસ્તાંન તમારી દીકરી!" દાદી અજબ થઇ બોલ્યો. "અને અમદાવાદના પેલા માતબર બાપના દીકરી તે તમે! આએ શું અજબ ભેદ! ઓ! ગુલ, તું કાંહાં છે! ઓ મારા ફરેસ્તા! મારી જીંદગીના ચેરાગ! મારી આંખોના નુર! તું કાંહાં છે."

"તાહારે દાદી મારી ગુલીસ્તાંન કાંહાં છે, તે તું નથી જાણુતો?" બાંનુએ સવાલ કીધો.

"તે કાંહાં છે, તે જો હું જાણુતો હોતે, તો મારો આએ હાલ કદીબી થતે નહી." દાદી બોલ્યો. "ખુદા જાને તે કાંહાં છે."

દાદી નીચી મુંડીએ જારબેજાર ગુલીસ્તાંનને યાદ કરી રડવા લાગ્યો, અને બાંનુ તેના ખભાં ઉપર હાથ ફેરવી રડતાં રડતાં બોલી:—

"ના રડ, દાદી ના રડ. ધીરજ ધર, આપરે તેને શોધી કાહાડશું. અરે મારી દીકરી! બે વરસની વાત ઉપર તું મારી સાંમે આવી ઉભી, તાહારે તારો શું તોર, અને શું દમામ હુતો મારી દીકરી! અરે તાહારેજ મારૂ મંન થયું, કે તુને મારે ગલે લગાડું, પણુ તેટલીબી મારી ઉમેદ મારા મનમાજ રેહી ગ્રેઇ. ચંપાનગરમાં દીકરીનો જનમ થયાથી, આ સુંદર બગીચાનુ નાંમ, ચંપાબાગ રાખી, મારી દીકરીની યાદ મારા દીલમાં રાત દીવસ મે તાજી રાખી; અને એજ ચંપાબાગમા જાહારે તું મારી સાંમે આવી ઉભી, તાહારે મેં તુને મારે ગલેબી લગાડી નહી! અરે એ પેટની આગ કેમ બુજાસે!"

"કેટલાક મુરખાઓ કેહછ, કે કાંહાંણી અને કીસ્સા જેવા બનાવો પારસી સંસારમા બનતાજ નથી." દાદી બોલ્યો. "ઇનસાંન—માસ અને લોહીનુ બનેલું પુતલું,—કુદરતના કાએદાને શરણ થવા શું સરજાએલું નથી ? શું મારો આએ સંસારી ચીતાર કાંહાંણી કીસ્સા જેવો નથી ?"

"કેવું નાટક! કેવો સંજોગ!" બાંનુ બોલી. "જે દાહાડે સહવારે—પેલી પારટીનેજ દાહાડે—મેં મારી દીકરીને પેહલ પેહલ્લી અધાર વરસે ચંપા બાગમાં જોઇ, તેજ દાહાડે રાતે મેં મારી દીકરીના બાપને, ચંપાબાગમા એક ખુંની તરીકે——

"તમારી દીકરીનો બાપ ખુંની! કોણ? રૂસ્તમ જાંબુલી!" દાદી બુમ પાડી ચમકી ઉઠયો. "રૂસ્તમ જાંબુલી ગુલીસ્તાંનનો બાપ! ઓ! આએ એક પછી એક ખુલતા જતા ભેદ સાંભલી મારૂં ભેજું ચકભંમ થઇ જાએછ!"

"હા. હા." બાંનુએ જવાબ દીધો. "તેજ તેનો બાપ! મારી સમજાવટથી તે એકદમ અમદાવાદ છોડી પોતાનું નસીબ અજમાવવા સીંગાપોર નીકલી ગીયો હતો. સીંગાપોરમાં તેનાં નસીબે તેને યારી આપી, અને થોડાં વરસમાં તે લાખો રૂપીઆ કમાઇ પાછો મુંબઇ ફરીયો. તેજ રૂસ્તંમ જાંબુલી. તેજ મારી દીકરી ગુલીસ્તાંનનો બાપ. તેની ભલાઇ કંઇ કમતી નથી દાદી! દીલાવરખાંનના કુટુંબની જતી લાજ બચાવવા સારૂં, તેને ખટકે ખટકે મોહટી રકમો તારા બાપુને ધીરેલી છે."

"રૂસ્તમ! રૂસ્તમ! આવો ભલો! આવો નેક!" દાદી દયા ખાઇ બોલ્યો. "અને તેની ઉપર આવી આફત!"

## પ્રકરણ ૩૭ મું.

### જુની બાબદ ઉપર નવું અજવાળું.

"આફત! આફત, તે કંઇ જેવી તેવી આફત?" બાનુ બોલી. "પણ એ બધી આફત તેને મારે ખાતર માથે ઓઢી લીધી. મારી ઇજતને ખાતર, મને લોકોમા ખરાબ નહી લાગે, તેને ખાતર, એ બધી આફત તેને પોતાને માથે ખેચી લીધી."

"ત્યારે શું તમે એમ કેહવા માંગોછ, કે રૂસ્તમ બેગુનાહ છે?" દાદીએ અજબ થઇ પુછ્યું.

"બેગુનાહ? હજાર વખત નહી, પણ લાખ વખત બેગુનાહ. રૂસ્તમ બાલે બાલ બેગુનાહ, અને નીરદોશ છે." બાનુ બાર મુકી બોલી, "દાદી, મારે તારી ખાતરી કરવીછ, કે રૂસ્તમ બેગુનાહ છે."

"રૂસ્તમ બેગુનાહ? એ વરી શું નવો ભેદ છે?" દાદીએ પુછ્યું. "ત્યારે શું રૂસ્તમ ખુંની નથી?"

"નહી. રૂસ્તમ ખુંની નથી. રૂસ્તમ ખુંન કરે એવો છેજ નહી." બાનુ બોલી. "પણ કરમ મારાં ફુટેલાં, તે સંજોગો તેવાજ બની ગયા. મારી જીંદગીનો ભેદ અંતે ફુટવાનો, તે આવા સંજોગ વચ્ચે, નહી ધારેલી રીતે એકાએક ફુટી ગીગો."

"તમારૂં બોલવું મને સમજ પડતું નથી." દાદીએ કહ્યું. "ખુંન જો રૂસ્તમે નહી કીધું, તો કોણે કીધું?"

"કૉનઝરવેટરીમા હમો વચ્ચે જુ વાતચીત થઇ, તે બોલતાં મારી જબાં ઉપડતી નથી, તેથી મારૂં બોલવું તુને સમજ પડતું નથી દાદી." બાનુ બોલી. "કસુર બધો મારો છે. કૉનઝરવેટરીમા હું રૂસ્તમ સાથ વાતમા પડી. ઘને વરસે તેને જોતાંજ મને મારી આગલી વાત યાદ આવી. મારી આગલી પ્રીતનો જોશ, મારા દીલમા ભડકી ઉઠીયો. કંઇબી પાપી વીચાર પોતાના દીલમા લાવવાને બદલે, રૂસ્તમ મને મારા ધણી તરફ વફાદાર રેહવાની સખત

બલામણ કરવા લાગો. મારી નબલાઇ એકદમ ઉભરી નીકલી. મારા પ્યારની જોશમા હું કંઇ કંઇ બકવા લાગી. મારૂં બોલીયું ચાલીયું, અને મારી તમામ હીલચાલ તારા બાપ, કૉનઝરવેટરીની બાહાર છુપાઇ સાંભલતા હતા. મારી બેવફાઇની તમામ વાત, મારે મોહોડે, તેવને પોતાને કાનેકાન જેવી સાંભલી, તેવાજ તેવન એકદમ કૉનઝરવેટરીમા ધસી આયા. તેવનની આંખમા ખુંન ચહડેલું હતું. તેવનના ડોરા ગુસ્સાથી ફાટી જતા હતા. તુરતજ તેવને ટેબલ ઉપર પડેલી છરી ઉંચકી, અને એક હરફ્બી બોલીયા વગર મારી છાતીમા તે છરી તેવને ભોંકી દીધી."

"ઓ! બીજું ખુંન!" દાદી બુમ પાડી ચમકયો, પણ તુરતજ ધીમે આવાજે, ઇંતનેજારીથી પુછવા લાગો. "પણ—પણ—પછી શું?"

"જખમ થતાંજ, હું ચીસ પાડી, જમીન ઉપર પડી." બાંનુ બોલી.

"પણ એ તો વરી નવી ગુચવણ લાગેછ?" દાદી બોલ્યો. "ખુંન જો મારા બાપ કીધું, તો પછી રૂસ્તંમ કબુલી—

"જરા સબર દાદી. રૂસ્તંમની વાત સાંભલી લે." બાંનુએ જવાબ દીધો. "કોઇબી જોખમે મારી ઇજ્જતને લાગનો ડાઘ રૂસ્તંમ અટકાવવા માંગતો હતો. એક વખત તેને મને ચાહી હતી, વાસ્તે મને જગતની નજરમા તે હલકી પડવા દીએ, તેમ નહી હતું. જેવી તારા બાપે મને છરી મારી, તેવોજ રૂસ્તમે તેનો હાથ પકડી, કેહ્યું કેઃ—

"**નંખખોદ! તેં આએ શું કીધું! તારી બઇરી બીલકુલ નીરદોસ છે! નાહાસ એકદમ નાહાસ! એની આબરૂ બચાવવા તારાં ખુનનો હું જવાબદાર થવસ.**" તેજ વખતે તારા બાપ જીવ લેઇ કૉનઝરવેટરીમાંથી નાહાસી ગીયા, અને રૂસ્તંમે મારી છાતીમા ખુંચી બેઠેલી છરી ખેંચી કાહાડી. રૂસ્તંમ મારી છાતીમા ભોંકાયલી છરી ખેંચી કાહાડી, જેવો કૉનઝરવેટરીમાથી બાહાર નીકલતો હતો—તેવોજ તે લોકોના હાથમા પકડાઇ ગીયો."

"આહા! હવે આએ ભેદના ભરમની વાત સમજ પડી." દાદી બોલ્યો. "કેવો ભલો, કેવો ઉદાર દીલનો મારો દોસ્ત! મારો ખરો ભેરૂખાહા!

અગરજો મારો બાપ ખુની તરીકે પકડાતે, અને પોતાના બચાવમા કૉનઝરવેટરીમા તેણે જે કાંઇ નજરે જોયું, અને કાંને સાંભલીયું, તે જો તે જાહેર કરતે, તો બેશક બાંનુ માય, તમારી ઇજતને મોહ્‌ટુ નુકસાંન થતે. રૂસ્તમે ફકત તમારી ઇજત બચાવવા સારૂં, જે ખુંન મારા બાપે કીધું, તે ખુંન તેને પોતાને માથે લીધું. પણ રૂસ્તમ સાથની તમારી આગલી મીત્રાચારીની વાત મારા બાપને ખબર છે કે ?"

"નહી. તે વાત એવનને બીલકુલ ખબર નથી." બાંનુએ જવાબ દીધો. "કેમકે જે રાતે મારૂં ખુંન થયું, તેજ રાતે તુને તારા બાપે પેલા સોસીભાઇ સોલીસીટરને તેડવા મોકલીયો, અને તારી પુઠેજ એવન રૂસ્તમને છુપી રીતે મલવા પુલીસ સ્ટેશન ઉપર ગીયા. રૂસ્તમે તે રાતે ચોક્ષ ઉપર તારા બાપ પાસ એવો ખોટો એકરાર કીધો, કે :—"

"બેહરાંમશાહ શેઠ, તમારી બઇરી બીલકુલ નીરદોશ છે. તેનો જરાબી વાંક નથી. તેને સતાવનાર હું છેઉ. આજ સુધીમા મે અનેક વાર તમારી બઇરીને સતાવી હતી, અને તે નેકબખત ઓરતે મને અનેક વાર ધીક્કારી કાહાડીયો હતો. મને મારાં પાપની સજા થવીજ જોઇએ. વાસ્તે હું પોતે એ ખુંનનો અપરાધ મારે માથે લેઉજ. તમો બાંનુબઇને જરાબી ઠપકો આંપતા ના. હુ મારો બચાવ પુલીસ કોરટમાં તેમજ સેશંનમા બીલકુલ કરનાર નથી."

"એ બધી વાત તમે કેમ જાણી ?"

"એ બધી વીગત, મારા હુંશીઆર થયા પછી, મને તારા બાપે કેહી." બાંનુએ જવાબ દીધો. "જે કંઇ બનાવ કૉનઝરવેટરીમા બનેલો મારી નજરે પડયો હતો, તેની અસર મારા મગજ ઉપર એવી તો પડી રેહી હતી, કે તેથી મારી બોલવાની શકતી બીલકુલ બંધ પડી ગઇ હતી. તારા બાપ રાત દીવસ એવી ફીકર કરતા હતા, કે રખે હું ખુંનની ખરી હકીકત સુધીમા આવતાં, યા ઉંઘમા, બોલી દેઉ, અને તે કોઇ સાંભલે. એટલાં વાસ્તે તારા બાપે મારી કંમપેનીયન મીસ બાલફરને પોતાના

વીસ્વાસમા લેઇ કહ્યું, કે જેવી હું બોલતી થાઉં, કે તેવીજ તેવનને એકદમ તેણીએ ખબર આપવી. અને તેજ પરમાણે જેવી હું બોલતી થઇ, તેવીજ મીસ બાર્લફ્રેર તારા બાપને જઇ બોલાવી લાવી. તેવને આવી મને સધીઆરો આપીયો, કેમકે રૂસ્તંમ સાથ મારાં ખુંનના બાબિમા તેવનને થએલી ગોઠવણુની મને જરાબી ખબર નહી હોવાથી, રખે હું ખરી વાત કોઇ પાસ જાહેર કરૂં, તેથી તેવન ડરતા હતા. તેવને આવતાં વાર મને નરમાસથી ધીમે અવાજે કહ્યું:—

"બાનુ, તારી બેવકુફી હું તુને માફ કરૂંછ. રૂસ્તંમે સોગંદ ઉપર મને કહ્યુંછે, કે તું તમામ નીરદોશ છે. અને તે હું માનુંછ. મારી ખાતરી થઇછ, કે તું તમામ પાક, તમામ નેક અને તમામ નીરદોશ છે, પણ હું તુંને તારી કસુર જે માફ કરૂંછ, તે એવી સરતે, કે પેલા ખુની રૂસ્તંમના બાબમા, તારે કંઇબી બોલવું નહી. મારાં સુખનો નાશ કરવાનું અને મારૂં ઘર ભાંગવાનુ જે કાંમ તેણે કીધુંછ, તેની સજા તેને થવીજ જોઇએ. એટલાં વાસ્તે જે બનાવ કૅાનઝરવેટરીમા બનીયો; તે વીશે તારે એક હરફબી આજ પછી બોલવો નંહી. ગલે ગાંઠ અને મોહોડે ડુચો. હું કાંઇ બોલી શકી નહી. મારી ઇજતને ખાતર આજ સુધી રૂસ્તંમ કેદખાંનામાં સબડતો પડયોછ."

"પણ ગુલીસ્તાંન તેની દીકરી થાય, એમ તે જાણેછ કે નહી?" દાદીએ પુછયું.

"નહી. બીલકુલ નંહી." બાંનુએ જવાબ દીધો. "કેમ કે યંમાનગરમા ગુલીસ્તાંનનો જનમ થયા પછી, મારા બાપે રૂસ્તંમને સીંગાપોર એવી ખબર આપી, કે તે બાલક જનમતાંજ મરણ પામીયું હતું."

"છત્તાં, ગુલીસ્તાંનનુ દીલ કોઇ ગેબી બશારતથી તેના બાપની મુલાકાતે તુરંગમા તેણીને ઘસડી ગીયું હતું." દાદી બોલ્યો. "રૂસ્તમને તે તુરંગમાં મલવા ગેઇ હતી, અને તાંહાંથી પાછી ફરતાં તે મને રસ્તા ઉપર મલી હતી." પણ એક વાતનો હવે ખુલાસો થવો જોઇએછ. ગુલીસ્તાંનના

ગુજરાન સારૂં તમારા બાપે એક ચોકસ નાંનાંની રકમ કોઇ વકીલના હાથમા આપી હતી, એમ તમો હમણા બોલીયાં."

"હા." બાંનુએ જવાબ દીધો. "મારાં બાલકના પાલનપોશન સારૂ મારા બાપે તેવી ગોઠવણુ કીધી હતી. તે છત્તાં એક દાહાડે મારી દીકરી, ચીંઠડે હાલં ચંપાબાગમા મારી સાંમેજ આવી ઉવી, અને તેની તેવી હાલત જોઇ મારી છાતી ફાટી ગેઇ. મારી આંખમા પાણી આવી ગીયાં, અને તેજ વખતે તેની સાંમેથી હું ઉઠી ગેઇ."

"ચીંઠડે હાલ! કાંય નહી તે ચીંઠડે હાલ ફરે! કાંએ નહી તે ભુખામરો અને ગરીબીમા સબડે!" દાદી દાંત કચકચાવી બોલ્યો. "તેના પાલન પોશનના નાંનાં એક ચંડાલ બદમાસ જાહારે ખાઇ જાએ, તાહારે તે બીચારી કાંએ નહી ભુખે મરે! વીસ હજાર રૂપીઆ તમારા બાપે, એ છોકરીના ગુજરાંન સારૂં એક વકીલને, તેનો ત્રસ્ટી બનાવી, તેના હાથમા આપીયા હતા. પણ ગુલીસ્તાંનને પાલનાર, પેલી સીકનદરની સુના મરો ગીયા પછી, તે બદમાસ તે આખીને આખી રકમ હજંમ કરી ગીયોછ. જાંહાં સુધી સુના સીકનદર જીવતી હતી, તાંહાં સુધી દરતન તન મહીને, વ્યાજની રકમ તે તેને પુગારતો હતો, પણુ તેના મરી ગીયાં પછી, તેને ગુલીસ્તાંનને આજ સુધી એક દોકડોબી પરખાવીયો નથી."

"અરેરે મારી દીકરી ઉપર આએ કેવો જુલમ!" બાંનુ રડી પડી. "આએ કેવી આફત! અરે દીકરી, તું કોણનું ફરજંદ અને આજે તું કેવી હાલતમા? પણુ દાદી એ વકીલને તું ઓલખેછ?"

"ઓલખેછ કરી પુછોછ?" દાદી, પોતાના ખીસાંમાથી એક કાગજ કાહાડી, તે દેખાડી બોલીયો. "તેનો આએ પુરાવો, મારા હાથમા છે. આએ કાગજ સુના સીકનદરની સહીનુ——

"પણુ પેલો વકીલ! તે કોણુ?"

"કોણુ", "સોલીભઇ! પેલો બદમાસ સોલી——

## પ્રકરણ ૩૮ મું.

### પચીસ હુંજારે પતાવટ !

"પેલો સોલીભાઇ સોલીસીટર !" દાદી બોલ્યો. "તમારી બાપે દીવો લેઇને એ ચોટે ખુશાલ સાહુકારને કાંહાંથી સોધી કાહાડીયો ? કોઇ બીજો વકીલ ગાંમમાં મુવો જીવતો મલીયો નહી કે શું ?"

"હું એ બાબદ કંઇ જાણુતી નથી." બાંનુંએ જવાબ દીધો. "મને તો મારાં ગાંય બાપે ખાતરી આપી હતી, કે મારાં બચ્ચાંના ગુજરાંન સારૂં તેઓ જાહુકનો બંદોબસ્ત કરશે. પણ એ મુવો——

"એ મુવો મારા હાથમા બરાબર પકડાયોછે ! હવે એ છુટવો મુશકેલ છે." દાદીએ ખુલાસો કીધો. "જાંહાં સુધી સીકનદરની સુતાને નાંમે જણાયલી ગુલીસ્તાંનને પાલણુનાર પેલી પારસી વીધવા જીવતી હતી, તાંહાં સુધી દર ત્રણ ત્રણ મહીને તે ત્રસ્ટનુ બ્યાંજ, તેને આપતો ગીયો. પણ એક દાહાડે તે અચાનક અચમુચી મરી ગેઇ, અને તે દાહાડથી, તે આજ સુધી એ નખ્ખોદગીયાએ એક ખોટું દોહોયુંબી ગુલીસ્તાંનને પરખાવીયું નથી. પણ આંતે તેનુ પાપ ફુટુંછે. મારા પંજામા હવે તે બરોબર સપાડાઇ ગીયોછ ! હું એને જો જતો મુકું, તો હું મારા બાપનો દીકરો નહી !"

દેલાવરની બાંનુ આ નવી આફતની ખબર સાંભલી ઘણીજ દુખી થઇ. પણ લાચાર. તે એખલી શું કરી શકે ? દાદીની મદદ વીના તે આવા કટોકટ મામલામા એક કદમ પણ આંગલ ધરી શકતી નહી હતી.

પણ તે એખલીજ દુખી નહી હતી. દાદીના દુખ કરતા તેનુ દુખ ગમે એટલું બારી હતું, પણ જ્યારે દાદીના દુખનો તે વીચાર કરતી હતી, ત્યારે તે પોતાનુ દુખ બીલકુલ ભુલી જતી હતી.

એ પછી દાદીએ પોતાના દુખ અને સંતાપની તમામ હકીકત, પોતાની મતરાઇ આગલ લંબાનથી કહી. કેવી રીતે ગુલીસ્તાંના સાથ તેનોં પેહલો મીલાપ થયો, અને કેવી રીતે તેણીને જોતાંજ, તે તેના પ્યારમા

સડયો, અને તેણીને પોતાની મોહોરદાર બનાવવાનો પોને વીચાર કરી, તેની સાથ પરણીને સુખી થવા તેણે કેવી કેવી ઉમેદો બાંધી, તે સરવે હકીકત, દાદીએ બાંનુને વીગતવાર જણાવી દીધી.

એ પછી ગુલીસ્તાંનના ગુંમ થવાની બાબદ ઉપર આવતાં, દાદીએ બાંનુની ખાંતરી કીધી, કે ગુલીસ્તાંનુ ઘર શોધી કાહાડવાની, અને તેણીનો પત્તો મેલવવા સારૂં તેણે કીધેલી તમામ કોશેસ જ્યારે નીશફલ નીવડી, ત્યારેજ તે તેણીને મલવાની આશા મુકી, પોતાની જીંદગીથી હાથ ધોઇ બેઠો હતો.

એ પછી દાદી પોતાના બાપ બેહરાંમશાહની વાત ઉપર આવ્યો. મીસ બૅનૅટ (સ્ટેલા) ઉરફે મીસીસ રૂપસીંહ સાથ, પોતાના બાપને શું શું વાતચીત થઇ, અને તે તેણે કેમ સાંભલી, અને ગુલીસ્તાંન સાથે તેણે કરવા ધારેલાં લગન અટકાવવા સારૂં તેના બાપે કેવું ભયંકાર કાવતરૂં મીસ બાલફ્રર સાથ મલી જઇ રચ્યું, તથા મીસ બાલફ્રરનુ ખુંન પાછલથી કેવા ભેદભરીયા સંજોગો વચ્ચે થવા પામ્યું, તેની તમાંમ વીગત, દાદીએ બાંનુને ખુલ્લી કરી સંમજાવી. એ પછી મીસીસ રૂપસીંહ શા કારણસર બેહરાંમશાહ પાસ આવી હતી, અને રૂપસીંહે તેણીને શા માટે તેવન પાસ મોકલાવી હતી, તેનો દાદીએ ખુલાસો કીધા પછી, ભોલીભઇ સોલીસીટર અને બેહરાંશાહ વચ્ચે થએલાં પેલાં લખતની બાબદ, જે દાદીએ લાઇબ્રેરીની પડોસમા આવેલા અંધારા ઓરડાંમા છુપાઇને સાંભલી હતી, તે બાંનુને વીગતવાર સમજાવી, ભોલીભઇ સોલીસીટરની ફીતુર અને ફરેબભરી વરતનુક ઉપર અફસોસ કરવા લાગ્યો.

આ બધી ખાનાખરાબીની ખબરો સાંભલી, દીલાવરની બાંનુના હોસ ઉડી ગયા ! પોતાના ખાવીંદની ખુવારીનો દેખાવ કેવો ભયંકર હતો, તે ગોયા તેની નજર સાંમે તેણીને હવે દેખાવા લાગ્યો. કીસમ કીસમની ખુવારીના ખ્યાલોની ખુમારીમા, બાંનુ બેભાંન બની ચકભમ થઇ ગઇ. ચંપાબાગના સુખી મકાંનની આસે અને પાસે, ઉપર અને નીચે, ચુંબાર ખુવારી ફરી

વલવા લાગી ! ગજબ અને આફતના દારૂગોળાની ગંજાવર ખાણો, એવી તો
ચીકાર ભરાઇ ગેઇ હતી, કે સેહજ બી શકની ચીંગારી લાગતાંજ, તે સુંદર
અને એક વખતનું સુખવાસી મકાંન, ફના થઇ જાએ, એવું બની રેહ્યું હતું.

" બાંનુ માય, પેલો રૂપસીંહ એક લોફર રજપુત છે." દાદીએ બાંનુને
કહ્યું." એક છાકટા, જુગારી, અને ખુંનીના હાથમા તમારા ધણીનો ભેદ
અને ભરમ છે. એ રૂપસીંહે સોલીભાઇને નામની ફૉરજરી કીધીછ. સોલીભાઇએ
તેને પકડાવી ગોછે. પોતાની બઇરી પાસે રૂપસીંહે બેહરાંમશાહને કેહવડાવ્યુંછ,
કે વીસ હજારની ફૉરજરી તેણે કીધીછ, વાસ્તે એ વીસ હજાર રૂપીઆ
સોલીભાઇને ભરી દેવા, એકદમ મોકલાવી આપો. જો એ રકમ તુરતને
તુરત તમે નહી મોકલશો, તો મીસ બાલફરના ખુંનનો ભેદ હું જાહેર
કરી દેંવસ. તે મરશે અને બીજાંને મારશે ! હું નહી ધારતો, કે એટલી
મોહટી રકમ તમારા વરની પાસથી આજને આજ નીકલે ?"

" વીસ હજાર રૂપીઆ !" બાંનુ રડી પડી બોલી. " મરેરે ! હવે
શું થશે ! દાદી આઓ ફજેતી ! આએ રૂસવઇ !"

" મીસીસ રૂપસીંહને મે વીસ હજાર બોલતા સાંભલી'તી !"

" મારી પાસે પચીસ હજારના પચીસ કટકા પડેલા છે." બાંનુએ
તુરતજ ઉઠી પોતાની તીજોરીમાંથી હજાર હજારના પચીસ કટકાનું એક
બંડલ કાહાડી કહ્યું, " એ બધી રકમ તું લેઇને તે મુવાનો નીકાલ કર."

" ઠીક છે." દાદીએ નોટનુ બંડલ હાથમા લેઇ જવાબ દીધો.
" સહવારૂં પડતાંજ, હું કોઇ વકીલની મારફતે, એ રૂપીઆ પેલા સોલીભાઇને
ભુરપાઇ કરાવસ. સોલીને તેના રૂપીઆ જો મલશે, તો તે કેસ આગલ
ચલાવશે નહી."

" એનો નીકાલ તો કાલે થઇ જશે. પણ દાદી મારી ગુલીસ્તાંન—તેનું
શું ?" બાંનુએ દાદીને કાલાવાલા કરી પુછ્યું.

" આવતી કાલે ફરી એક વખત હું મુજગાંમ પેલાં માકી ડોસાંને ઘેર
જવસ." દાદીએ જવાબ દીધો. "ઘણો વખત થયો હું બીલકુલ તાંહાં ગીયોજ

નથી. મે માફી ડોસાંને કહ્યું'તું, કે ગુલીસ્તાંનની કંઇબી ખબર તમુને જેવી મલે, કે તુરતજ મને જણાવજો."

"તાહારે તો તું મને તારી સાથે કાલે જરૂર લેતો જજે દાદી ?" બાંનુ બોલી. "માર્ટિડા સાથ પારકાં બઇરાંઓ ખુલી રીતે વાત કરતાં કદાચ અચકાતાં હોસે, વાસ્તે તું મને જો તારી સાથે લેઇ જશે, તો તે લોક મારી સાથ કંઇ ખુલાસાથી વાત કરશે. હવે પેલા સોલીબઇનું——

"તેનું થઇ રેહશે." દાદી બોલ્યો. "તે ચંડાલને એક નીરદોશ અને નીરાધાર છોકરીને લુટી લેતાં હજી ઘણો વાર થયો નથી, તેટલાં તે એક બીજી નીરદોશ છોકરીને ખુવાર અને ખરાબ કરવા તલપી રેહોછ ? તે મારી બેહન સાથ પરણવા નીકલ્યોછ. પણ કંઇ નહી, હું જોઉછ, કે તે તેની સાથ કેમ પરણેછ !"

"દાદી તું કંઇ હુલડાઇ રખે કરતો ?" બાંનુ દાદીના બોલવાંની ઢપ ઉપરથી ચમકીને બોલી. "મારા બાપ કરૂં, જરા ધીયાંન ઠેકાણે રાખી કાંમ કરજે!"

"બાંનુ માય તમે મારી ફીકર જરાબી ના કરો. હું જીતીયોંબી સરખો, અને મુવોબી સરખો. ફીકર મારી ગુલીસ્તાંનની કરો ! સહવાર પડતાં હજી ઘની વાર છે, પણ સહવારૂં પડે, અને તેટલાં જો તમુને ઉંઘ નહી આવે, તો કસતી કરી મારી વાહાલી ગુલીસ્તાંનને સારૂં તનદરોસતી ભણજો ! અને ખુદા તેને સુખી અને ખુશી રાખે, એવી દુવા માગજો."

## પ્રકરણ ૩૯ મું.

### મોહટાં ઘરનો પોકલ વાંસો !

હંમેશ દુખીઆરાંઓની રાત, દીવસ કરતાં ઘણીજ લાંબી હોય છે.

દીલાવરની બાનુ, દાદીની ફરમાસ પ્રમાણે, જ્યાં સુધી તે જાગતી રહી ત્યાં સુધી, પોતાની તરછોડાયલી અને તજાએલી દીકરી ગુલીસ્તાંનની તનદરોસતી ભણવા લાગી. પણ તનદરોસતી તે કયાં સુધી ભણે, અને કેટલા વાર ભણે ? રાત સારી એકરારો, બેચેની અને તાંન તોડમાં તે દુખી માતાએ પોતાની વાહાલી દીકરીના સંતાપમા કાહાડી. સહવારૂં પડવાની તે કાગને ડોલે વાર જોતી રહી. પણ જેમ જેમ સહવારૂં પડવાની તે વાર જોતી, તેમ તેમ તેની એક એક ઘડી, એક એક કલાક જેટલી લાંબી થતી હોય, એમ તેણીને લાગતું હતું.

પણ અંતે તે દુખીઆરી રાતનો છેડો આવ્યો, અને સહવારૂં પડયું.

સહવારૂં પડતાંજ બાંનુ પોતાના ધણીને મલવા લાઇબ્રેરીવાલાં દીવાંનખાંનામા ગઇ. બેહરાંમશાહ લાઇબ્રેરીમાજ હતા. બાંનુને આવી રીતે સહવારનું પોહોર, એકાએક લાઇબ્રેરીમા આવેલી જોઇ, તેવન વીચારમા પડી, કાંઇ નવી આફતની અટકલ કરવા લાગ્યા.

“ કેમ ? સહવારૂને પોહોર કેમ આવવું પડ્યું ?” બેહરાંમશાહે અજબ થઇ સવાલ કીધો.

“ મે ધારીયું, કે તમે કદાચ બાહાર કાંમે જતા રેહશો, તો પછી તમારો મેલાપ થશે નહી, એમ સમજી હું આવી.” બાંનુએ જવાબ દીધો. “ હું એક અગતના કાંમસર તમારી સાથ વાત કરવા આવીછ બેહરાંમશાહ.”

“ અગતનુ કાંમ ? બાંનુ, આજકાલ બધાંઓજ મારી સાથ અગતનાં કાંમસર વાત કરવા આવેછ.” બેહરાંમશાહે કહ્યું. “ તારૂં અગતનુ કાંમ શું છે ? બોલ, બોલ— જલદી બોલ વરી શું નવું કાંમ નીકલીયુંછ ? ”

"બેહરામશાહ, મને મેહરબાની કરીને કેહવો, કે પેલી ગરીબ ગુલીસ્તાંનનુ શું થયું? ખુદા ખાતર તમે કંઇબી છુપાવતા ના! જે હોય તે મને ખરૂંજ કેહી દેજો!"

"ગુલીસ્તાંન? ગુલીસ્તાંન કોણ? કેઇ ગુલીસ્તાંન?" બાંનુનો સવાલ સાંભલતાંજ બેહરામશાહ હેબતી ગીયા, પણ પોતાના મંન ઉપર કાબુ રાખી બોલવા લાગ્યા. "બાંનુ તું શું બકેછ! ગુલીસ્તાંન કેઇ!"

"બેહરામશાહ! બેહરામશાહ!" બાંનુ પોતાનો દીલનો જુસ્સો દાબી બોલી." તમે ખુદા ખાતર મારાથી હવે કંઇ ના છુપાવતા! તમારા દીકરા દાદીબા સાથ મને બધી વાતચીત થઇ ચુકીછ. તેણે મારી આગલ પોતાની બધી વાતનો એકરાર કીધોછ. કેવી રીતે અને કેવા પ્યારથી દાદી તે ગરીબ છોકરી ગુલીસ્તાંનને ચાહાતો હતો, તેની તમામ હકીકત મારી આગલ તેણે કેહીછ. તેણે બધી વાત જાણીછ; ગુલીસ્તાંનની સાથના તેના લગન અટકાવવા તમે શું શું કીધુંછ, તે——

"અલબત તે કુકટી સાંથના તેના લગન થતાં મે અટકાવીયાં." બેહરામશાહ ગુસ્સે થઇ બોલ્યા. "તે સારૂં તું શું મારી સાથ મરવા આવીછ કે? મારો એકનો એક દીકરો, એક રેંજી પેંજી પારસીની છોકરી સાથ પરણી જાએ, એ શું દીલાવરખાંનના ખાંનદાંનની સોભામા——"

"રેંજી પેંજી! તમે કેમ જાણીયું કે તે છોકરી રેંજી પેંજી હતી!" ગુલીસ્તાંનને થતું અપમાન બાંનુ સાંખી નહી શકવાથી તે ગુસ્સામા આવી, તેનો બચાવ કરવા બોલી ખરી, પણ તુરતજ તેને એક બીજોજ વીચાર આવ્યાથી, તે નરમ પડી જઇ બોલી. "બેહરામશાહ, તમે ઘરાના ધુમેલાને કંઇ સારૂં સુજ પડતુ હોય, એમ મને લાગતું નથી. દાદી તે છોકરીની જુદાઇમા ઝુરાપો લેઇ બેઠોછ. તે ઝુરાપામા ઝુરી તવઇને તાવદાંન થઇ ગીયોછ, તે તમુને દેખાતુંછ કે નહી? આવી ભરજુવાંનીમા તેના બાલ સફેદ થઇ ગીયા, તે કંમરમાથી વાંકો વલી ગીયો, અને ખુદા માલુમ હજી તેના હાલ કેવા થશે! બોલો, બોલો, ખુદા ખાતર બોલો, તે છોકરી કાંહાં છે? તેનું શું થયું?"

"તે પોરીનુ શું થયું, તેની મને કંઇ ખબર નથી." બેહરામશાહે જવાબ દીધો. "મને તો તે છોકરી સાથ વાતબી નથી થઇ."

"તાહારે તમે કોઇ પાસે તેનું કાટલું કહડાવવાની તજવીજ કીધી કે શું!" બાંનુ હવે ઉસકેરાઇને બોલી. "દાદી તે છોકરી સાથ પરણી જાએ, તે અગાઉ તમે તે છોકરીનો રસ્તો કરાવી નાખીઓ કે શું?"

"હા. મેં તે લગન અટકાવીયાં. પણ તુંને એટલી બધી તકરાર કરવાનું કારણ?" બેહરામશાહે પુછ્યું.

"જરા સબર કરો!" બાંનુ બોલી. "એ કાંમ તમે મારી પેલી કંમપેનીયન મીસ બાલફરને સાંપીયું તું નહી?"

"મીસ બાલફર!" બેહરામશાહના હોસ, એ નાંમ સાંભલતાંજ ઉડી ગીયા, પણ હીંમત રાખી બોલ્યા. "તેનુ શું? તે તો મરીબી ગેઇ—"

"નખોદ! બેહરામશાહ, તમારે માથે સહેતાંન ભમી રેહ્યાછ!" બાંનુ રડમસ થઇ બોલી. "ગુલીસ્તાંનને દાદીથી છુટી પાડવા, અને દાદીની સાથના તેના લગન અટકાવવા, તમે પેલી મીસ બાલફર સાથ મલી જઇ એક કાવતરૂં ઉભું કીધુ, અને તેટલાંથી નહી ધરાતાં, તમે તે મડમનુબી અંતે કાટલું કહડાવીયું! અને તેબી પેલાં સુવા રજપુત રૂપસીંહ પાસે——

"ઓ! મુવો છુટો! ખુદાનો માર પડવાનો વખત થયો! આવી બનીયું!" બહેરામશાહ આએ સખુનો સાંભલી ગાફેલ બની ખુરસી ઉપર ફસડાઇ પડયા.

"ધીરા થાઓ! ગભેરાઓ ના!" બાંનુ બોલી. "હું તમુને બચાવવા આવીછ."

"બોલ, બોલ, બાંનુ, એ બધી વાત તેં કેમ જાણી?" તે કંમનસીબ પારસી હવે કાલાવાલા કરી પુછવા લાગ્યો.

"હું તમારી દુશમન નથી." બાંનુએ જવાબ દીધો. "હું તમારા દુખમાં અને સુખમાં ભાગ લેનારી, તમારા હાથની ધરતી છૌઉં, મારો વાંક

ગમે એવો નહી માફ થાય તેવોઅી હોય, પણ ખુદાને હાજર નાજર જાણી, તેના કસંમ ઉપર હું તમુને જણાઉંછ, કે તમારી સાથ પરણી, એક પરણેતર તરીકેની મારી તમામે તમામ ફરજ, મે પુરેપુરી બજાવીછ. તમારા કેહવાની, કે પુંછવાની મેં વાર જોઇ નથી. પેલા રજપુતે જેની ફારજરી કીધીછ, તેના પુરેપુરા રૂપીયા ભરપઇ કરવા સહવારનો હું દાદીને મોકલાવી ચુકીછ, સમજ્યા. હજુઅી તમુને કેહુંછ, કે પેલી ગુલીસ્તાંનનુ તમે શું કીધુંછ, તે મને કેહી દેઓ ?"

"બાંનુ, હું બધું ખરેખરૂ કેહી' દેઉંછ." હવે બેહરાંમશાહે પોતાના તમામ ભેદને જાહેર થએલો જોઇ, બોલવા માંડયું. "તારી કંમપેનીયંન મરે ! આએ બધી મોહોકાંણ, તે રાંડ કંમજાતથી થઇછ. ચંપાબાગમા આફત, સીતમ, અને માહેતમ, તે ચંડાલથીજ આવેલાં છે. ગુલીસ્તાંનને, દાદીની સાથ તે રાંડે કેથે જોઇ હોસે, તે ઉપરથી તેને ખબર કાહાડી મને જણાવીયું, કે દાદી તે છોકરીના પ્યારમા પડેલો છે, અને તેની સાથે તે પરણવા નીકલીયોછ. તે બેઉ જંનને એક બીજાંથી છુટાં પાડવાની તે કસકુનમે મને હીકમત કેહી, અને મેં તે કબુલ કીધી. દાદીને ગુલીસ્તાંનથી છુટો પાડવાનુ કાંમ તેને પોતે રાજી ખુશીથી પોતાને માથે લીધું. તેને એક મોહટું કાવતરૂં રચીયું. તે ગુલીસ્તાંનને ઘેર પોહોચી ગેઇ. તેની દયા ખાઇ તે તેના પેટમા ભરઇ ગેઇ. ગુલીસ્તાંને તેની ઉપર વીસ્વાસ મુકીયો. તે ફીતુરી મડમે ગુલીસ્તાંન આગલ એક ફીતુર કીધું. ગુલીસ્તાંનને તેણીએ એવુ સમજાવીયું, કે તેની બેહનને એક જવાંન પારસીએ પરણવાની કબુલાત આપી, ફુસલાવીને ફસાવી, અને પાછલથી તે કોઇ બીજી બઇરી સાથ પરણી ગીયો. મારી સાથ આગમજથી ગોઠવણ કીધા પ્રમાણે, હું, દાદી અને ઍમીલી તેજ દાહાડે સાંજે, ગાડીમા ફરવા નીકલીયાં, અને તેજ વખતે, તે કસકુનમ, પેલી પારસીની છોકરીને હમારી ગાડી જે રસ્તેથી પસાર થવાની હતી, તે રસ્તા ઉપર લેઇને ફરતી હતી. હમારી ગાડીને આવતી જોઇ, તે કરતુકની ભરેલી ઓરતે

એક ચીસ પાડી, પોતાની બેહનને ફસાવનાર પારસી તરીકે દાદીને ઓલખાવીઓ, અને તેની બયરી તરીકે ઍમીલીને જણાવી.

"અને તેં નીરદોશ છોકરીને એવું સમજાવીયું, કે દાદી પરણેલો છે." બાંનુએ દાંત પીસી પોતાનો ગુસ્સાને દબાવી પુછ્યું.

"પરીણામ એ આયું, કે શરમ અને બેજાલતની મારી, અને પોતાના દીલની તમામ ઉમેદોનો ભંગ થાયલો સમજી તે છોકરી નાસીપાસ થઇ ગઇ, અને જે ઘરમા તે રેહતી હતી, તે ઘેર એકદમ તેજ દાહાડે ખાલી કરી, કોણુ જાંણે કાંહાં જઇ રહી. એ રીતે દાદીના લગન ગુલીસ્તાંન સાથ થતાં અટકીયાં."

"પણુ મારી હાલત પેણુામાથી નીકલી ચુહલામાં પડવા જેવી થઇ. દાદીના ગુલીસ્તાંન સાથે થતાં લગન અટકાવવાની સજા, મને ભારી અને ભયંકર થઇ પડી. કેમકે ગુલીસ્તાંનનાં લગન અટકાવવાનુ ઇનામ, મીસ બાલફુર મારી પાસે એવું તો માંગવા લાગી, કે તે ઇનામ હું તેને આપી શકીયો નહીં."

"તેને શું ઇનામ માંગ્યું ?" બાંનુએ પુછ્યું.

"તેને દાદી સાથે પરણુવા માગ્યું." બેહરાંમશાહ બોલ્યા. "દાદીની અંદર તેનો ડોલો પેહલેથીજ ભરાયલો હતો. દાદીમાંજ નહી, પણુ દાદીના બાપની મોહટી દોલતમાબી તેની નજર ખોબાઇ હતી. તારી કંમપેનીયંન તરીકે આએ મકાંનમા રેહી, તેને પાતાલ પાંણી ચલાવી, મોરી કોરડી રાખી હતી. તે ગુજરાતી વાંચતા અને લખતાં શીખી હતી. તેને ઝંદ અવસ્તાના કલાંમો મોહડે કીધા હતા. તે કસ્તી કરતાં શીખી હતી. એટલુંજ નહી, પણુ પારસી સાડી અને કપડાંબી પેહરવાની પ્રેકટીસ તેને કીધી હતી. તેને સાફ કેહુ, કે જોઇએ તો મને તમારા જરથોસ્તી ધરમમા લઇ, મને સદરો કસ્તી પેહરાવો. હુ દાદીને મારા જીગરથી ચાહુંછ, અને હું તેની સાથ પરણી તેનો ભવ સુખી કરસ. તે એકની બે થઇ નહી. હું જાહારે બજીદ થયો, તાહારે તે ડોલા ફેરવી ધમકી આપવા લાગી. તેને કહ્યું કે "જો તમે દાદીને

મારી સાથ પરણુવા નહી સમજાવસો, તો હું સઘળો ભેદ ફોડી દેવસ: એટલુંજ નહીં, પણ કૉનઝરવેટરીમા બાંનુનું ખુંન કોણે કીધું હતું, તે ભેદ હું જાહેર કરી દેવસ, કેમકે તે વાતંનો સઘળો ભેદ મેં જાણેલો છે, અને મેં બાંનુને ઉંઘમાં બબડતી સાંભલી હતી."

"તમારાં કીધાં તમનેજ ભારી પડયાં." બાંનુ બોલી. "મારી બીમારીમા મારી ઉપર જાુસુસ રાખવાની મતલબથી તમે તેને લાલચ આપવા કેહી, તાહારે એમ થયું કેની!"

"મારા તો ટાંકાજ ઢીલા થઇ ગીયા." બેહરાંમશાહે આગલ ચલાવ્યું. "હું લાચાર થયો. સુલી વચ્ચે સોપારી જેવી મારી હાલત થઇ પડી. ઘણીબી મે તેને સમજાવી, પણ તે સમજીજ નહી. જાહારે તે નહોજ સમજી, તાહારે——— તાહાંરે મને સેહતાંન સુઝ પડીયો. સેહતાંનનુ નાંમ લેતાંજ, સેહતાંને મારી પાસે પોતાનો 'એજંટ' મોકલી આપીયો. રૂપસીંહ સાથ મારી મુલાકાત થઇ, અને———અને તારી કંમપેનીયંનને સદાની નાબુદ કરવાનુ કાંમ, મેં તેને સોંપીયું. બાંનુ, તારી કંમપેનીયંન મીસ બાલફુરનુ ખુંન, રૂપસીંહે, વાદરે, લેડી જમશેદજીના પુલ ઉપર કીધું. મેં તેને ભમાવીને તે તરફ મોકલી, અને રૂપસીંહે તેનું કાંમ તમામ કીધું. હમારી ઉપર કોઇબી રીતનો શક આવે નહી, એટલાં વાસ્તે હું અને દાદી બંને જન મારબલ હૉલવાલી ડીનર પારટીમા તે દાહાડે મોડી રાત સુધી રોકાઇ રેહા હતા."

"પણુ આફ્ત તો જેની તેજ રેહી." બાંનુ બોલી. "મીસ બાલફુર મરી ગઇ, અને રૂપસીંહ જમની કાંની સાંમે આવી ઉભો, તે જોયો કેની?"

"તે જંમનોજ 'એજંટ' હતો, એટલે જંમની કાંની આવી ઉભો રેહવો જોઇએ!" બેહરાંમશાહે નીરાસીનો દંમ ભરી કહ્યું.

"ખુદાની લાકડીનૂ અવાજ નથી." બાંનુ બોલી. "હવે જો રૂપસીંહનુ મોહોડું નહી દબાયું તો———"

" ઓ! બાપ, મને હવે તેરી લે!" બેહરાંમશાહ દીલાદગ્ય થઇ કપાળ કુટી બોલ્યા. " અરે હું કંમબખતીના ઘેરાએલાને કંઇ સારૂં સુજ પડયુંજ નહી."

બેહરાંમશાહ, હવે હીંમત પકરો." બાંનુએ કહ્યું. " હજીબી સઉ સારૂં થશે. મારા કેહ્યા પરમાણે જો કરો તો—

" તું જેબી કેહ તે કરવા હું તઇયાર છેઉ." બેહરાંમશાહ એકદમ બોલી ઉઠયા. " બોલ—બોલ, તું શું કેહછ બાંનુ ?"

" ગુલીસ્તાંન જો હજી જીવતી હોય, તો દાદી સાથે તેના લગન કરવાની મને તમે કબુલાત આપો." બાંનુએ કહ્યું. " પણ અરે તે જીવતી હોસે કે ?"

" મારે કબુલ છે. મોહટી ખુસીથી તે છોકરી સાથ હું દાદીના લગન કરવા કબુલ થાઉછ." બેહરાંમશાહે કબુલાત આપી." બોલ બીજું શું—"

" બસ એટલુંજ." બાંનુ એક ઉંડો દમ ભરી, બોલી. " તમારો દીકરો દાદીબા સહવારનો રૂપસીંહની ફૅરજરીનો નીકાસ કરવા રૂપીઆ લેઇને ગીયોછ. તે હવે આવતો હોસે. હું જાઉંછ. દાદી આવસે તેવોજ હું તમારી આગલ તેને મોકલી આપસ. હાલ તુરત તમારે જરાબી ફીકર કરવી નહી."

## પ્રકરણ ૪૦ મું.

### કરમ કાલાં, તેના રૂપ ઉજલાં કયાંથી હોય ?

" દાદીઆ, ? તું આગો કે દીકરા ! એટલો જલદી ? કેમ શું કીધું ?"

બાંનુ, બેહરાંમશાહની આગલથી નીકલી જેવી પોતાના દીવાંનખાંનામા જતી'હતી, તેવોજ દાદીને સાંમેથી આવતો જોઇ બોલી.

" પણ તમે હીંયાં કેમ માય ?" દાદીએ બાંનુને ચાલમાથી પસાર થતાં જોઇ પુછયું: " તમે કાંહાં ગીવાં'તાં ?"

" હું તારા બાપને મલવા ગેઇ'તી દાદી." બાંનુએ જવાબ દીધો. " તું મારી સાથ ચાલ, મને તારી સાથ કંઇ વાત કરવીછ દાદી."

બાંનુ દાદીને પોતાની સાથે પોતાના રૂમમા લેઇ ગઇ, અને ત્યાં, બેહરાંમશાહે ગુલીસ્તાંનના બાબમા કરેલો તમાંમ ખુલાસો, તેણીએ દાદીને કહી સંભલાવ્યો. મીસ બાલફર કેવી રીતે ગુલીસ્તાંનને ઘેર ગઇ, અને ગુલીસ્તાંન સાથ દોસ્તી પાડી, દાદીથી તેણીને જુદી પાડવા કેવાં કેવાં કાવતરાં તેણીએ રચીયાં, તથા કેવી રીતે ગુલીસ્તાંન પોતાનું ઘેર ખાલી કરી ગેઇ, અને બેહરાંમશાહે મીસ બાલફરનુ ખુંન શા સારૂં કરાવ્યું, રૂપસીંહ સાથે તેવનને કેમ ગાંઠ પડી, તે સઘલી હકીકત જેવી રીતે બાંનુએ બેહરાંમશાહને મોહડેથી સાંભલી હતી, તેવીજ રીતે બોલે બોલ તેણીએ દાદીને જણાવી સેવટે, ગુલીસ્તાંન સાથના દાદીના લગનની કબુલાત બેહરાંમશાહ પાસથી બાંનુએ કેવી રીતે મેલવી હતી, તે સઘલી બીના તેણીએ દાદીની આગલ જાહેર કીવી.

આ સઘલી ખબર સાંભલ્યા પછી દાદીની ખુશાલીનો પાર રહ્યો નહી. પણ અફસોસ ! તે ખુશાલી કેટલી તકલીદી હતી. બાંનુ સાથ દાદી વાતચીતમાં રોકાયલો હતો, તેટલાં બાંનુની નવી કંમપેનીયંન નાજુએ આવી દાદીના હાથમા એક કાગજ આપ્યું.

"એ કોણુ લાયું ?" દાદીએ તે કાગજ જોતાંજ ચમકીને પુછયું.

"મી૦ બેજંમજી બંમબંમે બામદાદની ઑફીસમાથી એવું કહીને મોકલાવ્યુંછ, કે એ કાગજ ચંપાબાગમા આપી આવવું." નાજુએ જવાબ દીધો.

તે કાગજ ચોળાયલું ચંપાયલું અને ડાઘ ડુઘવાલું હતું. તે ઉપરના દસકત કોઇ બઇરાંને હાથના ચકરડાં ભમરડા જેવા લાગતા હતા, અને તે ઉપર સરનામુ નીચે પ્રમાણે હતું.

ઘણુંજ તાકીદનું.

ભાઇજી

જમશેદ અથવા દાદી.

કોટમા બામદાદ નુંસના છાપાખાનામા પોંહોચે.

દાદી તુરતજ પરબીડું ફોડી તેમાથી કાગજ કાહાડી વાંચવા લાગ્યો. વાંચતાંજ તેના ચેહરા ઉપર તરેહવાર ફેરફારના ચમકારા થતા બાંનુએ જોયા. પણુ બાંનુ તેને કંઇબી પુછે, તેટલાં દાદી બોલી ઉઠયો:—

"મલી! અંતે મલી! મારી ગુલીસ્તાંન મલી! પણ અરે! તે તો મરવા પડીછ!"

દાદી, પાસે પડેલી ખુરસી ઉપર ફસડાઇ પડી છાતી અને કપાલ કુટી રડી પડયો, અને બાંનુ તેના હાથ માહેલું કાગજ લઇને વાંચવા લાગી.

મજગામ. મુંબઇ.

ભાઇજી જમશેદ અથવા દાદી.

લખવા કારણુ એ જે ગુલીસ્તાંન ઘની બેહાલ છે. ડાકટર આયો'તો, તે ના કેહી ગીયોચ. ઘરીપલ છે. ભાઇજી, ગુલીસ્તાંન, તમુને મલવા માગેચ. તુમારૂં ઠેકાણું બરોબર મંને ખબર નહી

યન તમે કેહી ગેયલા, કે કોટમા બામદાદના છાપાખાનામા મોકલવું, તેથી તાંહું આએ કાગજ મોકલીચુંચ. તસકીર માફ કરજો, ને વાંચતાને.વાર નીફરી પરજો.

લા૦ માકીબઈ ભીખાજી ભાલરભુંજા.

"અરેરે મારી દીકરી—અંતે તારાં મોતના આએ સમાચાર મારા હાથમા આવી પડયા!" બાંનુ પોતાની છાતી કુટી રડી પડી.

"ગુલીરતાંન ખરેછ! મારા ખુદા! મારી ઉપર આએ કેવો જુલમ!" દાદી રડી પડયો.

"નહી નહી, હું તેને એમ મરવા દેવસ નહી! બાંનુ એકદમ ઉઠીને બોલી." દાદી ઉઠ! ગાડી જોડાવ! મને જલદી મારી દીકરી પાસ હમણાં ને હમણા લેઇ જા! મારી દીકરીને હુ મારી નજરે જોઉં! મારી દીકરીને હું મારી છાતીએ દાબું! ઉઠ, દાદી, જલદી ઉઠ. જો તે મરી જશે, તો મને મલવાનો ઓરતો રેહી જશે."

દાદી તુરતજ ઉઠી ઉભો થયો, અને બાંનુ પણ સાડી પેહેરી તઇયાર થઇ. એક વખતની આ લક્ષાપતી ધણીની ધણીઆણી પોતાનો ટેક અને મોભો ભુલી જઇ, મજગામ મધે એક મીસકીન મકાનમા, પોતાની તરછોડાયલી અને તજાએલી દીકરીને મરતી વખતે મલવા, જેવી તે દાદી સાથ પોતાના ઓરડામાથી બાહાર નીકલતી હતી, તેટલાંમા નાજુએ એક બીજું કાગજ લાવી દાદીને આપ્યું. દાદીએ તુરતજ તે ઉઘેદી વાંચવા માડયું.

મારા મેહેરબાંન દોસ્ત દાદીબા,

ગેઇ કાલે તુરંગમાથી મારો છુટકો થયો છે. હું મુંબઇ સદાનો છોડી જાઉંછું. પણ તે આગમજ તુને એક વખત છેલ્લી વાર મલવા, મારો જીવ ભરાઇ રેહોછ. આએ કાગજ સાથ મારૂં

હાલનું ઠેકાનું બીડેલું છે. આજે રાતની કલકત્તા મેલમા હું કલકત્તે ઉપડી જવસ, અને ત્યાંથી હું સીંગાપોર નીકલી જવસ.

લા૦ તારો સદાનો શુભઇચ્છક.

રૂસ્તમ જાલ જાબુલી.

“રૂસ્તંમનો છુટકો થયો!” દાદી બાંનુના હાથમા રૂસ્તંમનુ કાગજ આપી બોલ્યો. “કેવું સાંટક! કેવો અજબ સંજોગ!”

“અરેરે ખુદા! આએ કેવો ગજબ!” બાંનું ડચકાં ખાતી બોલી. “શું દીકરીને મરતી વખતે મલવા બાપનો છુટકો થયો? શું દીકરીને મોહોડે પરવા, બાપ સુરંગમાથી છુટો!”

“માય! હીંમત રાખો!” દાદીએ બાંનુને સમજાવી. “ગુલીરતાંન સારી થશે! ખુદા તેનાં દુખ દફે કરશે! તમે જલદી ચાલો!”



## પ્રકરણ ૪૧ મું.

### કળીનું કરમાવું.

હવે આ ગંમખાર કાહાંણીના દીલભેદક બનાવોને લંબાવવાની હું જરૂર જોતો નથી. વાંચનાર મેહરબાંનો મારી આ વારતાના સેવટ ઉપર આપો આપ આવી લાગેલાં હોવાથી, બાકીના બનાવોની તમામ હકીકતનો ઇનતેખાબ રજુ કરવો, હું હવે બહેતર સમજું છું. તોપણ આ સંસારી ચીતારમા હજી ઘણું જાણુવાનું અને ઘણું જોવાનું છે.

દાદી અને બાંનુ, બંને જન, ચંપા બાગમાથી, પોતાની મરતી વાહલીના પત્તાનો પેગાંમ મલતાંજ, મારતી ગાડીએ નીકલી પડયાં, અને જતાં જતાં તેઓ રૂસ્તમ જાબુલીને પોતાની સાથે લેતાં ગયાં.

રૂસ્તમ, આગલેજ દાહાડે તુરંગમાથી છુટેલો હતો. સરકારની મરજીમા આવે ત્યાં સુધી તેને કેદમાં રાખવાની સજા થએલી હોવાથી, તેને સરકારની મરજીથી છોડવામાં આવ્યો હતો. ફકત દાદીને મલવા સારૂજ તે મુંબઇમા અટકી પડેલો હતો, કેમકે તેણે મુંબઇ છોડી એકદમ સીંગાપોર તરફ નીકલી જવાની તમામ ગોઠવણોની તઇયારી કરી રાખી હતી. પણ કરમના લેખ જુદાંજ હતા. તેના પોતાના માસ અને લોહીની બનેલી તેની દીકરી ગુલીસ્તાંન, આજ સુધી તજાએલી તરછોડાયલી અને હીણુપસતીથી હીણાયેલી, તેની નજર સામે વસતી હતી, છત્તાં તે તેણીને ઓલખતો નહી હતો, તે દીકરીને તેની આવી પાહાડ જેવી ઉંમરે, પોતાની નજર સામે મરતી જોવાની તેની 'સરજત,' તે કાંહાંથી ટલે!

"ખરી વાત છે, કે કરંમ કાલાં તેના રૂપ ઉજલાં કયાંથી હોય!"

રૂસ્તંમના ગમનો પાર હતો નહી. બાંનુ અને દાદીએ ગુલીસ્તાંનની તમામ હકીકતથી રૂસ્તમને જાણીતો કીધા પછી, આ હીણુભાગ્ય બાપ પોતાની દીકરીને તેની મરતા ઘડીએ, પોતાની ગોદમા દાબવા, બાંનુ અને દાદીની સાથે ચાલ્યો.

ઓ ! તે મોતનું બીછાણું હતું, કે નીરાંત અને શાંતીનુ વતન હતું !

એક નાંહલ્લા જેવા કોચ ઉપર ગુલીસ્તાંન પડેલી હતી, અને તેના બીછાંણાની આજુબાજુ, બાંનુ, દાદી અને રૂસ્તંમ જાપુલી, આ છાતી ફાટે એવાં દુખનો ગંમ, પોતાના દીલમાંજ દાબી, જેમ તેમ શાંતીનો દેખાવ કરતાં, ગુલીસ્તાંનનો મરતો ચેહરો જોતાં ઉભાં હતાં.

બધો ખુલાસો અત્યાર આગમજનો થઇ ગયો હતો. દીલાવરખાંનની બાંનુએ પોતાની મરતી દીકરી ગુલીસ્તાંનને ગલે લગાડી, ધીમે ધીમે તેની આગલ સઘલો ભરમ ખોલી, તેની જણુતી તરીકે પોતે જાહેર થઇ, અને રૂસ્તંમ જાપુલી તેના બાપ તરીકે તેજ વખતે તેને ભેટી પડયો. એ પછી દાદીની ઓલખ બાંનુએ ગુલીસ્તાંનને આપી જણાવ્યું, કે તેના પ્યારમા પડેલો શખસ કોઇ નહી, પણ ખા૦ બા૦ બેહરાંમશાહાનો વારેસ અને ચંપા બાગનો માલેક પોતે હતો, અને મીસ બાલફુરે રચેલાં ભયંકાર કાવતરાંના તેઓ બંને જન ભોગ થઇ પડયાં હતા.

મરતાં મરતાંબી આ ખુલાસાથી ગુલીસ્તાંનની જીંદગીને ગોયા નવો જીવ અને નવું જોર હાંસલ થતું હતું. ગુલીસ્તાંને જ્યારે જાંણ્યુ, કે તે પોતે એક માતબંર અને ખાંનદાંની માયબાપની દીકરી છે, ત્યારે બે વરસની વાત ઉપર ચંપા બાગમા પોતાની જણુતી સાથ તેણીને જે ટપાટપી થઇ હતી, તે દેખાવ તેના મોતના બીછાણા આગલ, તેની નજર સામે આવી ઉભો. જ્યારે તેણીએ જાણ્યું, કે દાદી, જે આજ સુધી જમશેદને નાંમે ઓલખાંતો હતો, તે કોઇજ નહી, પણ એક આગેવાંન પારસી શેઠીઆનો તે એક પુરો દીકરો, અને ચંપા બાગનો વારેસ અને માલેક છે, અને તે હજી કુમારોજ છે, ત્યારે——ત્યારે તે પોતાનુ સઘલું દુખ ભુલી ગઇ. તેની ખુશીનો પાર રહ્યો નહી, અને હસતે ચેહરે, અઠાગ અને અનંત પ્યારભરી નજરથી તેની તરફ તે ટીકી ટીકી જોવા લાગી.

કોણ તેની કદર બુજે ! કોણ તેની કીંમત કરે ! કોણને તેનો ખ્યાલ આવે !

જમીન ઉપર એવી કોઇ જબાંન નથી, અને આદમીની એવી જીભ નથી, કે ગુલીસ્તાંનની મરતી વખતની તે ખુશાલીનુ બયાંન તે કરી શકે.

મરવા વગર છુટકોજ નથી. નાખ તેનો નાશ તો નકીજ છે. પણ જીવવાની જ્યારે જરૂર, ત્યારેજ મરી જવું, એના જેવો સંતાપ–કોઇ સંકટમા નથી. એના જેવું દુખ કોઇબી દુનીયાંમા નથી.

આ દેખાવથી બાંનુની છાતી ફાટ ફાટ થઇ રેહી. બે વરશની વાત ઉપરની તેની તુમાખી, તેની તેહેકરાઇ, અને તેની ગુમાંની માટે તે પસ્તાવો કરી, હાય હાય કરવા લાગી.

"અરે મારાં ભાયગ ફુટેલાંની હું ઘરાની લુમેલી, તે મને સારૂં સુજ પડયુંજ નહી. અરે દીકરી તું જહારે ચાલી ચલાવી મારે ઘેર મારી સાંમે આવી ઉભી, તેજ વખતે જો તુંને મે મારે ગલે લગાડી હોતે, તો આજે તું કદીબી એમ મરી જતે નહી."

"અરે ખુદા!" દાદી ગુલીસ્તાંનને મુશકેલીથી દંમ ખંચતી જોઇ, દાંતમા પોતાના હોઠ કરડી બોલ્યો. "અરે ખુદા, આવાં આવાં દુખો અને, આવી આવી નીરાસીઓ આદમીને સારૂં આએ દુનીયાંમાં પેદા કરવામા તારી શું મતલબ હોસે! ગુલીસ્તાંન–ઓ! તું અંતે મને મુકી જાએછ!"

દાદી તેજ વખતે ગુલીસ્તાંનનાં બીછાણા આગલ જમીનપર ફસડાઇ પડી, તેનો હાથ પકડી પોતાની આંખોમા દાબી રડતાં બોલ્યા.

"રડો ના, રડો ના, માયજી, ના રડો." ગુલીસ્તાંન ઝીમાઇ જતે અવાજે, પોતાની આસપાસ પોતાનાં વાહાલાંઓને રડતાં જોઇ બોલી. "દાદી, વાહાલા દાદી, દુખી ના થા. હું સુખી થવા જાઉછ."

"એમ હીંમત ના મુકી દે દીકરી ગુલીસ્તાંન." રૂસ્તંમે તેને ધીરજ આપી. "તુને ફકત નબલઇનુ દરદ છે. ખુદા સારૂં કરશે. મે મોહટા ડાકટરોને તેડવા માંનસ મોકલીયાંછ. તે હમણા આવતા હોસે."

"બાવા–બાવા–બાવાજી!" ગુલીસ્તાંનની જીભ ખેચાવા લાગીયાથી તે લડડતી જીભે બોલી. "મા–મા–માયજી, મારી આંખે–આં–આં–આંખે અંધારાં આવેછ! મારો–દાદી કાંહાં છે! અરે–એ બધો વાંક મારોજ છે!"

"ગુલ! ગુલાબ! મારી ગમ જો! ઓ, મને મુકીને તું કાંહાં જાએછ!" દાદી બુમ પાડી રડયો." રૂસ્તમબા—મારી ગુલીસ્તાંન મરેછ, ને તમે જોયા કરોછ!--ઓ–તેના ડોરા ખેંચાયછ, બાનુ–

"ઓ મારી દીકરી, આજે તુ કેવી કમોતે મરેછ." ગુલીસ્તાનનો દંમ આખર થતો જોઇ બાનુ રડી પડી.

"ગુલ મને માફ કરજે-મારી ગુલીસ્તાંન–

"સુખી રેહજો–" ડોલા ફાડી નાખી ગુલીસ્તાંન ખેચાતી જીભે બોલી દાદી ઉપર મેહરબાની રાખજો. દાદી—દા—દી–

"અરેરે કોઇ આવો——રે–

"કાંહાં મુવો ડાકટર——હજી

પણ તેટલાં ગુલીસ્તાંને મોત અને જીવની વચ્ચે એક જબરી તાંણ તોડ કરી, પોતાના ડોલા ફાડી દાદી તરફ જોઇ, સેહજ મલકાઇ હસી, અને એક ઉંડો દમ ખેંચી, આ ફાંની દુનીયાંની જંજાલમાંથી છુટી ગઇ.

"અરેરેરે–જો જો એ કેવી તફરેછ——" બાંનુ બોલી.

"અરેરે દીકરી, તેં અંતે દગો દીધો!" રૂસ્તમે બુમ પાડી.

"ઠંડી–બરફ જેવી ઠંડી."

ગુલીસ્તાંનનો આએ દુનીયાંમા તે છેલ્લો દંમ હતો. ગુલીસ્તાંનની આએ દુનીયાં તરફ તે છેલ્લી નજર હતી. દુખ, અને વિપતી, સંકટ અને સંતાપ, ગરીબી અને મુફલેસી વચ્ચે આ ખુબસુરત, નેક, ભલી પણ દયાંનત અને અસમતની પાક, ઉમેદભરી સદગુણી પારસી નારે, પોતાનો જીવ પોતાના પેદા કરનારને સ્વાધીન કરવા આગમજ, એક છેલ્લો દંમ ખેંચી, એક છેલ્લી નજર તેણીએ પોતાના ધારેલા ધણી તરફ ફેરી, આ દુનીયાંની માયા છોડતાં તે બોલી:—

"ચશ્મ"

## પ્રકરણ ૪૨ મું.

## કટલે હુંમ!

તેના દીલની વાત તેના દીલમાજ લેઇને તે મરણ પામી! તેના મંનની ઉમેદ તેના મનમાજ લેઇને તે ગઇ! જે જોબનવંતી જવાંની, અને ખીલતી ખુબસુરતીના બાહારમા તે ખીલતી કળી કરમાઇ મુરઝાઇ ગઇ, તે દુખ જેવું દુખ કલ્પી તેનો ચીતાર ચીતારવા કલમ અશક્ત છે.

* * * *

રૂસ્તમે, દાદી તથા બાંનુને ધીરૅજ આપી સમજાવ્યું, કે હવે તેઓએ ગુલીસ્તાંનના રવાંન ઉપર વધુ માહેતમ કરવાનુ બંધ કરી, તેઓએ ચંપાબાગ તરફ એકદમ નીકલી જવું, નહી તો તેમની તરફ લોકોનું ધ્યાંન ખેંચાશે, અને તેમ થતાં લોક ચરચા વધશે.

રૂસ્તમે પોતાની વાહાલી દીકરી ગુલીસ્તાંનની પાયદસ્ત સુધી તેની પાસેજ રેહવાનું, તથા સઘલી ધરમ ક્રીયા કરાવવાનુ પોતે માથે લીધું, અને બાંનુ તથા દાદી ગુલીસ્તાંનને છેલ્લો સેજદો કરી, રડતી આંખે અને તુટેલે દીલે, પોતાને મકાંને ગીયાં.

ચંપા બાગમાં તેઓ રાતના નવ વાગાને સુમારે જઇ પુગ્યાં. બંનેના ગંમથી જખમી થએલાં દીલ એવાં તો નીરાસ થઇ ગએલાં હતાં, કે દુનીયાં તેમને મનથી ડુબી ગએલી હતી. પોતાની મીઠી ઉમેદનો નાશ, સુખની ખુવારી, અને આશાનો ભંગ થયા પછી, હવે તે બંનેના દીલમા એકજ સવાલ એકી વખતે ઉભો થયો હતો, કે હવે 'જીવવું કે, નહી જીવવું!'

પણ નંહી. ચંપા બાગમા ખુવારી અને ખરાબી, એટલેથીજ અટકી રેહે એમ હતું નહી. ખુદરતની મરજી હજી કંઇક વધારે રંગ દેખાડવાની હતી, એટલે—એટલે બાપાર!

રાતનાં નવને સુમારે બાંનુ અને દાદી રડતી આંખે, અને તુટેલે દીલે, જેવાં ચંપા બાગમાં દાખલ થયાં, તેવાંજ નોકરો અને બાંહારના લોકોના ટોલનાં

હૉલમાં એકઠાં થઇ ઉભેલાં જોઇ, તેઓ બંને જન હેબતી ગીયાં. બાનુ અને દાદીને આવેલાં જોઇ, તેમની આસપાસ ચંપા બાગના નોકરો ઉદાસી ચેહરે, અને રડતી આંખે ફરી વલી, સાલાવજ જેવાં ઉભાં રેહ્યાં. પણ તેઓને ખરી વાત કેહવાની કોઇનીબી હીંમત ચાલી નહી. અંતે બાંનુની કંમપેનીયંન નાજુ બોલી:—"બેહરાંમશાહ શેઠે આપઘાત કીધો!"

"આપઘાત! ઓ——"

કાંનના પરદા ફાડે એવી એક જબરી ચીસ પાડી, બાંનુ બેહોશ થઇ, તેજ ઘડી જમીન ઉપર પટકાઇ પડી. નોકરો તેજ વખતે તેણીને ઉંચકી તેણીનાં રૂમમા લેઇ જઇ, તેણીની સારવાર કરવા લાગ્યા. દાદી આ નવાં નખ્ખોદના સમાચાર સાંભલી હેબતી તો ગીયોજ હતો, પણ હીંમત રાખી પોતાની ઉપર આવી પડેલી આફત સામે ટકી રેહવા, તે મુસ્તકીમ થઇ ઉભો.

તેણે નોકરોને સવાલ કીધો, અને કારભારીએ જવાબ દીધો, કે અગીઆર વાગા સુધી બેહરાંમશાહ લાઇબ્રેરીમાજ હતા. બરાબર બાર વાગે સોલીસીટર સોલીભઇ આયા હતા. તેવને શેઠને મલવા સારૂં પુછાવ્યું; પણ શેઠે કેહવડાવ્યું, કે તેવનના જીવને સારૂં નથી, તેથી તેવન હમણા મલશે નહી, પણ સાંજના મલશે. સોલીભઇ પાછા ગીયા, અને સાંજના સાડા પાંચ વાગે પાછા આયા. જરબાંનુ ફરવા જતાં હતાં, તેવન જતાં જતાં લાઇબ્રેરીમા શેઠને મલવા ગીયાં, પણ બારણાં અંદરથી બંધ હતાં. તેવને ઠોક્યાં, પણ કંઇ જવાબ મલીયો નહી. જવાબ નહી મલીયાથી હમુને શક પડીયો, અને હમોએ બારણાં ભાંગી નાખીયાં, તો બેહરાંમશાહ શેઠ ભોંય ઉપર પડેલા દેખાયા. તુરતજ ડાકટર ફાઉલરને તેડાવી મંગાવીયો. તપાસ કરતાં મરહુમના હાથમાથી એક નાહાલ્લી જેવી શીસી ડાકટરને મલી.

"તે સીસીમા શું હતું?" દાદીએ પુછ્યું.

"હાઇડ્રોસીઍનીક ઍસીડ!"

આ દીલને રૂંઢી નાખનારી ખબર સાંભલતાંજ, દાદી અઘલો મામલો પામી ગયો. એક સેકંન્ડમા કેવી રીતે હવે તેને કાંમ લેવું, તેના ઠેડાવ ઉપર

તે ઝટ આવી ગયો. તે સેહજબી ગભરાયો નહી. તેણે સેહજબી ધારસ્તી, કે ગંમગીનીની નીશાની પોતાના ચેહરા ઉપર પ્રગટ થવા દીધી નહી, પણ ધાડે અવાજે તેણે તેજ વખતે સવાલ કીધોઃ—

"સોલીભઇ છે કે?"

"તેવન લાઇબ્રેરીમા કેવારની તમારી વાર જોતા બેહાછ." કારભારીએ જવાબ દીધો. "તેવન કેહવા લાગા, કે હીરાવરખાંનના ખાંનદાંનનો હું જુંનો દોસ્ત હોવાથી, દાદીશેઠ આવે તાંહાં સુધી મારે હીંયાં રેહવું જ જોઇએ."

"દોસ્ત? બદમાસ! મુજી! દોસ્ત?" દાદી મનમા દાંતીયાં પીસી બોલ્યો. "જાઓ, કાઇ જઇને સોલીભઇને કેહવો, કે હું તેવુંને હમણાં લાઇબ્રેરીમા આવી મલુંછ."

દાદી તુરતજ પોતાના રૂમમા ગયો. અંદર જઇ તેણે બારણાં બંધ કીધાં, અને પોતાની કબાટમાથી એક ઘણીજ નાહલ્લી રીવોલવર કાહાડી તેમા ગોલી ભરી, તૈયાર કરી, તેને પોતાના ખીસાંમા મુકી. એ પછી તેણે પોતાની એક બીજી કબાટ ધીમે રેહી ઉઘાડી, તેમાથી એક નાહલ્લી જેવી શીસી કાહાડી, તે પોતાનાં દગલાના ખીસાંમા સંતાડી, અને ઓરડામાથી બાહાર નીકલી લાઇબ્રેરી તરફ ગયો.

ધીમે અને મકમ પગલે તે ગુપચુપ લાઇબ્રેરીમા દાખલ થયો, અને દાખલ થતાંજ તેણે લાઇબ્રેરીનાં બારણાં અંદરથી બંધ કરી, કળ દેઇ દીધી.

"દાદીબા, તમારા કુટુંબ ઉપર આવી પડેલી આએ નહી ધારેલી આફતથી, હું ખરેખર દુખી છેઉ." દાદાને લાઇબ્રેરીમા દાખલ થયલો જોઇ સોલી દયાનુ ડોલ ઘાલી બોલ્યો.

"પણ એ આફતનુ મુલ કારણ કોણ છે. મારાં કુટુંબની ઉપર આવી આફત અને ખુવારી નાખનાર કોણ ચંડાલ—મુજી છે." દાદીએ છેડાએલા વાઘ મીસાલ ડોલા કકડાવી સોલીભઇને સવાલ કીધો.

"દાદી શેઠ, તમે મારી તરફ ડોલા કકડાવી આવા સખુન બોલોછ, તેની મતલબ શું?" સોલીભઇએ સવાલ કીધો. "કોણે તમારા કુટુંબ ઉપર આવી આફત લાવી નાખી?"

"તેં ! ઓ કરતુકના ભરેલા કુતરા, તેં પોતે !" દાદી હીંમતથી બોલ્યો. "તેં પોતે. ઓ દગલબાજ ફીતુરી, મુજી, ચંડાલ, હું કેહુંછ, તે તુને સંભલાયછ કે નહી. મારા બાપનો જીવ લેનાર અને મારા હસતાં ઘેરને ખુવારજકરનાર, તું ચંડાલ, પોતે છે."

"ખબરદાર દાદીબા, મોહોડું સંભાલી વાત કરો." સોલીભઇએ જવાબ દીધો. "મને છેડતા ના. હું હજી કઇ બોલતો નથી. પણ જો તમે મને છેડસો, તો આએ ચંપા બાગમાથી અધરીયાત ગાંસડા પોતલા લેઇ ખાલી હાથે બધાંને બાહારૂ જવું પડશે, કેમકે તમારા બાપની તમામ મીલકત ઉપર મારો હક છે."

"ઓ હેરૈમન, કસાઇ, હું તે જાનુંછ." દાદીએ કહ્યું. "તારાં બધાં કાવતરાં મને ખબર છે સઅજીગો. તું મારી બેહેન સાથે પરણવા માગેછ નહી, બચ્ચા ?"

"તારા બાપ સાથે મને થએલા કરાર—

"ચુપ સુવ્વર ! બંધ કર તારૂં મોહડું." દાદીએ બુમ પાડી. "બસ. તારૂં રૂપ ! સાંભલ, ઓ મુજી, કે આજે તેં બે ખુંન કીધાંછ !"

"બે ખુંન ! મેં ખુંન કીધાંછ ! એ શું બકેછ ?" સોલી ડઘાઇ જઇ બોલ્યો.

"હા. ઓ ખુંની, બે ખુંન !" દાદી ભાર મુકી બોલ્યો. "ઓ ઘેલસપા; એક તો તારાં કારાં કરતુકે અને ફીતુરે મારા બાપનો જીવ લીધો, અને બીજો તો એક નવજુવાંમ અને નીરદોશ ઉમેદવંતી છોકરીનો જીવ, તેની ભરજવાંનીમા તેં આજેજ લીધોછ. તે નીરદોશ નાર તારાં કરતુક અને લોભનો ભોગ થઇ પડીછ."

"એ શું બકી મરેછ ?" સોલી ગુચવાડામા પડી બોલ્યો.

"હા. તારાં કરતુકનો તે ભોગ થઇ પડી, અને તે આજેજ આએ જેહાંનની જંજાલમાથી સદાની છુટીછ." દાદીએ જવાબ દીધો." ઓ બેકદર નાતરસ લીચકારા ચોર ! એક નાવારેસ છોકરીના ગુજરાંન સારૂં તેના વાલીએ જે ગરઠના નાંનાં તારે દસ્તક કીધાં હતાં, તે તું ચંડાલે, ચોરી લીધાથી,

તે બેગુનાહ છોકરી ભુખમરો, મુફલેસી, ગરીબી અને લાચારીનો ભોગ થઇ પડી, અંતે રીબીરીબી આજેજ મરી ગેઇછ, ધ્રુંજેછ કેમ! ઓ બદમાસની ખુનીઆદના ખુની, ચંમકેછ કેમ! ઓ કાફર! તે છોકરીનો જીવ તારે લીધે ગીયોછ! સીકંનદરની સુંનાની છોકરી ગુલીસ્તાંનનુ ત્રસ્ટ, સુંનાના ગુજરી જવા પછી તું પચાવી બેઠો, એ વાત ખરી કે ખોટી? બોલ? ઓ ખુની? બોલતો કેમ નથી?"

"હા, હવે હું સમજીયો!" સોલી બોલ્યો. "મારી નોટ-બુકનો ચોર તો કયો તું નીકલીયો! તેમા એક કાગજ હતું, તે તેં વાચીયું હોસે—

"એક કાગજ? શું તારૂં એકજ એવું કરતુક છે? તે નોટબુકના તારાં કારાં કરતુકની ટીપ શું મેં વાંચી નથી કે? પેલી ખોબરાંબાઇને તું ભમાવી ફસાવવા નાયગાંમ લેઇ ગીયો, અને તેને ફસાવવાં જતાં તેના વર મંનચી મરધાને રૂપીઆ પચીસ હજારનો તેં ચેક ભરી આપી, તેની પાસે તેં માફી માગી, તેની નોધ—

"તે વાત તો એમ હતી કે——

"બચાવ કરેછ? અને આજે સુધી ખોટાં વીલો ઉભાં કરી, ખોટા શાખસીઓને મોહટી રકમો આપી, લોકોના ત્રસ્ટો ખાઇ ગીયો, તેની નોધ—

"પણ એ વાત સાથ તુને શુ લાગે વલગે." સોલીરેએ ગુસ્સે થઇ બુમ પાડી. "બચ્ચા એ નોટ બુક લાવ, નહી તો--

એમ બોલતાંજ સોલી દાદીના આંગ ઉપર ધસી ગયો.

"ખબરદાર! તાંહાંજ ઉભો રેહજે!" દાદી પોતાના પાટલુંનના ગજવાંમાથી તેજ વખતે ઝટ દઇ રીવૉલવર કાહાડી સોલી તરફ ટીકી બોલ્યો. "એક કદમ જો ખીસીયોછ, તો મુવો છુટો એમજ જાણજે!"

"ખુંન! તું શું મારૂં ખુંન--

"જો એકબી ચીસ પાડીછ, તો જાંણ, કે આએ ગોલીથી વીંધાઇ ગીયો. તારા સમ! મશકરી ના સમજતો. આઇ-ઍમ-ઑલ-સીરીયસ." દાદી રીવૉલવરની ઘોડીઉપર આંગલી મુકી બોલ્યો. "જેવી રીતે તેં મને ખુવાર કીધોછ, તેવીજ રીતે તેનો બદલો લેવા, હું તારી સાંમે ઉભોછ, હવ બોલ તુને કાંહાં ગોલી મારૂં!"

"દાદી, તું શું આવી ધાટકી મશકરી–

"મશકરીના સાલા—વલી કંઇ નવોં ફીતુર કરવા સારૂં જીવવું છે કે કેમ ?" દાદીએ દ્રઢ આવાજે કહ્યું. "બોલ તારે શું કેહવું છે ! બોલ, નહી તો આએ ફોડું છ !"

"અરે પણ સબર–

"નહી–

"અરે એક મીનીટ !

"નહી, એક સેકંન્ડબી નહી !"

સનનનનનન––

કામ પુરૂં થયું. દાદીએ આબાદ નેમ ટાંકી પીસ્ટોલ છોડી, અને સોલીની છાતીમા તે વાગતાંજ, તે ત્યાંને ત્યાંજ ભોંય ઉપર મુરદું થઇ પડયો.

દાદીએ તુરતજ સોલી પાસે દોડી જઈ, તેને તપાસી જોઇ, પોતાની ખાતરી કીધી, કે તે જીવે છે કે નહી.

તેને થએલો જખમ કારી હતો. તેની છાતી વીંધાઇ તેમાંથી ધોતમાર લોહી વેહતું હતું. દાદીએ તે લોહીમા પોતાનાં આંગલાં બોડી જોયાં, તો તે લોહી તેને ગરમ લાગ્યું.

તેજ વખતે દાદીએ પોતાના ગજવાંમાથી પેલી નાંહાંની શીસી કાહાડી, અને તે માહેલી ઝેરી મેલવણી તે એકદમ પીઇ ગીયો. તે પીતાંજ તેના ગલાંમા અગન બલવા લાગી. તે આસપાસ નજર કરી પાંણીની તલબ કરવા લાગ્યો. તેનુ ગલું સુકી રાખ જેવું સકકું થઇ જવા લાગ્યું. તેનો દમ રૂંધાઇ જવા લાગ્યો. તેના જડબાં ખેંચાઇ મરડાઇ જવા લાગ્યાં. તેની છાતી દબાઇ જવા લાગી, અને સેહજ વારમા તે ત્યાંજ પોતાના દુશ્મનની લાશની પાસેજ બેજાંન થઇ પડયો.

## પ્રકરણ ૪૩ મું.

### ચશંમના ખસમનું સેવટ.

અને હવે આ ગમખાર સંસારી દુખડાંના ચીતારની પાર વીણાની કાંહાણીનો દુખદાયક હેવાલ થોડાજ શબ્દોમા ચીતરી, હું મારાં વાહાલાં મેહરબાંન વાંચકોથી રૂખસદ લેઇશ.

દીલાવરની બાંનુ, પોતાના ખાવીંદના આપઘાતની ખબરથી અધમુઇ જેવી થઇ પડી હતી, તે હમણુંજ જરા જરા હોસમા આવતી હતી, તેવામા મેહલમા રાતની ચુપકીદી વચ્ચે એકાએક પીસ્ટોલનો અવાજ સાંભલી, તે ચમકીને ભડકી. આ પીસ્ટોલનો ધડાકો કોઇ આફતની નીશાંની તરીકે તેણીએ ધારી લીધો, અને તેની આગાહી ખરી પડી. કેમકે તુરતજ નોકરોની ધરપકડ અને દોડાદોડી વચ્ચે લાઇબ્રેરીમા થએલાં એક કરતાં બન્ને ખુંનોની ખબર, નાજુએ આવી તેણીને કહી. આ ખબર સાંભલતાંજ બાંનુ બેમગજ બની ગેઇ. તેજ રાતના બાંનુને સખત 'બ્રેન-ફીવર' ચહડી, અને ત્રીજે દીવસે, એક વખ્તની તુમાખી, ગુમાની અને ખુબસુરત 'દીલાવરની બાંનુ' ગુજર પામી.

ખુબસુરત ગુલીસ્તાંન! બીજે દાહાડે, તે કંમનસીબ ખુબસુરતીની રાણીની પાયદસ્ત કાહાડવામા આવી. રૂસ્તંમ જાબુલી, પોતાની દીકરીની પાયદસ્તે થોડાક ઓલખીતાઓ સાથ ગયો, કરંમના લેખ ટળીયા નહી. ગુલીસ્તાંન જેવી કાબેલ, ગુણવંતી, અને દયાનતની નેક ઓરતો પારસી કોમની અંદર સઉ કોઇ હોય, તો ભાશાણ કરતાઓ અને પારસી છાપાઓને પારસી સંસાર ઉપર ટીકા કરવાનો ખોરાક શાંનો મલે?

ગુલીસ્તાંનના મરણથી રૂસ્તંમને નવો ગંમ લાગ્યો. પોતાની દીકરીના જનંમની ખબર, બાંનુના બાપે રૂસ્તંમની ઉપર મોકલવા માટે બાંનુને મના કરી હતી, કેમકે એ દીકરીની હેયાતીની ખબરથી, તે બંને વચ્ચેની આગલી પ્રીતના ગાંઠને નવું જોર મલશે, પણ બાંનુએ પોતાના

વાલીઓની મરજીને તાબે થઇ પેહલ્લેથીજ રૂસ્તંમને એવી ખબર મોકલાવી હતી, કે તેણીએ જનમ આપેલું બાલક જનમ પછી તુરતજ મરણ પામ્યું હતું. કમનસીબીની સરજતનો પેહલ્લો પાયો, હીંયાથીજ નખાયો હતો, અને જે ભુલ સરવેથી પેહલ્લી થઇ હતી, તેજ ભુલે આ દુખી ચીતારનુ છેવટ લાવી મેલ્યું હતું. ગુલીસ્તાંનના મોતના આંસુ હજી તો રૂસ્તંમની આંખોમાથી સુકાયાં નહી હતાં, તેટલાંજ બીજે દાહાડે સહવારના દાદીએ સોલીબઇનું ખુંન કરી પોતે આપઘાત કીધોછે એવી ખબર સાંભલી, રૂસ્તમની દલગીરીનો પાર રહ્યો નહી. દાદીને રૂસ્તંમ દીલોજાનથી ચાહાતો હતો, અને તેટલાં માટેજ, રૂસ્તંમે પોતાની તમામ દોલતનો એખલો વારેસ, દાદીને નેમેલો હતો. પણ સરજતના લેખ જુદાજ હતા!

આ આફતનો ચીતાર બરોબર ચીતરાંઇ શકે એમ નથી. મુંબઇના છાપામા બીજે દાહાડે સહવારના ત્રણ પાયદસ્તો એક એકની હેઠલ છપાઇ હતી, તેમા બે તો ખાંનબાહાદુર બેહરાંમશાહ અને તેના વારેસ દાદીબાની હતી, અને ત્રીજી પાયદસ્તની ખબર, સોલીસીટર સોલીબાઇની હતી. સહવારના પોહોરમા કોરોનરે તે ત્રણે લાસ ઉપર જ્યુરી બરી, અને તેનો લંબાન હેવાલ સાંજના છાપામા છપાયો, અને તેજ દાહાડે સાંજના ચંપા બાગમાથી મોહટી ગીજલસની રૂબરૂ બાપ દીકરાઓની ભેગી પાયદસ્ત, કાહાડવામા આવી. કેહવાની જરૂર છે, કે સોલીબઇ સોલીસીટરના રવાનને ચંપાબાગમાથી તેના લાગતાં વગલતાંઓ, જ્યુરી બરાયા પછી તેને ઘેર લઇ ગયાં, અને ત્યાંથી તેને અવલ મંજલ બીજે દાહાડે સહવારના પોહોચાડયો.

દાદીબા અને બેહરાંમશાહની પાયદસ્તથી રૂસ્તંમ જાંબુલી જેવો પાછો ફરીયો, તેવીજ એક બીજી માહેતમ શરૂ થવાની દોડાદોડ ચંપાબાગમા ચાલુ થવાની તઇયારી થતી હતી. રૂસ્તંમને નાજુએ ખબર કીધી, કે ત્રણત્રણ ડાકટરોની કમીટીએ એવું મત આપ્યું છે, કે જે વખત જાએછે તેમા દીલાવરની બાંનુ મરણ પામશે.

ખરૂં નફ્ફાહ તે એ! ખરૂં બાંનુખુરાંબ તે એ!

હજી જાણે દીલાવરખાંનવાલાંઓનુ નખ્ખોદ પુરેપુરૂં થયું નહી હોય, અને હજી આટલી ખુવારીભરી ખાનાખરાબી અને સત્યાનાસી અધુરી હોય, તેમ બાંનુના મોતની આફત ડોલા ઘુરકતી ચંપા બાગમાં ભમતી હતી.

આ નવી આફ્ત અને આ નવો ગજબ શું હજી અધુરો રહ્યો હતો! ચંપા બાગવાલાંઓના કરંમની સરજત ઉપર ગોયા ખુદાનો કોપ ઉતરેલો લાગતો હતો, અને અફસોસ જેવું તો એ હતું, કે એ આફ્ત નજરે જોવા, અને ગજબના ઘાવ ખમવા એખલો રૂસ્તંમ જાબુલીજ જીવતો હતો. બાંનુની ધાસ્તીભરી બીમારીની ખબર સાંભલી દે દીવાનો બાવરો બની ગયો, અને જેવો તે તેણીના દીવાંનખાંનામાં દાખલ થવા જતો હતો, તેવાંમાં ત્રણે ડાકટરો બાંનુના ઓરડામાંથી બાહાર નીકલતા તેને સાંમેજ મલ્યા. તે લોકના મોહોડાં જોતાંજ રૂસ્તંમના ગુરા ગગડી ગયા. રૂસ્તંમે ડાકટરોને કાંઇબી પુછવાની તજવીજ કીધી નહી, અને તેજ વખતે પોતાની છાતી ઉપર એક દીવાંના મીસાલ છાપત મારી, રૂસ્તંમે ચીસ મુકી:— "બાંનુ. તેં આખર મને આગ્રો રસ્તો દેખાડયો?"

* * *

અને એક વધુ પાયદસ્ત ત્રીજે દાહાડે ચંપા બાગમાંથી પુરે દમામ સાથ કાહાડવામાં આવી. દીલાવરની બાંનુ તરફ લોક લાગણીનો પાર હતો નહી. તે ગુજર પામી, અને તેની આગલી જીંદગીની કાંહાંણી પણ તેના કફન સાથ દફન થઇ.

રૂસ્તંમ આ દુખ અને ગમ સાંખી શકયો નહી. આ ગમના જરબે તેને ઠાકવી, લુલો ટુટો કરી નાખ્યો હતો. બાંનુના મરણ પછી એક પખવાડીએ રૂસ્તંમ જાબુલી બીમાર પડી, તે કીરતારની દરગાહમા પોતાનાં વાહાલાંઓને જઇ મલ્યો.

હવે આ ખાનાખરાબીની ખબરનો છેડો આવે છે. આ સત્યાનાસીનો સુમાર, હવે પુરો થાય છે.

## કીસ્સો તમામ

દીલાવરખાંનના ખાંનદાનનો કોઇજી નબીરો હઇયાત નહી રેહવાથી, તે પુરાંણા ખાંનદાંનનું નાંમ અને નીશાંન નાબુદ થઇ જાએ છે. મોહટા મોહટા ખેતાબ મેલવવાના અભખરા માટે, અને વડાઇની બડાઈ મારી ચારમા ચોહોરા અને પાંચમા પોહોરા થઇ વાજી ગાજી નીકલવા માટે, બેહરાંમશાહ શેઠને જે મોહટા જંગી ખરચો કરવા પડયાં હતા, તે ખરચોને પોહોચી વલવા માટે અંતે કરજદાર બની પોતાની તમામ મીલકતો, જે તેવંનને મારગેજ મુકવી પડી હતી, તે મીલકતો અંતે જાહેર લીલાંઉથી વેચાઇ ગેઇ.

ચંપા બાગવાલી તેવનની ગંજાવર મીલકત, દરજીની સોરતીનું પેહલ્લું ઇનાંમ જીતી જનાર પેલા મીસ્તર ઉકરજી આદામુંડીએ પાંચ લાખની મોહોટી રકમે લીલાંઉમાથી વેચાતી લીધી. ઉકરજી આદામુડીએ પોતાની કરકસર અને જાતી મેહનતે દરજીની સોરટીના નાંનાંમાથી એકના ચારગણા કીધાં હતાં, તેની કોઇને ખબર વકીક તેવને પડવા દીધી નહી હતી, કેમકે તેવન જાણતા હતા, કે જો તેવનની તીજ્જરી તાજી થઇ છે, એવી ખબર ઇનકંમ ટેકસવાલાને પડે, તો લાગલું એક મોહટું જેવું લાકડું ઘુસાડવા ઇનકમ ટેકસવાલાઓ ચુકે નહી! પણ એવા આદામુડી જેવા બીચારા ઓલીઆ ગપાટો, જયારે છત્તે પઇસે ચુપચુપ સાદાઇમા સુખ સમજી સંતોશમા રેહ છે, ત્યારે કુક ભંડોલીઆઓ, ફુલ્લુસ માણીસ છત્તાં ધડ ઉપર ડોક નહી રોખી, હજારોના ધણી હોય એમ ડોલ ઘાલી, ગરીબ છત્તાં ગરીબીમા રેહવા શરમાએ છે, અને ગરીબ છત્તાં તવંગરમા ખપવાના પોકલ ફાંફાં મારેછે. મીસ્તર ઉકરજી આદામુંડી એવા નહી હતા. તેવન ગરીબો સાથ વસી, ગરીબો તરફ તવંગરો કરતાં વધારે લાએકી અને ભલમનસાઇથી વરતતા હતા, અને અંતે ચંપા બાગ જેવી મુંબઇની જાણીતી મીલકતના એખલા માલેક થઇ, તેવને બીજાઓને છક કરી નાખ્યા હતા.

જરબાંનુ, અંતે પોતાની લાએકી અને સાલેહાઇના મીઠાં ફલ પામી. જંગબારવાલો જેહાંગીર તેણીને પેહલ્લેથીજ ચાહાતો હતો, અને

તેણે જરને વચન આપ્યું હતું, કે જ્યાં સુધી જર પરણી જશે નહી, ત્યાં સુધી તે કુંવારોજ રેહશે. તે કરાર અને વચનની રૂએ, જેહાંગીર જરને પરણી તેણીને સુખી કરી પોતે સુખી થયો.

ઍમીલી ઉરફે આંમલીબઇ એખલી પડી. ચંપાબાગ વેચાઇ ગયા પછી તે પોતાના એક દુરના ખેશીને ત્યાં સીગનપોર જઇ વસવા લાચારીએ તઇયાર થઇ. તેની ગરૂરી અને ગુમાનીને લીધે, કોઇબી તરફથી તેણીને લાભ થયો નહી. મુંબઇ જેવાં શહેરમા વસેલી, અને લાખો લાડમા ઉઘરેલી, આ છછાછલી છોકરીને સીગનપોર મધે પોતાના ખેશીઓ સાથ જઇ રેહવું પડયુ, અને અંતે, ચાર વરસ બાદ, એક માતબર સીગનપોરીયા જાગીરદાર સાથે તેણીને પરણવાની ફરજ પડી. આંમલીબઇના અકરાટ અને મરડાટનો તોડનાર સીગનપોરીયો હીજીભઇ ઉરફે હીજો, એક જબરો હાવકો લોઠો હતો. સીગનપોરમા મુંબઇની આ શીખેલી અને કેલવાએલી ઍમીલી, આલીને નામે સાસરાંમા ઓલખાવા લાગી. આલીને 'મુંબઇના પેનડાફાટ! ને હારમુનીમ! ભુલી જવાં પડયાં! સ્કુલમા શીખેલી જીયોમૅતરી, અને આલજીબરા, તેના આ સાસરાંમા ઓરણ ઉપર વખાતાં નખાઇ ગીયાં! રંગ બેરંગી બદરંગી સાડીઓ, અને લેસ અને રીબીનના પોલકા અને ધાઘરાને, છેલ્લી સલાંમ કરવી પડી! પફ અને પાઉડરના બાકસોને ભુલી જવું પડયુ! સેંન્ટ અને લવંનડર જ્યાં ને ત્યાંજ રેહી ગીયાં, કેમકે હીજો લોઠો બુમ પાડી કેહતો, કે.—"મારા પઇસા એવા ધત્તરાટ પાછલ ખરાબ કરવા નથી." પરણવા આગમજ, હીજો ઍમીનો એસકાટ જોઇ તરખાઇ તો ગયો હતો, પણ તે ઠડેલ હાવકો જાણતો હતો, કે એવી મુંબઇની ચસકેલી ધસકેલીઓને સીગનપોરનુ પાંણી પાઇ, તો સેહજમા સુધારી નાખશે. તે ઍમીલીને અવાર નવાર કહેતો કે:—"જોની આલી, હવે તું મુંબઇની વાતો ભુલી જા. એ તારી વખાણાયલી મુંબઇ શહેરની આજ કાલની પોરીઓને મનાળી મનાવી ચલાવનારો ધણી જેવા હમે નહી હો! મારા બાપ કેહેતા'તા કે:—

"મુંબઇ આંમ–ઓરત બનીછ સાંઢ ને મરદ થયાછ રાંડ" તે વાત તું ભુલીજ જજે હોકે ! તારા મુંબઇના એસકી પોરીયાઓ કેવા ફુકકડ ! 'મુંબઇ માસ્તર, હાથમા છત્તર, ને ગજવામા પથ્થર.' એ એવા લાડકા સક્કર ડલ્લાઓ, પોરીઓને પેટ ભરી શું જમાડતા'તા ! રાંડોના એસકાટના ખરચ કરતાં પરવારે, તો પેટ ભરી જમાડે કે ! વલી મુંબઇના ખરચ કેવા. "મુંબઇ માવલી, કમાએ રૂપીઓ અને ગજવામા પાવલી." વાસ્તે તું કાંઇ રીગનપોરને મુંબઇ સમજતી રખે કે !" આખરે ઍગીલી—હાલ આલી—ને સાદા સંસારમા સંતોશ સમજવાંની રફતે રફતે આદત પડી. સંજોગના ખેલ ન્યારા હોય છે.

રૂપસીંહની સામે ફોરજરીવાલો કેસ ચલાવનાર કોઇ નહી હોવાથી તે છુટી ગયો, પણ અંતે તે તેવાજ કોઇ પરાક્રમને લીધે કલકત્તામા પકડાયો, અને ત્યાં તેને જનમ દેશનીકાલની સજા થઇ.

મીસીસ રૂપસીંહ એખલી પડયાથી તે રંગુન તરફ જઇ વસી. પણ તેના કરમના લેખમા લખાએલી સજામાથી તે છટકી ગઇ નહી. રંગુન મધે જે મકાનમા તે જઇ વસી હતી, તે મકાનમા એક રાતે બરમીસ લુટારાઓએ ધાડ પાડી. પણ પુલીસની મદદ વખતસર આવી પુગતાં, લુટારાઓ તે મકાનને આગ લગાડી વટેચા વારી ગયા, અને મીસીસ રૂપસીંહ ઉરફે મીસ બૅનૅટ તે આગમાં બલી ખાખ થએલી બીજે દીવસે સત્તાવાલાઓને મલી આવી.

માકી ડોસાંએ મરનાર ગુલીસ્તાનની તેના મંદવાડ દરમ્યાન સેવટ સુધી કરેલી મહાવજત, અને ગુલીસ્તાન તરફ દેખાડેલી જાનફેસાંનીના બદલામા, તેવંનને રૂસ્તમ જામુલીએ પોતાના મરણ આગમજ પોતાની દોલતનો મોહોટો ભાગ ભેટ તરીકે આપ્યો, અને બાકીની દોલત મુંબઇની યુનીવરસીટીને આરીયુ સંગીત કળાની ખીલવણીના લાભ માટે તેણે અરપણ કીધી.

બેશક, ખુબસુરત અવતરવું એ પુરૂં જનમના કરમોનો એક વારસો છે. આદમી માત્રને ખુબસુરત બનવાનો અભરખો રહે છે, અને જેઓ

ખુબસુરત નથી હોતાં, તેથીજ તેઓ બાડેની ખુબસુરતીનો ઉપ્યોગ કરે છે. પણ ઇનસાફ ખાતર કહેવું જોઇએ, કે ગુલીસ્તાંનને તેણીના પુર્વ જનમના કરમોના વારસા તરીકે, ખુદરતી ખુબસુરતી તેના પેદા કરનારે બક્ષેલી હતી. કવી લોંગફેલોની નીચલી લીટીઓ ગુલીસ્તાંન જેવી ખુબસુરતીની યાદમા અરપણ કરી વાચનારની રજા લેકછું.

'Beautiful in form and feature,
Lovely as the day,
Can there be so fair a Creature,
Formed of Common Clay.'

'Longfellow.'

સમાપ્ત.

## 'ખતમ થતાં એક ખુલાસો.

આ વારતાના લખનારે આ, સંસારની કાંહાંણીનુ સેવટ આવી રીતે લાવી રજુ કીધું છે. દરેક વારતા હમેશાં કાંઇબી મતલબથી લંબાવી જોઇએ છે. વારતા ફકત વારતા તરીકેજ જો વંચાય, અને તેમાંથી કાંઇબી ભાસ નહીં મલે એવી જો તે લખાઇ હોય, તો તે વારતા તરીકે ગણાવી જોઇએજ નહી. એટલાં માટેજ જે વારતા વાંચનારના ધ્યાંનને રોકી રાખે, અંને વાંચનારના દીલને ઉસકેરી આપે, અને તેમાથી કાંઇબી ભાંસ મલે, તે લોકપ્રીય થઇ પડે છે. ખરી વારતા તેજ કેહવાય છે. એવી વારતાનેજ વાંચક વરગ પસંદ કરે છે. એક વારતાની ખરી નેમ અને એક વારતાનો પેહલ્લો ગુણ એજ છે. જે વારતા એવી રીતની અસર વાંચનારના મન ઉપર કરે નહી, તે વારતા તરીકે લેખાતીજ નથી.

૧ ત્યારે એવી વારતાઓ લખવામાં હું ફતેહમંદ નીવડીયો હોઉ, તો તેને માટે છાપાના અધીપતીઓના મારી વીરૂધ ટીકા લેસ ભારણી વજનદાર હોય, એમ હું માની શકતો નથી. આ બાબદની નોંધ લેવાની મને ખાસ જરૂર પડી છે, કેમુકે, રાસ્ત ગોફતાર પત્રના અધીપતી મી૦ પાલનજી બરજોરજી દેસાઇએ તારીખ ૫મી નવેંબર ૧૯૦૫ને દીને, પોતાના છાપામા મારે માથે 'દીલ ઉસકેરનારી, વાતોના લખાન લખનારનો,' આરોપ મેલેલો છે. મારા બચાવમાં કોઇબી બાબદનો જાહેરમાં જવાબ હું કદીબી આપતોજ નથી. અને આપવાની જરાબી દરકાર કરીશ નહી. મારી વારતાઓ હું ચોક્કસ સંસારી સવાલો અને ચોક્કસ સંસારી બદીઓ ઉઘાડી પાડવાની મતલબથીજ લખતો આવેલો છેઉ. પણ 'પ્રોગ્રેસીવ' નીયમવાલા લેખકોની નજરમાં તે અગરજો ગેરવાજબી લાગતું હોય, તો તેમાં મારો કસુર બીલકુલ નથી. હું એવું માનનારાઓમાંનો એક છું, કે કોઇબી કીસમની સંસારી બદીને, જાહેરમાં ફોડી દીધાથી, તેનો અટકાવ થાય છે. જેમ એક ધુમડાં માહેલુ પરૂ ફોડીને કાહડી નાંખ્યાથી તે રોગ દુર થાય છે, તેમ સંસારી બદીને સુધારવાનો એ ઈલાજ હું મોતેબર સમજું છું.

"The diseases of the Society cannot be cured or prevented without being spoken in plain Language."

John Mills Stuart.

એટલા માટેજ મારી વારતા ઉપર જો દીલ ઉસકેરવાનું તોહોમત મેલવામાં આવતું હોય, તો તે કેટલુ ખરૂં અને કેટલું વાજબી છે, તે હું હાલમાં અકલમંદ વાંચનારની મુનસફી ઉપર સોપુંછું.

વારતા લખવાનું કાંમ શરૂ કીધાને મને લગભગ પા સદી થઇ ગઈ છે. તેમજ જાહેર છાપા સાથના મારા સંબંધને પણ લગભગ તેટલો વખત થયો હશે. એ દરમીયાન મેં અનેક વારતાના પુસ્તકો પ્રગટ કીધાં છે. ચશંમનો ખસમ ૧૯૦૬ના સાલનુ મારૂં પેહલ્લું પુસ્તક છે. એક વારતા લખનાર તરીકેના મારા પચીસ વરશના અનુભવ પછી, મારે થોડોક અંગત ખુલાસો મારા અંગત વીચારોના સંબંધમા ભવીશમા થતા ગુંચવાડા માટે કરવો જરૂરનો છે.

૨ કેટલાકો એવું ઓટું ખાઇ ગયા છે, કે મારી વારતાના પાત્રોના મોહોડાંમાથી નીકલતા વીચારો, તે મારા પોતાના વીચારો છે. પણ તેમના આવા વીચારો બીલકુલ ખોટા છે. એક વારતામા ચરચાતા સવાલની બંને બાજુ ઉપર અજવાલું નાખવાની તે વારતાના લખનારની ફરજ છે. તેથી એમ નકકી થતું નથી, કે તે વીચારો લખનારના પોતાના છે. ગંગાબાંણુવાલી મારી વારતામા, પારસી સ્ત્રીઓ નાટક કરી શકે યા નહી, તે સવાલને મેં બંને બાજુથી ચરચલો છે. કંમનસીબે તે વારતા લખાયા પછી, એક પારસી સ્ત્રી નાટક તખતા ઉપર નીકલી. તે કંમનસીબ બનાવને જડમુલથી ઉખેડી નાખવા, મારા મીત્ર મી૦ શાપુરજી બેહરાંમજી કાતરકની સામેલગીરી સાથ એકમત બની સર જમશેદજી જીજીભાઇ બારોનેટના પ્રમુખપદ હેઠલ, પારસી અંનજુમનની એક જાહેર સભા મેલવી, એક જાહેર ભાશાંણ મેં ફ૦ કા૦ હૉલમાં આપ્યું હતું. તે યાદગાર સભાની ચરચા લંબાવવાની જરૂર નથી. પારસી કોમની બહેતરીનો તે સવાલ હતો. સેવકને કાંઇ એવીજ અવલી બુધી સુજી, અને તે ઉપરથી હાંમ ભીડી, તે બનાવની વીરૂધ મારો અદના

પુકાર જાહેર સમક્ષ રજુ કીધો, કે જો પારસી સ્ત્રી પારસી સંસારની આજની હાલત જોતાં, નાટક કરવા નીકલે, તો કોમમા એક ખાનેખરાબીભરી બદીની શરૂઆતનુ બીજ રોપાય. કોમના મોહટા ભાગનો પણ એવોજ વીચાર હતો, અને પારસી પ્રજામત પણ તેવુંજ હોવાથી, અંતે તે મતની જીત થઇ હતી. પણ બાપરે—બાપરે—પેલી કેહતી તુરતજ મને યાદ આવી, કે 'ધરમ કરતા કરમ નડે.' પારસી નાટકકાર સ્ત્રીની બલા આવી મારે પગે વલગી. પરીણામ એ આવ્યું, કે છાપાવાલાઓમા એ સવાલે મતફેરી ઉભી કીધી. દોસતોની દોસતીમાં ફાટ પડી! કોઇના નસકોરાં વલ્લાં થઇ, ફુંફાડા ચાલવા લાગ્યા, કોઇ હસ્તાં ડાચાં રડતાં થઇ ગીયાં! કોઇની દાલ વસનાઇ ગેઇ, અને કોઇની દાલ બીલકુલ બરી ગેઇ! આપણ શું કરીએ! સુધારાવાલા દોસતોની સંફમાં મારા-જેવો એક જુના વીચારવાલો કેમ શોભે! હશે! મુકો પડતા, ને ચાલો આગલ! આંપણ તો અનેકવાર કેહી ચુકયા કે, ના ભાઇ, મારૂં અંતઃકરણ જે કહે તેજ મારે તો કરવું. સુધારાને હું પસંદ કરનારો ખરો, પણ હું સરવે વાતમાં મધ્યમપણુજ પસંદ કરનારો. હદ બાહારનું છુટાપણુ પારસીઓના સંસાર સુખની ખુવારી કરનારૂ છે. તમે જાણતા નથી? 'Liberty! how many Crimes are committed in thy name?'

પણ હું જુદે રસ્તે ઉતરી પડતો હોઉ એમ મને લાગે છે. મારા એવા વીચારોને લીધે, મારા સુધારાવાલા મીત્રો મને તજી ગીયા! સુધારાવાલી મીત્રબેહનોના ટીચકું જરા ચકઇ ગીયાં! કાંય? તો કેહજો તમે તો સ્ત્રી સુધારાની વીરૂધ, છો ... જુવા છુટા!

પણ થોડાજ વખતમા તે મીત્રો માહેલા થોડાકે પોતાની ભુલભરી તકરારનુ તકલીદીપણુ જોઇ લીધું, કેમકે થોડાજ વખતમા પારસી સંસારમા બનેલા કેટલાક નાખુશ બનાવોથી, તેમની ખાતરી થઈ, કે હદ વીનાનો સુધારો પારસી કોમની ખરાબી કરી રેહ્યો છે. ઓ! મારી આંખોથી તમે જુવો. હું જે જોતો રેહો છું, તે તમે જુવો. હું જે જાણું છું તે તમે જાણો, અને પછી–પછીજ તમો તમારી કોમના સંસારની ખરી ખાંમી અને ખુવારીથી જાણીતા થશો. ત્યાં સુધી તો નહીજ.

પછી સાહેબને કેહું, કે તે ભાશાંણ થયું, અને પરીંણામમા પારસી સ્ત્રી નાટકકાર, નાટક તખતા ઉપરથી નાબુદ થઇ ગઇ.

તે હીલચાલમા જામે જમશેદે પારસી કોમની જે બેમુલ સેવા બજાવી છે, તેની મારે આ ઠેકાંણે નોંધ લેવી જોઇએ છે. પણ જામે જમશેદની એ હીલચાલ કોઈ કોઇ ઠેકાણે રૂચી નહી. મારા વીરૂધીઓએ તે વખતે પારસી સ્ત્રી નાટક કરે, તે બાબે મારી ગંગાબાંણવાલી વારતામા આવેલાં પાત્રોના મોહોડાંમાં મેં આંપેલા બોલો, તે મારા અંગત વીચારો છે, એવી દલીલ રજુ કરવાની, તેઓએ તે વખતે તજવીજ કરી હતી. જાહેર પ્રજાને મારે આ પ્રસંગે જણાવવું જરૂરનું છે, કે મારી વારતામા મેં ચીતારેલા વીચારોમા કયા વીચાર મારા પોતાના છે, તે તો મારાં જાહેર ભાશાંણોની નોધજ કહી આપે. આ ખુલાસાની જરૂર એટલાંજ માટે પડી, કે પારસી સંસારનો અભ્યાસ આજ હું વરશોથી કરવા પડયો છું, અને પારસી સંસાર ઉપર મને જાહેર ભાશણ આપવાં પડતાં હોવાથી, મારી વારતાનાં પાત્રોના મોહોડાંમાં આપેલા વીચારો,

જો કે તે મે પોતે લખેલા હોવા છત્તાં, મારા પોતીકા વીચારો તે હોય, એમ માની લેવાની કાંઇ જરૂર નથી.

૩ એ પછી મારી વારતાને આપવામા આવેલાં નાંમો ઉપર નનામા હુંમલા, જાહેર છાપામાં થયા હતા. દલગીરી સાથે મને નોધ લેવી પડી હતી, કે તે હુંમલા એક મીત્રનીજ કલમથી લખાતા પેલાં રાસ્ત ગોફતાર છાપામાં થયા હતા. અને તે બી—નનામા હુંમલા! એ હુંમલા અગર લખનારના નામ સાથ થયા હોત, તો દીગર સવાલ હતો. અસલ ફરીયાદ એ હતી, કે કાલાં મેંઢાં, અને ઝંન-મુરીદ, એવે નામે અગાઉ બે નાટકો થઇ ગયલા હોવાથી, મેં તેવે નામની બે વારતા લખી, તે નાટકોના નાંમોનો મેં ઉપયોગ કીધો, માટે—મને ફાંસીને લાકડે એકદમ ચહડાવી દેવો જોઇએ! આગલાં વરશોમા થઇ ગયલા આ નાટકોને આધારે જો મારી વારતા મેં લખી હોતે, તોબી આ ફરમાસુ દીલલી નીભી શકતે નહી. વારતાઓ જે મતલબ અને નેમથી લખાય, તો તેને તેવાંજ નાંમ અપાવાં જોઇએ. તેવાં નામ આપવામા કાંઇ ગુનેહગારી થતી નથી. અને જો તેમા ગુનેહગારીજ થઇ હોય, તો તેવી કસુર કરનારાઓ ઉપર જાહેર છાપામા થતા હુંમલા નનામે લખીને કરવા, અને કરવા દેવા એ કેવલ નામુનાસેબ લેખાય છે.

છાપાના અધીપતીઓનુ બલ અજીત કહેવાય છે. કયાં સુધી? જ્યાં સુધી તેઓ હાથમા કલંમ પકડી બેસે છે ત્યાં સુધી, પણ ઘણીક વાર એ કલંમ પ્રજાને તરાસદાયક થઇ પડે છે. ઘણીક વાર તેઓ પોતાને મન ગમતું લખાંન વીરૂધમા ચીતરી કાહાડે છે, પણ જ્યારે તે લખાંનની ચોટ પકડી સાંમો ધણી પોતાના બુચાવમા

તેઓ ઉપર વીગતવાર ખુલાસો લખી મોકલી તે છાપાનાં અધીપતીને છાપવાની અરજ કરે છે, ત્યારે, પોતાની વીરૂધમાં જતો ખુલાસો અધીપતીઓ નહી, છાપતાં ટુકમા પતાવે છે કે. 'હમારી પાસ જગા ફાજલતુ નથી,' યા તો જો છાપે છે તો નહી છાપવા જોગ ખુલાસો છાપી, છાપવા જોગ ખુલાસો રદ કરી છાપવાને ના પાડે છે. છાપાના અધીપતીઓની આવી 'વર્તાંણ ખરેખર વાંધાભરી કહેવાય. જો તેઓ સાંમા ધણી ઉપર હુંમલો કરે, તો તેનો ખુલાસો પણ તેઓને બોલેબોલ છાપવો ઘટે છે.

દાંનેશમંદોની આ શીખાંમણ છે, કે જેની દોસ્તીમાં નફો નહી, તેની દુશમનીમા નુકસાંનબી નહી. નફા અને નુકસાંનનો આ હીસાબ ફીકર કરનારાઓએ ધ્યાંનમા રાખવો સજાવાર છે. મારા મીત્રોને મારી અરજ છે, કે મતફેરી થયાથી દુશમનીની હદ બાહાર દોડી જવામા તેઓ કાંઇજ નહી, પણ પોતાના મંનની નબલાઇ દેખાડે છે. તકરાર કરવાના તરીકા છે. તે તરીકાને ધોરણે વીચારો દરશાવી શકાય છે. નામુરાદી અને નાસીપાસી અગરજો સર ચહડી હોય, તો તેવાં દરદોઆલમને દુર કરવાના બીજાં બહેતર ઇલાજો, નીરાંતે વીચાર કરતા ઝટ યાદ આવશે. પણ એવી નીરાસી અને નાસીપાસીના ઝેનમા આવી જઇ તમુને નહી છાજે એવાં કંઇ પગલાં તમો બીજાઓ તરફ ભરો, તે આગમજ માંરી તમુને ભલામણ છે કે નીચલા હરફોને તમારો મુદ્રાલેખ બનાવી દો.

"Oh wad some power the giftie gie us
To see oursel's as others see us!
It wad frae monie a blunder free us."
And foolish notion.

—*Burns.*

સરવે ચીજની હદ હોય છે. હદમાંજ મજાહ પડે છે. પ્રેમ પ્રીત, અને લોભ લાભની હદમાંજ મોજ આપે છે. પણ તેજી જ્યારે હદ ઓલંગી જાએ છે, ત્યારે જીવનો કાળ થઇ પડે છે.

ધ. ન. પટેલ.

ફોરાસ રોડ—મુંબઈ.

ઍડવર્ડ બીલ્ડીંગ.

સોમવાર, તા૦ ૧૮ મી જુન ૧૯૦૬.

# એજ કરતાની લખેલી વારતા.

## થોડીજ નકલ બાકી છે.

કાલાં મેંઢાં—(સમપુરણ-વારતા) રૂ. ૨ (કીં[illegible] વધારી છે.)

કલીયોપેત્રા—(ચીત્રો સાથ-બીજી આવૃતી) રૂ. ૨

કળાવંત—(આરીય સંગીત કળા) રૂ. ૨

પારસી પેગંમબર જરથુશ્ત્રા. (જરથોસ્તી ધરમ માટે પ્રાચીની પવીત્ર લડાઇઓના લશકરની ગોઠવણવાલા નકશાઓ સાથે.) રૂ. ૧

☞ ચાર પુસતકોનો સામટો લૉટ રૂપીઆ પાંચમાં કરતા પાસથીજ મળશે. પોસ્ટેજ ઉપર. છુટક નકલ કીંમત પ્રમાણે.